શ્રી ધર્મ ભક્તિ ગ્રન્થમાલા મણકો ૧૦ મો

શ્રી

# જિનેન્દ્ર ભકિતપ્રકાશ.

( સ્તવનાદિ સંગ્રહ. )



સંગ્રાહક,

પ. મહારાજ શ્રી ભકિતવિજયજીના વિદ્વાન્
શિષ્ય મુનિરાજ શ્રી કંચનવિજયજી



પ્રકાશક,

માસ્તર હરખચંદ કપુરચંદ
ગુલાલ વાડિ-મુંબઈ.



આવૃત્તિ પહેલી        પ્રત ૧૦૦૦



વિક્રમ સં ૧૯૯૧    વીર સં ૨૪૬૧    ઇસ્વીસન ૧૯૩૪



કિંમત રૂા. ০॥।

# जिनस्तुतिः

त्रैलोक्यं युगपत्कराम्बुजलुठन्मुक्ताफलालोकते ।
जंतूनां निजया गिरा परिणमद् य सूक्तमाभापते ॥
स श्रीमान् भगवान् विचित्रविधिभिर्देवासुरैरर्चितो ।
वीतत्रासविलासहासरभस पायाज्जिनानां पति ॥ १ ॥

# गुरुस्तुतिः

( १ )

वन्द्यन्तेऽप्रतिमप्रभावकलना विश्वोपकारव्रता ।
दुर्दान्तप्रतिवादिकुंजरघटासन्त्रासकण्ठीरवा ॥
वैराग्यामृतवर्षणप्रशमितप्रोद्दाममोहानला ।
सर्वत्रापि गुणाकरव्यमनिन श्रीधर्मसूरीश्वरा ॥

( २ )

य स्याद्वादवचोऽमृतेन सततं प्रीणाति भव्यान सदा,
चातुर्यपविशारदो गुरुगुणै ख्यातोऽस्ति यो विश्रुतं ॥
शिष्येभ्य श्रुतबोधदानकुशलो नित्योद्यत सद्धियो,
तं धन्यामयरण्यमक्तिविजयं वंदे सदाऽह मुदा ॥



# અગાઉ છપાયેલા પુસ્તકોની

# યાદી.

| નામ. | કિંમત. | પ્રકાશક. |
|---|---|---|
| (૧) યોગશાસ્ત્ર | ૩—૦—૦ | જૈ. ધ. પ્રસારક સભા—ભાવનગર |
| (૨) વાસુપૂજ્ય ચરિત્ર | ,, ભેટ (સીલક નથી) | ,, |
| (૩) ધર્મ કલ્પદ્રુમ. | ,, ( ,, ) | ,, |
| (૪) વૈરાગ્ય ભાવના | ,, | શા ઉમેદભાઇ ભુરા ઠે. દોલતનો ખાંચો ખંભાત. |
| (૫) બારવ્રતની પૂજા. | ,, | ,, |
| (૬) ચૌદ નિયમની બુક | ,, | ,, |
| (૭) વર્ધમાન તપ બુકો | ,, (જુજ નકલ છે) | ,, |
| (૮) ઉપધાન વિધિ. | ,, ( ,, ) | ,, |
| (૯) પ્રાકૃત વ્યાકરણ (ભાષાંતર) | ૧—૮—૦ | મહાવીર જૈન સભા ખંભાત. |



# પ્રસ્તાવના.

અનાદિ કાળથી સસાર ચક્રમા જન્મ મરણવડે કરી પરિવર્તન કરતા ભિન્નભિન્ન સ્થાનોને મુકી મુકી અનેક પ્રકારની દુ ખની શ્રેણીઓ સહન કરતા જીવો વાસ્તવિક અવિનશ્વર સાચુ સુખ મેળવી શકતા નથી તેનુ કારણ જે માર્ગથી ભુલા પડેલા છે જેથી સાચા માર્ગ વિના અનતકાળની રખડપટી મટતી નથી, શુદ્ધ માર્ગદર્શક તીર્થંકર ગણધર અથવા કેવળી મહારાજા જ્યારે જ્યારે વિચરતા હોય ત્યારે ત્યારે તેમની સસારના તાપને ઉચ્છેદ કરનારી દેશના સાભળી, રત્નત્રયી રૂપી શુદ્ધ-માર્ગને પ્રાપ્ત કરી, અનેક આત્માઓ સકળ કર્મનો ઉચ્છેદ કરી, મોક્ષમા અવિનાશી સુખને પામી ગયા છે અને પામે છે આ પચમ કાળમા પણ સાક્ષાત્ તીર્થંકર ગણધર અથવા કેવળી ભગવાનનો અભાવ હોવા છતા પણ તેમના આગમ અને તેમની પ્રતિમા જીવોને પરમ આધાર-ભૂત છે, શરણરૂપ છે સહાયક છે અને છેવટે મોક્ષના સાચા સુખને પ્રાપ્ત કરાવનાર છે જેવી રીતે પ્રભુના આગમને શ્રવણ કરી ઘણા આત્માઓ આત્મકલ્યાણ કરી ગયા અને કરી રહ્યા છે, તેવી જ રીતે તેમની મૂર્તિ અનેક ભવના પાપને ભસ્મભૂત કરનારી નિહાળીને આર્દ્ર-કુમાર તથા શય્યભવસૂરિ મહારાજ વિગેરે વિગેરે ઘણા જીવો સાચુ સુખ પ્રાપ્ત કરી ગયા છે વીતરાગની મૂર્તિ દૃષ્ટિપથ આવવાથી તથા તેમની પૂજા ભક્તિ કરવાથી જીવોને વીતરાગ બનાવે છે વીતરાગ બન્યા વિના સાચુ સુખ ન જ મળે તો પછી વીતરાગની મૂર્તિની દ્રવ્ય–ભાવથી પૂજા જેટલી કરીયે તેટલી ઓછી છે દ્રવ્ય પૂજા પણ ભાવ પૂજા માટે જ હોવી જોઇએ ભાવ પૂજામા પણ ચૈત્યવદન કરતા પ્રભુની મૂર્તિ સન્મુખ દૃષ્ટિ રાખી તેમનુ આલબન લઇ પરમાત્માના ગુણો યાદ આવે તેવા અર્થથી ભરેલા સ્તવનો, ચૈત્યવદનો, સ્તુતિયો વિગેરે વિગેરે બોલવા જોઇએ મુખ્ય રીતીએ તો પુસ્તકમા જોયા વિના જ પુસ્તકમાથી મોઢે કરીને બોલવાના છે જેથી પ્રભુ સામી દૃષ્ટિ બરાબર રહી શકે અને દૃષ્ટિ બરાબર રહેવાથી તે સમય આત્માને અપૂર્વ આનદ પ્રાપ્ત થાય

## પન્યાસ શ્રી કંચનવિજયજી મહારાજ.



જન્મ—સં ૧૯૪૪ માગશર શુદ ૩ દિક્ષા ૧૯૭૫ માગશર શુદ ૧૦
ગણિપદ, પન્યાસપદ, ૧૯૯૧ ના માગશર શુદ ૬

**પાલીતાણા**

શ્રી મહોદય પ્રેસ—ભાવનગર

## અનુક્રમણિકા.



**આનંદઘનકૃત ચોવીસી.**



**ન્યાયવિશારદ ન્યાયાચાર્ય શ્રીમાન્ યશોવિજયજી વિરચિત ચોવીસી.**

## શ્રી મોહનવિજયજીકૃત ચોવીસી.



## પર્વ તિથિ તથા તીર્થોના સ્તવનો

## સ્તુતિઓ.

## સ્તુતિના શ્લોકો.



## સજ્ઝાયો.

## રાસ તથા છંદો.



શા૦ હરખચંદ કપુરચંદ માસ્તર પોરબંદરવાલા.

## આ પુસ્તક પ્રકાશન માટે સ્હાયકોના

# મુબારક નામો.



૨૫૧-૦-૦ માસ્તર હરખચંદ કo પોરબંદર (હાલ મુંબઇ)
૧૦૧-૦-૦ સૌભાગ્યવતી મીઠીબાઇ રવજી, વેરાવળવાળા
૧૦૧-૦-૦ શાહ માણેકચંદ જેચંદ (જાપાની) ભાવનગરવાળા
૨૫-૪-૦ સ્વર્ગસ્થ શેઠ ભાણાભાઇ ભુદરાજીની ધર્મપત્ની બહેન કંકુ તરફથી તથા શાહ હીરાચંદભાઇ ભાણાભાઇના અખંડ સૌભાગ્ય ધર્મપત્ની ધનકોરબાઇના સ્મરણાર્થે હા કે ભા બીલીમોરાવાળા
૨૫-૪-૦ બકુલાલ છગનલાલ સુરતવાળા હા રંગીલદાસ
૨૫-૪-૦ શાહ મોહનલાલ વસનજીની ધર્મપત્ની અમૃત મુંબઇ
૨૫-૪-૦ શાહ મોતીચંદ ફકીરચંદની વિધવા બાઇ ગબી સુરતવાળા
૨૫-૦-૦ ભાવસાર ગોપાલજી રણછોડના કાકી બાઇ દીવાળીના સ્મરણાર્થે મુનિ મહારાજ શ્રી આણંદવિજય જીના ઉપદેશથી ભાવનગર
૨૫-૦-૦ ભાવસાર ખીમા કીકાના પુત્ર ભગવાનના સ્મરણાર્થે હા શામળ
૨૫-૦-૦ ભાવસાર માણેકચંદ હંસરાજ હા બાઇ જીવી
૨૫-૦-૦ ભાવસાર ત્રીભોવનદાસ લાધાના સ્મરણાર્થે હા બહેન ગોદાવરી ભાવનગર
૧૧-૦-૦ શાહ દલીચંદ મોતીચંદ
૧૧-૦-૦ શાહ કાલુલાલ મોહનલાલ
૧૧-૦-૦ માંગરોળ પાઠશાળાના મહેતીજી બહેન વિજકોર મુંબઇ
૧૧-૦-૦ મારવાડી ઈંદુમલજી મનરૂપજી

પાંચસે ધનુષની દેહડી, પ્રભુ પરમ દયાલ;
ચોરાશી લખ પૂર્વનું, જસ આયુ વિશાલ. ૨
વૃષભ લંછન જિન વૃષધરૂ રે, ઉત્તમ ગુણમણિખાણ;
તસ પદ પદ્મ સેવનથકી, લહીએ અવિચલ ઠાણ. ॥ ૩ ॥

૩

સર્વારથ સિધ્ધે થકી, ચવિઆ આદિ જિણંદ ॥
પ્રથમ રાય વિનિતા વસે, માનવ ગણ સુખ કંદ ॥ ૧ ॥
યોનિ નકુલ જિણંદને, હાયન એક હજાર ॥
માનાતી તે કેવલી, વડ હેઠે નિરધાર ॥ ૨ ॥
ઉત્તરાષાઢા જનમ છે એ, ધનરાશિ અરિહંત ॥
દશ સહસ પરિવારશું, વીર કહે શિવ કંત ॥ ૩ ॥

૪

પઢમ જિનવર પઢમ જિનવર, પાય પણમેવ ॥
શેત્રુંજા ગિરિવર મંડણો, નાભિરાય કુલચંદ સામી ॥
શત શાખા જે પરવર્યો, કરે સેવ નિત દિવસ ગામી ॥
જુગલા ધરમ નિવારીઓ, મુગતિ રમણી ઉર હાર ॥
વૃષભ લંછન દુઃખ મંજણો, મરૂદેવી તણો મલ્હાર ॥૧॥

૫

ચૈત્રી પુનમને દિવસ, શત્રુંજય ભેટે ॥
ભક્તિ ધરે જે ભવ્ય લોક, તે ભવ દુઃખ મેટે ॥
આદીશ્વર જિનની અમૂલ, પુજા વિરચાવે ॥
ઇતિ ભીતિ સઘલી ટલે, સુખસંપદ પાવે, ॥
પરમાતમ પરકાશથીએ, પ્રગટે પરમાનંદ ॥
શ્રી વિજયરાજ સુરીશ્વરૂ, દાન અધિક આણંદ ॥ ૩ ॥

૬

વિમલ કેવલ જ્ઞાન કમલા, કલિત ત્રિભુવન હિતકર ॥
સુરરાજ સંસ્તુત ચરણ પંકજ નમો આદિ જિનેશ્વર ॥૧॥
વિમલ ગિરિવર શૃંગ મંડન, પ્રવર ગુણ ગણ ભૂધર ॥
સુર અસુર કિન્નર કોડિ સેવિત ॥ ન૦ ॥૨॥
કરતી નાટક કિન્નરી ગણ, ગાય જિન ગુણ મનહર ॥
નિર્જરાવલી નમે અહનિશ ॥ ન૦ ॥૩॥
પુંડરીક ગણપતિ સિદ્ધિ સાધિત, કોડિ પણ મુનિ મનહર ॥
શ્રી વિમલ ગિરિવર શૃંગ સિદ્ધા ॥ ન૦ ॥૪॥
નિજ સાધ્ય સાધન સુર મુનિવર, કોડિનંત એ ગિરિવર ॥
મુગતિ રમણિ વર્યા રંગે ॥ ન૦ ॥૫॥
પાતાલ નરસુર લોકમાંહિ, વિમલ ગિરિવર તો પર ॥
નહિ અધિક તીરથ તીર્થપતિ કહે ॥ ન૦ ॥૬॥
ઇમ વિમલ ગિરિવર શિખર મંડણ, દુઃખ વિહંડણ ધ્યાઇએ ॥
નિજ શુદ્ધ સત્તા સાધનાર્થ, પરમ જ્યોતિની પાઇએ ॥૭॥
જિત મોહ કોહ વિછોહ નિદ્રા, પરમ પદ સ્થિત જયકર ॥
ગિરિરાજ સેવા કરણ તત્પર, પદ્મ વિજય સુહિત કર ॥૮॥

---

## ( ૨ ) શ્રી અજીતનાથ સ્વામીના ચૈત્યવંદન

અજીતનાથ પ્રભુ અવતર્યો, વિનિતાનો સ્વામી ॥
જિત શત્રુ વિજયા તણો, નંદન શિવગામી ॥૧॥
બહોતેર લાખ પૂરવ તણું, પાલ્યું જિણે આય ॥
ગજ લંછન લંછન નહિ, પ્રણમે સુર રાય ॥૨॥
સાડા ચારશે ધનુષની એ, જિનવર ઉત્તમ દેહ ॥
પાદ પદ્મ તસ પ્રણમીયે, જિમ લહીયે શિવ ગેહ ॥૩॥

૨

આવ્યા વિજય વિમાનથી, નગરી અયોધ્યા ઠામ ॥
માનવ ગણરિખ રોહિણી, મુનિ જનના વિશ્રામ ॥ ૧ ॥
અજિતનાથ વૃષ રાશિયે, જનમ્યા જગદાધાર ॥
યોનિ ભુજંગમ ભય હરૂ, મૌને વર્ષ તે બાર ॥ ૨ ॥
સસ પરણ તરૂ હેઠલે એ, જ્ઞાન મહોત્સવ સાર ॥
એક સહસ્સશું શિવ વર્યા, વીર ધરે બહુ પ્યાર ॥ ૩ ॥

૩

શુદિ વૈશાખની તેરશે, ચવિયા વિજયંત;
માહા શુદિ આઠમે જનમીયા, બીજા શ્રી અજિત. ॥૧॥
માહા શુદિ નોમે મુનિ થયા, પોષી ઈગ્યારસ;
ઉજ્જવલ ઉજ્જવલ કેવલી, થયા અક્ષય કૃપારસ. ॥૨॥
ચૈત્ર શુકલ પંચમી દિને એ, પંચમ ગતિ લહ્યા જેહ;
ધીર વિમળ કવિ રાયનો, નય પ્રણમે ધરી નેહ ॥૩॥

---

## ( ૩ ) શ્રી સંભવનાથ સ્વામીના ચૈત્યવંદન.

સત્તમ ગ્રેવિજ ચવન છે, જનમ્યા મૃગશિર માંહિ;
દેવગણે સંભવજીના, નમીયે નિત્ય ઉત્સાહી ॥ ૧ ॥
સાવત્થી પુરી રાજીયો, મિથુન રાશિ સુખકાર,
પન્નગયોનિ પામીયા, યોનિ નિવારણહાર ॥ ૨ ॥
ચઉદ વરસ છદ્મસ્થમાંએ, નાણ શાલ તરૂ સાર;
સહસ ત્રતીશું શિવ વર્યા, વીર જગત આધાર ॥ ૩ ॥

૨

સાવત્થી નયરી ધણી, શ્રી સંભવનાથ;
જિતારી નૃપ નંદનો, ચલવે શિવસાથ ॥૧॥

સેના નંદન ચંદને, પૂજો નવ અંગે,
ચારશે ધનુષનું દેહમાન, પ્રણમો મન રંગે ॥૨॥
સાઠ લાખ પૂરવ તણું એ, જિનવર ઉત્તમ આય,
તુરગ લંછન પદ પદ્મને, નમતા શિવસુખ થાય ॥૩॥

૩

સપ્તમ ગ્રૈવેયક થકી, ચવિયા શ્રી સંભવ,
ફાગુણ શુદિ આઠમ દિને, શુદિ ચઉદસી અભિનવ ॥૧॥
મૃગશિર માસે જનમીયા, તિણી પૂનમ સંજમ,
કાર્તિક વદી પંચમી દિને, લહે કેવળ નિરૂપમ ॥૨॥
પંચમી ચૈત્રની ઊજળીએ, શિવ પહોંત્યા જિનરાજ
જ્ઞાનવિમળ પ્રભુ પ્રણમતા, સીઝે સઘળા કાજ ॥૩॥ઇતિ॥

---

## ( ૪ ) શ્રી અભિનંદન સ્વામીનાં ચૈત્યવંદન.

ચવ્યા જયંત વિમાનથી, અભિનંદન જિનચંદ,
પુનર્વસુમા જનમીયા, રાશિ મિથુન સુખકંદ ॥૧॥
નયરી અયોધ્યાનો ધણી, યોનિ વર મંજાર,
ઉગ્ર વિહાર તપ તપ્યા, ભૂતળ વરસ અઢાર, ॥૨॥
વળી રાયણ પાદવ તલે એ, વિમળનાણ ગણુ દેવ,
મોક્ષ સહસ મુનિ શું ગયા, વીર કરે નિત્ય સેવ ॥૩॥ઇતિ॥

૨

નંદન સંવર રાયનો, ચોથા અભિનંદન,
કપિલંછન વંદન કરો, ભવદુ:ખ નિકંદન ॥૧॥
સિદ્ધારથા જસ માવડી, સિદ્ધારથ જિનરાય,
સાડા ત્રણસે ધનુષમાન, સુંદર જસ કાય ॥૨॥

વિનિતાવાસી વંદીએ એ, આયુ લખ પંચાસ;
પૂરવ તસ પદ પદ્મને, નમતાં શિવપુર પ્રાસ ॥૩॥ઇતિ॥

૩

જયંત વિમાન થકી ચવ્યા, અભિનંદન રાયા;
વૈશાખ શુદિ ચોથે માઘ, શુદિ બીજે જાયા ॥ ૧ ॥
માહા શુદિ બારશે ગ્રહિયે દિખ્ખ, પોષ શુદિ ચઉદસ;
કેવળ શુદિ વૈશાખની, આઠમે શિવસુખ રસ ॥ ૨ ॥
ચઉથા જિનવરને નમીએ, ચઉ ગતિ ભ્રમણ નિવાર;
જ્ઞાનવિમળ ગણપતિ કહે, જિનગુણનો નહી પાર ॥ ૩ ॥

---

## ( ૫ ) શ્રી સુમતિનાથ સ્વામીનાં ચૈત્યવંદન.

સુમતિ જયંત વિમાનથી, રહ્યા અયોધ્યા ઠામ;
રાક્ષસગણ પંચમપ્રભુ, સિંહરાશિ ગુણધામ ॥ ૧ ॥
મઘા નક્ષત્રે જનમીયા, મુષક યોનિ જગદીશ;
મોહ રાય સંગ્રામમાં, વરસ ગયાં છવ્વીશ ॥ ૨ ॥
જીત્યો પ્રિયંગુ તરૂએ, સહસ મુનિ પરિવાર;
અવિનાશી પદવી વર્યા, વીર નમે સો વાર ॥ ૩ ॥

૨

સુમતિનાથ સુહંકરૂ કોસલ્લા જસનયરી;
મેઘરાય મંગલાતણો, નંદન જિતવયરી ॥ ૧ ॥
ક્રૌંચ લંછન જિનરાજિયો, ત્રણશે ધનુષની દેહ,
ચાલીશ લાખ પૂરવ તણું, આયુ અતિ ગુણ ગેહ ॥ ૨ ॥
સુમતિ ગુણે કરી જે ભર્યો એ, તર્યો સંસાર અગાધ;
તસ પદ પદ્મ સેવા થકી, લહો સુખ અવ્યાબાધ ॥ ૩ ॥

૩

શ્રાવણ શુદિ બીજે ચવ્યા, મેહેલીને જયંત,
પંચમી ગતિ દાયક નમુ, પચમ જિન સુમતિ ॥ ૧ ॥
શુદિ વૈશાખની આઠમે, જનમ્યા તિમ સજમ,
શુદિ નવમી વૈશાખની, નિરૂપમ જસ શમ દમ ॥ ૨ ॥
ચૈત્ર ઈગ્યારસ ઉજલીએ, કેવળ પામે દેવ,
શિવ પામ્યા નવમીયે, નય કહે કરો તસસેવ ॥ ૩ ॥

---

## ( ૬ ) શ્રી પદ્મપ્રભ સ્વામી ચૈત્યવંદન.

ગ્રૈવેયક નવમે થકી, કોસંબી ઘરવાસ,
રાક્ષસગણ નક્ષતરૂ, ચિત્રા કન્યા રાશ ॥ ૧ ॥
વૃશ્ચિક યોનિ પદ્મપ્રભ છદ્મસ્થા ષટ માસ,
તરૂ છત્રોઘે કેવળી, લોકાલોક પ્રકાશ ॥ ૨ ॥
ત્રણ અધિક શત આઠશુએ, પામ્યા અવિચળ ધામ,
વીર કહે પ્રભુ માહરે, ગુણશ્રેણી વિશ્રામ ॥ ૩ ॥

૨

કોસબીપુર રાજીયો ધર નરપતિ તાય,
પદ્મપ્રભ પ્રભુતામયી, સુસિમા જસ માય ॥ ૧ ॥
ત્રીશ લાખ પૂરવ તણું, જિન આયુ પાલી,
ધનુષ અઢીશે દેહડી, સવિ કર્મને ટાળી ॥ ૨ ॥
પદ્મલછન પરમેશ્વરૂ એ, જિન પદ પદ્મની સેવ,
પદ્મવિજય કહે કીજિએ, ભવિજન સહુ નિત મેવ ॥ ૩ ॥

૩

પદ્મ જિનવર પદ્મ જિનવર, રાય ધરતાત, કોસબિ નયરી ભલિ,
વાવકુપ પ્રસાદમંદિર, રક્તવરણ રળિયામણો,

ત્રીશ સહસ ગણુચ લાખ મુનિવર, જનની સુસીમા જનમીયો;
લંછનકમળસુચંગ,તપસંજમજિણઆદરો,જિત્યોસબળઅનંગ ॥૧॥

## (૭) સુપાસ જિન ચૈત્યવંદન.

શ્રી સુપાસ જિણંદ પાસ, ટાલ્યો ભવ ફેરો;
પૃથિવી માત ઉરે જયો, તે નાથ હમેરો ॥ ૧ ॥
પ્રતિષ્ટિત સુત સુંદરૂ, વાણારસી રાય;
વીશલાખ પૂરવતણું, પ્રભુજીનું આય ॥ ૨ ॥
ધનુષ બશેં જિન દેહડીએ, સ્વસ્તિક લંછન સાર;
પદપદ્મે જસરાજતો, તાર તાર ભવતાર ॥ ૩ ॥

૨

ગ્રેવીજ છઠ્ઠેથી ચવ્યા, વાણારસીપુરી વાસ;
તુલાવિશાખા જન્મીયા, તપ તપીયા નવમાસ ॥ ૧ ॥
ગણરાક્ષસ વૃકયોનિયે, શોભે સ્વામી સુપાસ;
શિરિષ તરૂ તલે કેવલી, જ્ઞેય અનંત વિલાસ ॥ ૨ ॥
મહાનંદ પદવી લહીયે, પામ્યા ભવનો પાર;
શ્રી શુભવીર કહે પ્રભુ, પંચ સયા પરિવાર ॥ ૩ ॥

૩

છઠ્ઠા ગ્રૈવેયકથી ચવી, જિનરાજ સુપાસ;
ભાદરવા વદી આઠમે, અવતરિયા ખાસ ॥ ૧ ॥
જેઠ શુકલ બારસે જણ્યા, તસ તેરસે સંજમ;
ફાગણ વદી છઠ્ઠે કેવલી, શિવ લહેતસ સત્તમિ ॥ ૨ ॥
સત્તમ જીનવર નામથી એ, સાતે ઇતિશમંત;
જ્ઞાન વિમલ સૂરી નિત લહે, તેજ પ્રતાપ મહંત ॥ ૩ ॥

## (૮) શ્રી ચંદ્રપ્રભ જીન ચૈત્યવંદન.

ચંદ્રપ્રભ ચંદ્રાવતી, પુરી ચવિયા વિજયંત,
અનુરાધાયે જનમીઆ, વૃશ્ચિક રાશિ મહંત ॥ ૧ ॥
મૃગ યોનીગણ દેવનો, કેવળ વિણ ત્રિકમાસ,
પામ્યા નાગ તરૂ તલે, નિર્મળ નાણ વિલાસ ॥ ૨ ॥
પરમાનંદ પદ પામીઆએ, વીર કહે નિરધાર,
સાથે મહુણા શોભતા, મુનિવર એક હજાર ॥ ૩ ॥

૨

લક્ષ્મણા માતા જનમીઓ, મહસેન જસ તાય,
ઉડુપતિ લંછન દીપતો, ચંદ્રપુરીનો રાય ॥ ૧ ॥
દશ લખ પૂરવ આઉખુ, દોઢસો ધનુષની દેહ,
સુરનરપતિ સેવા કરે, ધરતા અતિ સસનેહ ॥ ૨ ॥
ચંદ્રપ્રભ જીન આઠમાએ, ઉત્તમ પદ દાતાર,
પદ્મવિજય કહે પ્રણમીયે, મુજ પ્રભુ પાર ઉતાર ॥ ૩ ॥

૩

ચંદ્રપ્રભ જિન આઠમા, ચંદ્રપ્રભ સમ દેહ,
અવતરીયા વિજયંતથી, વદી પંચમી ચૈત્રેહ ॥ ૧ ॥
પોષ વદિ બારસે જનમીયા, તસ તેરસે સાધ,
ફાગણ વદીની સાતમે, કેવળ નીરાબાધ ॥ ૨ ॥
ભાદ્રવ સાતમ શિવ લહ્યા એ, પૂરી પૂરણ ધ્યાન,
અષ્ટ મહા સિદ્ધિ સંપજે, નય કહે જીન અભિધાન ॥ ૩ ॥

## (૯) શ્રી સુવિધિનાથ જીન ચૈત્યવંદન.

સુવિધિનાથ સુવિધે નમું, શ્વાન યોનિ સુખકાર;
આવ્યા આણુત સ્વર્ગથી, કાકંદી અવતાર ॥ ૧ ॥
રાક્ષસ ગણ ગુણવંતને, ધનરાશિ રિખ મુલ;
વરસાચાર છદ્મસ્થમાં, કર્મ શશક શાર્દુલ ॥ ૨ ॥
મલ્લી તરૂ તળે કેવળીએ, સહસ મુનિ સંઘાત;
બ્રહ્મ મહોદય પદ વર્યા, વીર નમે પરભાત. ॥ ૩ ॥

૨

સુવિધિનાથ નવમા નમું, સુગ્રીવ જસ તાત;
મગર લંછન ચરણે નમું, રામા રૂડી માત ॥ ૧ ॥
આયુ બે લાખ પૂરવ તણું, શત ધનુષની કાય;
કાકંદી નયરી ધણી, પ્રણમું પ્રભુ પાય ॥ ૨ ॥
ઊત્તમ વિધિ જેહથી લહ્યો એ, તેણે સુવિધિ જીન નામ;
નમતાં તસ પદ પદ્મને લહીયે શાશ્વત ધામ ॥ ૩ ॥

૩

ગોરા સુવિધિ જીણંદ, નામ બીજું પુષ્પદંત;
ફાગણ વદિ નોમે ચવ્યા, મેહેલી સુર અનંત ॥ ૧ ॥
મૃગશિર વદી પંચમી જણ્યા, તસ છઠ્ઠે દીક્ષા;
કાર્તિક શુદિ ત્રીજે કેવળી, દીયે બહુ પરે શિક્ષા ॥ ૨ ॥
સુદિ નવમી ભાદ્રવા તણીએ, અજર અમર પદ હોય;
ધીરવિમળ સેવક કહે, એ નમતાં સુખ હોય ॥ ૩ ॥

## (૧૦) શ્રી શીતલનાથ જીન ચૈત્યવંદન.

દશમા સ્વર્ગ થકી ચવ્યા, દશમા શીતલનાથ,
ભદ્દિલપુર ધન રાશીએ, માનવગણુ શિવ સાથ ॥ ૧ ॥
વાનર યોનિ જીણુંદને, પૂર્વાષાઢા જાત,
તિગ વરસાંતર કેવળી, પિયુંગુ વિખ્યાત ॥ ૨ ॥
સંયમધર સહસ્સે વરયાએ, નિરૂપમ પદ નિર્વાણુ,
વીર કહે પ્રભુધ્યાનથી, ભવભવ કોડિ કલ્યાણુ ॥ ૩ ॥

૨

નંદા દ્રઢરથ નંદને, શીતળ શીતળનાથ,
રાજા ભદ્દિલપુર તણો, ચલવે શિવસાથ ॥ ૧ ॥
લાખ પૂરવનું આઉખું, નેવું ધનુષ પ્રમાણુ,
કાયા માયા ટાળીને, લહ્યા પંચમ નાણુ ॥ ૨ ॥
શ્રી વત્સ લંછન સુંદરૂએ, પદ પદ્મે રહે જાસ,
તે જિનની સેવા થકી, લહીયે લીલ વિલાસ ॥ ૩ ॥

૩

પ્રાણુત કલ્પ થકી ચવ્યા, શીતળ જીન દશમા,
વદિ વૈશાખની છઠ્ઠે જાણું, દાધજ્વર પ્રશમ્યા ॥ ૧ ॥
માહા વદિ બારસ જનમ દિક્ષા, તસ બારસે લીધ,
વદિ પોષ ચૌદસ દીને, કેવળી પરસિદ્ધ ॥ ૨ ॥
વદિ બીજે વૈશાખની એ, મોક્ષ ગયા જીનરાજ,
જ્ઞાનવિમળ જિનરાજથી, સીઝે સઘળા કાજ ॥ ૩ ॥

## (૧૧) શ્રી શ્રેયાંસનાથ જીન ચૈત્યવંદન.

અચ્યુતથી પ્રભુ ઉતર્યા, સિંહપુર શ્રેયાંસ,
યોનિ વાનર દેવ ગણ, દેવ કરે પરશંસ ॥ ૧ ॥
શ્રવણે સ્વામી જનમીયા, મકર રાશિ દુગ વાસ;
છદ્મસ્થા તિંદુક તળે, કેવળ મહિમા જાસ ॥ ૨ ॥
વાચંયમ સહસે સહીએ, ભવ સંતતિનો છેહ;
શ્રી શુભવીરને સાંઈશું, અવિચળ ધર્મ સનેહ ॥ ૩ ॥

૨

શ્રી શ્રેયાંસ અગ્યારમા, વિષ્ણુ નૃપ તાય;
વિષ્ણુ માતા જેહની, એંશી ધનુષની કાય ॥ ૧ ॥
વરસ ચોરાશી લાખનું, પાળ્યું જેણે આય;
ખડગી લંછન પદક જે, સિંહપુરીનો રાય ॥ ૨ ॥
રાજ્ય તજી દીક્ષા વરીએ, જિનવર ઉત્તમ જ્ઞાન;
પામ્યા તસ પદ પદ્મને, નમતા અવિચળ થાન ॥ ૩ ॥

૩

અચ્યુત કલ્પ થકી ચવ્યા, શ્રી શ્રેયાંસ જીણંદ;
જેઠ અંધારી દિવસ છઠે, કરત બહુ આનંદ ॥ ૧ ॥
ફાગુણ વદી બારશે, જનમ દીક્ષા તસ તેરસ;
કેવળી માહા અમાવસિ, દેશના ચંદન રસ ॥ ૨ ॥
વદિ શ્રાવણ ત્રીજે લહ્યા એ, શિવસુખ અખય અનંત;
સકળ સમિહીત પુરણો, નય કહે એ ભગવંત ॥ ૩ ॥

## (૧૨) શ્રી વાસુપૂજ્ય જીન ચૈત્યવંદન.

પ્રાણતથી પ્રભુ પાંગરયા, સુખે ચંપા ગામ,
શિવમારગ જાતા થકા, ચંપકતરૂ વિસરામ ॥ ૧ ॥
અશ્વ યોનિ ગણ રાક્ષસ, શતભિષા કુંભરાશિ,
પાડલ હેઠે કેવળી, મૌનપણે ઇગ વાસિ ॥ ૨ ॥
ષટ શત સાથે શિવ થયા એ, વાસુપૂજ્ય જિનરાજ,
વીર કહે ધન્ય તે ઘડી, જવ નિરખ્યા મહારાજ ॥ ૩ ॥

૨

વાસવ વંદિત વાસુપૂજ્ય, ચંપાપુરી ઠામ,
વસુપુજ્ય કુળ ચંદ્રમા, માતા જયા નામ ॥ ૧ ॥
મહિષ લંછન જિન બારમા, સિત્તેર ધનુષ પ્રમાણ,
કાયા આયુ વરસ વળી, બહોત્તેર લાખ વખાણ ॥ ૨ ॥
સંઘ ચતુર્વિધ થાપીને એ, જિન ઉત્તમ મહારાય;
તસ મુખ પદ્મ વચન સુણી, પરમાનંદી થાય ॥ ૩ ॥

૩

પ્રાણતથી ઇહા આવિયા, જ્યેષ્ટ શુદિ નવમી,
જનમ્યા ફાગણ ચૌદસી, અમાવાસી સંજમી ॥ ૧ ॥
માહા સુદી બીજે કેવળી, ચૌદશ આષાઢી,
શુદિ શિવ પામ્યા કર્મ કષ્ટ, સવિ દૂરે કાઢી ॥ ૨ ॥
વાસુપૂજ્ય જિન બારમા એ, વિદ્રુમ રંગે કાય,
શ્રી નય વિમળ કહે ઇસ્યુ, જિન નમતા સુખ થાય ॥ ૩ ॥

---

## (૧૩) શ્રી વિમળનાથ ચૈત્યવંદન.

અષ્ટમ સ્વર્ગ થકી ચવી, કંપિલપુરમાં વાસ;
ઉત્તર ભાદ્રપદે જિન, માનવ ગણ મીનરાશ ॥ ૧ ॥
યોનિ છાગ સુહંકરૂ, વિમળનાથ ભગવંત;
દોય વરસ તપ નિર્જલે, જંબૂતેલ અરિહંત. ॥ ૨ ॥
ષટ્ સહસ મુનિ સાથશુંએ, વિમલ વિમલ પદપાય;
શ્રીશુભ વીરને સાંઇશું, મલવાનું મન થાય. ॥ ૩ ॥

૨

કંપિલ પુર વિમલ પ્રભુ, શ્યામા માત મલ્હાર;
કૃતવર્મા નૃપ કુલ નભે, ઉગમીયો દિનકાર. ॥ ૧ ॥
લંછન રાજે વરાહનું, સાઠ ધનુષની કાય;
સાઠ લાખ વરસા તણું, આયુ સુખદાય. ॥ ૨ ॥
વિમલ વિમલ પોતે થએ, સેવક વિમલ કરેહ;
તુજપદ પદ્મ વિમલ પ્રત્યે, સેવું ધરી સસનેહ. ॥ ૩ ॥

૩

અઠ્ઠમ કલ્પથકી ચવ્યા, માધવ શુદિ બારશ;
શુદિ માહાત્રીજે જણ્યા, તસ ચોથે વ્રત રસ. ॥ ૧ ॥
સુદિ પોષ છઠે લહ્યા, વર નિર્મલ કેવલ;
વદિ સાતમ આષાઢની, પામ્યા પદ અવિચલ. ॥ ૨ ॥
વિમલ જિણેસર વંદિયે, જ્ઞાન વિમલ કરી ચિત્ત;
તેરસમો જીન નિત દિયે, પુણ્ય પરિગલ વિત્ત. ॥ ૩ ॥

## (૧૪) શ્રી અનંતનાથ જીન ચૈત્યવંદન.

દેવલોક દશમાથકી, ગયા અયોધ્યા ઠામ,
હસ્તિ યોનિ અનંતને, દેવગણે અભિરામ ॥ ૧ ॥
રેવતીએ જન્મ્યા પ્રભુ, મીનરાશી સુખકાર,
ત્રણ્ય વરસ છદ્મસ્થમાં, નહિ પ્રશ્નાદિ ઉચ્ચાર ॥ ૨ ॥
પીંપલ વૃક્ષે પામીયા એ, કેવલ લક્ષ્મી નિદાન,
સાત સહસશું શિવ વર્યા, વીર કહે બહુમાન ॥ ૩ ॥

૨

અનંત અનંત ગુણ આગરૂ, અયોધ્યાવાસી,
સિંહસેન નૃપનંદનો, થયો પાપ નિકાસી ॥ ૧ ॥
સુજસા માતા જનમીયો, ત્રીશ લાખ ઉદાર,
વરસ આઉખુ પાલીયુ, જિનવર જયકાર ॥ ૨ ॥
લંછન સીંચાણા તણું એ, કાયા ધનુષ પચાસ,
જિનપદ પદ્મ નમ્યાથકી, લહીયે સહજ વિલાસ ॥ ૩ ॥

૩

પ્રાણત થકી ચવિયા ઈહા, શ્રાવણ વદિ સાતમ,
વશાખ વદિ તેરસી, જનમ્યા ચઉદસ મત ॥ ૧ ॥
વદિ વૈશાખ ચઉદમી, કેવળ પુણ્ય પામ્યા,
ચૈત્ર સુદિ પંચમી દિને, શિવ વનિતા કામ્યા ॥ ૨ ॥
અનંત જિનેશ્વર ચૌદમાએ, કીધા દુશ્મન અંત,
જ્ઞાનવિમલ કહે નામથી, તેજ પ્રતાપ અનંત ॥ ૩ ॥

---

# (૧૫) શ્રી ધર્મનાથ જિન ચૈત્યવંદન.

વિજય વિમાન થકી ચવ્યા, રત્નપુરે અવતાર;
ધર્મનાથ ગણ દેવતા, કર્કરાશિ મનોહાર. ॥ ૧ ॥

જન્મ્યા પુષ્ય નક્ષતરે, યોનિછાગ વિચાર;
દોય વરસ છદ્મસ્થમાં, વિચર્યા ધર્મ દયાળ. ॥ ૨ ॥

દધિપર્ણાધો કેવળી, વીર વર્યા બહુ રીદ્ધ;
કર્મ ખપાવીને હુઆ, અડસય સાથે સિદ્ધ. ॥ ૩ ॥

૨

ભાનુનંદન ધર્મનાથ, સુવ્રતા ભલી માત;
વજ્રલંછન વજ્રી નમે, ત્રણ ભુવન વિખ્યાત. ॥ ૧ ॥

દશ લાખ વરસનું આઉખું, વપુ ધનુ પીસ્તાલીશ;
રત્નપુરીનો રાજીયો, જગમાં જાસ જગીશ. ॥ ૨ ॥

ધર્મ મારગ જિનવર કહીએ, ઉત્તમ જન આધાર;
તેણે તુજ પાદ પદ્મતણી, સેવા કરૂં નિરધાર. ॥ ૩ ॥

૩

વૈશાખ શુદિ સાતમે, ચવિયા શ્રી ધર્મ;
વિજય થકી મહા માસની, શુદી ત્રીજે જનમ. ॥ ૧ ॥

તેરસ માંહે ઉજલી, લીયે સંજમ ભાર;
પોષી પુનમે કેવલી, ગુણના ભંડાર. ॥ ૨ ॥

જેઠી પાંચમ ઉજલીએ, શિવપદ પામ્યા જેહ;
નય કહે એ જિન પ્રણમતાં, વાધે ધર્મ સનેહ. ॥ ૩ ॥

## ૧૬ શ્રી શાંતિનાથ જિન ચૈત્યવંદન.

સર્વાર્થસિદ્ધે થકી, ચવીયા શાંતિ જિનેશ,
હસ્તી નાગપુર અવતર્યા, યોનિ હસ્તી વિશેષ ॥ ૧ ॥
માનવ ગણ ગુણવતને, મેષ રાશિ સુવિલાસ,
ભરણીએ જનમ્યા પ્રભુ, છદ્મસ્થા ઇગ વાસ ॥ ૨ ॥
કેવલ નંદી તરૂતલે એ, પામ્યા અતર જાણ,
વીગ કમ્મને ક્ષય કરી, નવ શતશુ નિર્વાણ ॥ ૩ ॥

૨

શાંતિ જિનેસર સોલમા, અચિરાસુત વંદો,
વિશ્વસેન કુલ નભમણી, ભવિજન સુખકંદો ॥ ૧ ॥
મૃગ લછન જિન આઉખુ, લાખ વરસ પ્રમાણ,
હત્થિણાઉર નયરી ધણી, પ્રભુજી ગુણમણી ખાણ ॥ ૨ ॥
ચાલીસ ધનુષની દેહડીએ, સમચઉરસ સંઠાણ,
વદન પદ્મ જ્યુ ચંદલો, દીઠે પરમ કલ્યાણ ॥ ૩ ॥

૩

ભાદ્રવા વદિ સાતમ દિને, સવ્વઠથી ચવિયા,
વદિ તેરસે જેઠે જણ્યા, દુઃખ દોહગ સમીયા
જેઠ ચઉદસ વદિ દિને, લીયે સંજમ પ્રેમ,
કેવલ ઉજ્વલ પોષની, નવમી દીને એમ
પંચમ ચક્રી પરવડાએ, સોલમા શ્રી જિનરાજ,
જેઠ વદિ તેરશે શિવ લહ્યા, નય કહે સારો કાજ ॥ ૧ ॥

## ૧૭ શ્રી કુંથુનાથ જિન ચૈત્યવંદન.

૧

લવસત્તમ સુરભવ તજી, ગજપુર નયર નિવાસ;
રાક્ષણગણ કૃતિકા જની, કુંથુનાથ વૃષરાશિ. ॥ ૧ ॥

સોલ વરસ છદ્મસ્થમાં, જિનવર યોનિ છાગ;
ઘાતિ કર્મ ઘાતે કરી, તિલક તલે વીતરાગ. ॥ ૨ ॥

શૈલેશી કરણે કરીએ, એક સહસ પરિવાર;
શિવમંદિર સધાવતાં, વીર ઘણું હુંશિયાર. ॥ ૩ ॥

૨

કુંથુનાથ કામિત દીયે, ગજપુરનો રાય;
સિરિ માતા ઉરે અવતર્યો, સુર નરપતિતાય. ॥ ૧ ॥

કાયા પાંત્રીશ ધનુષની, લંછન જસ છાગ;
કેવલજ્ઞાનાદિક ગુણા, પ્રણમો ધરી રાગ. ॥ ૨ ॥

સહસ પંચાણું વરસનું એ, પાલી ઉત્તમ આય;
પદ્મવિજય કહે પ્રણમીયે, ભાવે શ્રીજિનરાય. ॥ ૩ ॥

૩

શ્રાવણ વદિ નવમીને દિને, સવ્વઠથી ચવિયા;
વદી ચઉદશ વૈશાખની, જિન કુંથુ જણીયા. ॥ ૧ ॥

વદિ પંચમી વૈશાખની, લીયે સંજમ ભાર;
શુદિ ત્રીજે ચૈત્રહ તણી, લહે કેવલ સાર. ॥ ૨ ॥

પડવા દિન વૈશાખનીએ, પામ્યા અવિચલ ઠાણ;
છઠ્ઠા ચક્રી જયકરૂ, જ્ઞાનવિમલ સુખ ખાણ. ॥ ૩ ॥

---

# ૧૮ શ્રી અરનાથ જિન ચૈત્યવંદન.

૧

ઠાણુ સવ્વઠ્ઠ થકી ચવ્યા, નાગપુરે અરનાથ,
રેવતી જન્મ મહોત્સવા, કરતા નિર્જરનાથ ॥ ૧ ॥

જયકર યોનિ ગજવરૂ, રાશિ મીન ગણુદેવ,
ત્રણ્ય વરસમા થિર થઈ, ટાલે મોહની ટેવ ॥ ૨ ॥

પામ્યા અબ તરૂ તળે, ખાયિક ભાવે નાણુ,
સહસ મુનિવર સાથશુ, વીર કહે નિર્વાણુ ॥ ૩ ॥

૨

નાગપુરે અર જિનવરૂ, સુદર્શન નૃપનદ,
દેવી માતા જનમીયો, ભવિજન સુખકદ ॥ ૧ ॥

લછન નદાવર્તનુ, કાયા ધનુષહ ત્રીશ,
સહસ ચોરાશી વરસનું, આયુ જાસ જગીશ ॥ ૨ ॥

અરૂજ અજર અજ જિનવરૂએ, પામ્યા ઉત્તમ ઠાણુ,
તસ પદ પદ્મ આલબતા, લહીયે ઈમ નિરવાણુ. ॥ ૩ ॥

૩

સરવારથથી ચવિયા, ફાગુણ સુદિ ત્રીજે,
મૃગશિર સુદિ દશમી જણ્યા, અરદેવ નમી જે

મૃગશિર શુદિ એકાદશી, સજમ આદરીયો,
કાર્તિક ઉજ્વલ બારસે, કેવલ ગુણ વરીયો.

સુદિ દશમી મૃગશિર તણીએ, શિવ પદ લહે જિનનાથ,
ઉત્તમ ચકીને નમુ, નય કહે જોડી હાથ ॥ ૧ ॥

## ૨૧ શ્રી નમિનાથજિન ચૈત્યવંદન.

૧

દશમા પ્રાણત સ્વર્ગથી, આવ્યા શ્રી નમિનાથ;
મિથિલા નયરી રાજીયો, શિવપુર કેરો સાથ. ॥ ૧ ॥

યોનિ અશ્વ અલંકરી, અશ્વનિ ઉદયો ભાણ;
મેષરાશિ સુરગણ નમું, ધન્ય તે દિન સુવિહાણ. ॥ ૨ ॥

નવ માસાંતરે કેવલીએ, બકુલ તલે નિરધાર;
વીર અનુપમ સુખ વરયા, મુનિ પરિતંત હજાર. ॥ ૩ ॥

૨

મિથિલા નયરી રાજીયો, વપ્રા સુત સાચો;
વિજય રાય સુત છોડીને, અવરા મત માચો. ॥ ૧ ॥

નીલ કમલ લંછન ભલું, પન્નર ધનુષની દેહ;
નમિ જિનવરનું સોહતું, ગુણગણ મણિ ગેહ. ॥ ૨ ॥

દશ હજાર વરસ તણું એ, પાલ્યું પરગટ આય,
પદ્મવિજય કહે પુણ્યથી, નમિયે તે જિનરાય. ॥ ૩ ॥

૩

આસો સુદિ પૂનમ દિને, પ્રાણતથી આયા;
શ્રાવણ વદિ આઠમ દીને, નમિ જિનવર જાયા. ॥ ૧ ॥

વદિ નવમી આષાઢની, થયા તિહાં અણગાર;
મૃગશિર સુદી ઇગ્યારસે, વરકેવલ ધાર. ॥ ૨ ॥

વદિ દશમી વૈશાખની એ, અખય અનંતા સુખ;
નય કહે શ્રી જિન નામથી, નાસે દોહગ દુઃખ. ॥ ૩ ॥

---

## ૨૨ શ્રી નેમિનાથ જિન ચૈત્યવંદન

૧

નેમિનાથ બાવીસમા અપરાજિતથી આય,
સૌરીપુરમા અવતર્યા, કન્યારાશિ સુહાય ॥ ૧ ॥
યોનિ વાઘ વિવેકીને, રાક્ષસ ગણ અદભુત,
રિખ ચિત્રા ચોપન દિને, મૌનવતા મનપૂત ॥ ૨ ॥
વેતસ હેઠે કેવલીએ, પચસયા છત્રીશ,
વાચયમશુ શિવ વરયા, વીર નમે નિશદીશ ॥ ૩ ॥

૨

નેમિનાથ બાવીશમા, શિવાદેવી માય,
સમુદ્રવિજય પૃથિવીપતિ, જે પ્રભુના તાય ॥ ૧ ॥
દશહ ધનુષની દેહડી, આયુ વરસ હજાર,
શખ લછનધર સ્વામીજી, તજી રાજુલનાર ॥ ૨ ॥
સૌરીપુર નયરી ભલી એ, બ્રહ્મચારી ભગવાન,
જિન ઉત્તમ પદ પદ્મને, નમતા અવિચલ થાન ॥ ૩ ॥

૩

અપરાજિતથી આવિયા, કાર્તિક વદી બારસ,
શ્રાવણ સુદિ પચમી જણ્યા, યાદવ અવતસ
શ્રાવણ શુદિ છઠે સજમી, આસો અમાવસ નાણ,
શુદિ અષાઢની આઠમે, શિવસુખ લહે રસાલ
અરિઠનેમિ અણપરણીયા એ, રાજમતિના કત,
જ્ઞાનવિમલ ગુણ એહના, લોકોત્તર વૃતાત. ॥ ૧ ॥

## ૨૩ શ્રી પાર્શ્વનાથ જિન ચૈત્યવંદન.

૧

નયરી વાણારસીએ થયા, પ્રાણતથી પરમેશ;
યોનિ વ્યાઘ્ર સુહંકરૂ, રાક્ષસ ગણ સુવિશેષ. ॥ ૧ ॥
જન્મ વિશાખાએ થયો, પાર્શ્વ પ્રભુ મહારાય
તુલારાશિ છદ્મસ્થમાં, ચોરાશી દિન જાય. ॥ ૨ ॥
ધવતરૂ પાસે પામીયાએ, ખાયિકદુગ ઉપયોગ;
મુનિ તેત્રીશે શિવ વર્યા, વીર અખય સુખભોગ. ॥ ૩ ॥

૨

આશ પુરે પ્રભુ પાસજી, ત્રોડે ભવપાસ;
વામા માતા જનમીયો, અહિ લંછન જાસ. ॥ ૧ ॥
અશ્વસેન સુત સુખકરૂ, નવ હાથની કાયા;
કાશીદેશ વાણારશી, પુણ્યે પ્રભુ આયા. ॥ ૨ ॥
એકસો વરસનું આઉખુંએ, પાલી પાસકુમાર;
પદ્મ કહે મુગતે ગયા, નમતાં સુખ નિરધાર ॥ ૩ ॥

૩

કૃષ્ણ ચોથ ચૈત્રહ તણી, પ્રાણતથી આયા;
પોશ વદિ દશમી જનમ, ત્રિભુવન સુખ પાયા. ॥ ૧ ॥
પોશ વદિ ઇગ્યારશે, લહે મુનિવર પંથ;
કમઠાસુર ઉપસર્ગનો, ટાળ્યો પલીમંથ. ॥ ૨ ॥
ચૈત્ર કૃષ્ણ ચોથહ દીને એ, જ્ઞાનવિમળ ગુણનૂર;
શ્રાવણ સુદિ આઠમે લહ્યા, અવિચલ સુખ ભરપૂર. ॥ ૩ ॥

## ૨૪ શ્રી વર્દ્ધમાન જિન ચૈત્યવંદન.

૧

ઉર્દ્ધ લોક દશમા થકી, કુંડપુરે મંડાણુ,
વૃષભ યોનિ ચઉવીશમા, વર્દ્ધમાન જિનભાણુ ॥ ૧ ॥
ઉત્તરાફાલ્ગુની ઉપન્યા, માનવગણુ સુખદાય,
કન્યા રાશિ છદ્મસ્થમા, બાર વરસ વહી જાય ॥ ૨ ॥
શાલવિશાલ તરૂ તલે એ, કેવલ નિધિ પ્રગટાય,
વીર બિરૂદ ધરવા ભણી, એકાકી શિવ જાય ॥ ૩ ॥

૨

સિદ્ધારથ સુત વંદિયે, ત્રિશલાનો જાયો,
ક્ષત્રિકુંડમા અવતર્યો, સુરનર પતિ ગાયો ॥ ૧ ॥
મૃગપતિ લંછન પાઉલે, સાત હાથની કાયા,
બહોત્તેર વરસનું આઉખું, વીર જિનેશ્વર ગયા ॥ ૨ ॥
ખીમાવિજય જિનરાયના એ, ઉત્તમ ગુણ અવદાત,
સાત બોલથી વર્ણવ્યો, પદ્મવિજય વિખ્યાત ॥ ૩ ॥

૩

શુદિ આષાઢ છઠ્ઠ દિવસે, પ્રાણતથી ચવિયા,
તેરસ ચૈત્રહ શુદિ દિને, ત્રિશલાએ જણીયા ॥ ૧ ॥
મૃગશિર વદિ દશમી દિને, આપે સંયમ આરાધે,
શુદિ દશમી વૈશાખની, વર કેવલ સાધે ॥ ૨ ॥
કાતિ કૃષ્ણ અમાવસીએ, શિવગતિ કરે ઉદ્યોત,
જ્ઞાનવિમલ ગૌતમ લહે, પર્વ દીપોત્સવ હોત ॥ ૩ ॥

---

# શ્રી તિથીઓનાં ચૈત્યવંદન.

## બીજનું ચૈત્યવંદન.

દુવિધ ધર્મ જીણે ઉપદીશ્યો, ચોથા અભિનંદન;
બીજે જન્મ્યા તે પ્રભુ, ભવદુઃખ નિકંદન. ॥ ૧ ॥

દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોય ધ્યાન;
ઇમ પ્રકાશ્યું સુમતિજિને, તે ચવિયા બીજ દિન. ॥ ૨ ॥

દોય બંધન રાગ દ્વેષ, તેહને ભવિ તજીયે;
મુજ પરે શીતલ જિન કહે, બીજદિન શિવ ભજીયે. ॥ ૩ ॥

જીવાજીવ પદાર્થનું, કરો નાણ સુજાણ;
બીજદિને વાસુપૂજ્ય પરે, લહો કેવલનાણ. ॥ ૪ ॥

નિશ્ચયનય વ્યવહાર દોય, એકાંતે ન ગ્રહીએ;
અરજિન બીજ દિને ચવી, એમ જિન આગલ કહીએ. ॥ ૫ ॥

વર્તમાન ચોવિશીએ, એમ જિન કલ્યાણ;
બીજ દિને કેઇ પામીયા, પ્રભુનાણ નિર્વાણ. ॥ ૬ ॥

એમ અનંત ચોવીશીએ, હુઆ બહુ કલ્યાણ;
જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખ ખાણ. ॥ ૭ ॥

---

## જ્ઞાનપંચમીનું ચૈત્યવંદન.

ત્રિગડે બેઠા વીરજિન, ભાખે ભવિજન આગે;
ત્રિકરણશું ત્રિહું લોકજન, નિસુણો મન રાગે. ॥ ૧ ॥

આરાધો ભલી ભાતસે, પાચમ અજુઆલી,
જ્ઞાન આરાધન કારણે, એહજ તિથિ નિહાળી ॥ ૨ ॥
જ્ઞાન વિના પશુ સારિખા, જાણો એણે સંસાર,
જ્ઞાન આરાધનથી લહે, શિવપદ સુખ શ્રીકાર ॥ ૩ ॥
જ્ઞાન રહિત ક્રિયા કહી, કાસ કુસુમ ઉપમાન,
લોકાલોક પ્રકાશ કર, જ્ઞાન એક પરધાન ॥ ૪ ॥
જ્ઞાની શ્વાસોશ્વાસમા, કરે કર્મનો છેહ,
પૂર્વ કોડી વરસા લગે, અજ્ઞાને કરે તેહ ॥ ૫ ॥
દેશ આરાધક ક્રિયા કહી, સર્વ આરાધક જ્ઞાન,
જ્ઞાન તણો મહીમા ઘણો, અંગ પાચમે ભગવાન ॥ ૬ ॥
પચ માસ લઘુ પચમી, જાવજીવ ઉત્કૃષ્ટી,
પચ વરસ પચ માસની, પચમી કરો શુભ દૃષ્ટિ ॥ ૭ ॥
એકાવન હી પચનોએ, કાઉસ્સગ્ગ લોગસ્સ કેરો,
ઉજમણું કરો ભાવશું, ટાળો ભવફેરો ॥ ૮ ॥
એણી પરે પચમી આરાધીએ, આણી ભાવ અપાર,
વરદત્ત ગુણમંજરી પરે, રંગ વિજય લહો સાર ॥ ૯ ॥

## શ્રી અષ્ટમીનું ચૈત્યવંદન.

માહા શુદી આઠમ દિને, વિજયા સુત જાયો,
તેમ ફાગણ શુદી આઠમે, સભવ ચવી આવ્યો ॥ ૧ ॥
ચૈતર વદની આઠમે, જન્મ્યા રૂષભ જીણંદ,
દીક્ષા પણ એ દીનલહી, હુઆ પ્રથમ મુનિચંદ ॥ ૨ ॥
[1]માધવ શુદિ આઠમ દિને, આઠ કર્મ કર્યા દૂર,
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપૂર. ॥ ૩ ॥

---

૧ વૈશાખ

એહિજ આઠમ ઉજલી, જન્મ્યા સુમતિ જિણંદ;
આઠ જાતિ કળશે કરી, નવરાવે સુરઈંદ. ॥ ૪ ॥
જન્મ્યા જેઠ વદી આઠમે, મુનિસુવ્રતસ્વામી;
નેમ અષાડ સુદી આઠમે, અષ્ટમીગતિ[૧] પામી. ॥ ૫ ॥
શ્રાવણ વદની આઠમે, નમિ જન્મ્યા જગભાણ;
તેમ શ્રાવણ સુદી આઠમે, પાસજીનું નિરવાણ. ॥ ૬ ॥
ભાદરવા વદી આઠમ દિનેએ, ચવિયા સ્વામીસુપાસ;
જિન ઉત્તમ પદપદ્મને સેવ્યાથી શિવવાસ. ॥ ૭ ॥

---

## શ્રી એકાદશીનું ચૈત્યવંદન.

શાસન નાયક વીરજી, પ્રભુ કેવલ પાયો;
સંઘ ચતુરવિધ થાપવા, મહસેન વન આયો. ॥ ૧ ॥
[૨]માધવ સિત એકાદશી, સોમલ દ્વિજ યજ્ઞ;
ઈંદ્રભૂતિ આદે મલ્યા, એકાદશ વિજ્ઞ[૩]. ॥ ૨ ॥
એકાદશસેં ચઉગુણા, તેહનો પરિવાર;
વેદ અર્થ અવળો કરે, મન અભિમાન અપાર. ॥ ૩ ॥
જીવાદિક સંશય હરીએ, એકાદશ ગણધાર;
વીરે સ્થાપ્યા વંદીએ, જિન શાસન જયકાર. ॥ ૪ ॥
મલ્લિ જન્મ અર મલ્લિ પાસ, વર ચરણ વિલાસી;
ઋષભ અજીત સુમતિ નમિ, મલ્લિ ઘનઘાતી વિનાશી. ॥ ૫ ॥
પદ્મપ્રભ શિવવાસ પાસ, ભવભવના તોડી;
એકાદશી દિન આપણી, રૂદ્ધિ સઘળી જોડી. ॥ ૬ ॥
દશ ક્ષેત્રે ત્રિહુંકાળનાં, ત્રણસેં કલ્યાણ;
વરસ અગ્યાર એકાદશી, આરાધો વરનાણ. ॥ ૭ ॥

---

૧ મોક્ષ. ૨ વૈશાખ. ૩ અગીઆર વિદ્વાનો ( વિપ્રો ).

અગીઆર અંગ લખાવીએ, એકાદશ પાઠા,
પુંજણી ઠવણી વીંટણી મશી કાગળને કાઠા ॥ ૮ ॥
અગીઆર અવ્રત છાંડવા એ, વહો પડિમા અગીઆર,
ખીમાવિજય જિનશાસને , સફળ કરો અવતાર ॥ ૯ ॥

## પંચમીનું ચૈત્યવંદન.

શ્રી સૌભાગ્ય પંચમી તણો, સયલ દિવસ સિણગાર,
પાંચે જ્ઞાનને પૂજીયે, થાય સફળ અવતાર ॥ ૧ ॥
સામાયિક પોસહ વિષે, નિરવદ્ય પૂજા વિચાર,
સુગંધચૂર્ણાદિક થકી, જ્ઞાન ધ્યાન મનોહાર ॥ ૨ ॥
પૂર્વ દિસે ઉત્તર દિશે, પીઠ રચી ત્રણ સાર,
પંચ વરણ જિન બિંબને, સ્થાપીજે સુખકાર ॥ ૩ ॥
પંચ પંચ વસ્તુ મેળવી, પૂજા સામગ્રી જોગ,
પંચ વરણ કલશા ભરી, હરીયે દુઃખ ઉપભોગ ॥ ૪ ॥
યથાશક્તિ પૂજા કરો, મતિજ્ઞાનને કાજે,
પંચ જ્ઞાનમાં ધુરે કહ્યુ, શ્રી જિનશાસન રાજે ॥ ૫ ॥
મતિ શ્રુત વિણ હોવે નહિ એ, અવધિ પ્રમુખ મહાજ્ઞાન;
તે માટે મતિ ધુરે કહ્યુ, મતિ શ્રુતમાં મતિ માન ॥ ૬ ॥
ક્ષય ઉપશમ આવરણનો, લબ્ધિ હોયે સમકાલે,
સ્વામ્યાદિકથી અભેદ છે, પણ મુખ્ય ઉપયોગ કાલે ॥ ૭ ॥
લક્ષણ ભેદે ભેદ છે, કારણ કારજ યોગે,
મતિ સાધન શ્રુત સાધ્ય છે, કંચન કલશ સંયોગે ॥ ૮ ॥
પરમાતમ પરમેસરૂએ, સિદ્ધ સયલ ભગવાન;
મતિ જ્ઞાન પામી કરી, કેવળ લક્ષ્મી નિધાન ॥ ૯ ॥

## શ્રી ચોવીશ જિન લંછન ચૈત્યવંદન.

ઋષભ લંછન ઋષભદેવ, અજિત લંછન હાથી;
સંભવ લંછન ઘોડલો, શિવપુરનો સાથી. ॥ ૧ ॥
અભિનંદન લંછન કપિ, ક્રૌંચ લંછન સુમતિ;
પદ્મ લંછન પદ્મપ્રભુ, વિશ્વદેવા સુમતિ. ॥ ૨ ॥
સુપાર્શ્વ લંછન સાથીયો, ચંદ્રપ્રભુ લંછન ચંદ્ર;
મગર લંછન સુવિધિપ્રભુ, શ્રીવચ્છ શીતલ જિણંદ. ॥ ૩ ॥
લંછન ખડ્ગી શ્રેયાંસને, વાસુપૂજ્યને મહિષ;
સુવરલંછન પાયે વિમલ દેવ, ભવિયા તે નમો શિષ. ॥ ૪ ॥
સિંચાણો જિન અનંતને, વજ્ર લંછન શ્રીધર્મ;
શાંતિ લંછન મૃગલો, રાખે ધર્મનો મર્મ. ॥ ૫ ॥
કુંથુનાથ જિન બોકડો, અરજિન નંદાવર્ત;
મલ્લિ કુંભ વખાણીએ, સુવ્રત કચ્છપ વિખ્યાત. ॥ ૬ ॥
નમિ જિનને નીલો કમલ, પામીયે પંકજ માંહિ;
શંખ લંછન પ્રભુ નેમજી, દીસે ઉંચે આંહિ. ॥ ૭ ॥
પાર્શ્વનાથજીને ચરણ સર્પ, નીલ વરણ શોભિત;
સિંહ લંછન કંચન તણું, વર્દ્ધમાન વિખ્યાત. ॥ ૮ ॥
એણીપરે લંછન ચિંતવીએ, ઓળખીએ જિનરાય;
જ્ઞાનવિમલ પ્રભુ સેવતાં, લક્ષ્મીરતન સૂરિરાય. ॥ ૯ ॥

---

## શ્રી જિન પુજાનું ચૈત્યવંદન.

પ્રણમું શ્રી ગુરૂરાજ આજ, જિનમંદિર કેરો;
પુન્યભણી કરસ્યું સફલ, જિનવચન ભલેરો. ॥ ૧ ॥
દેરે જાવા મન કરે, ચોથ તણું ફલ પાવે;
જિનવર જુહારવા ઉઠતાં, છઠ પોતે આવે. ॥ ૨ ॥

જાવા માડયુ જેટલે, અઠમતણુ ફલ હોય,
ડગલુ ભરતા જિનભણી, દશમ તણુ ફલ જોય ॥ ૩ ॥
જાઇસ્યુ જિનહર ભણી, મારગ ચાલતા,
હોવે દ્વાદશતણો પુન્યભક્તિ માલતા ॥ ૪ ॥
અર્ધ પથ [1]જિનહરતણે, પદર ઉપવાસ,
દીઠે સ્વામિતણો ભુવન, લહીએ એકમાસ ॥ ૫ ॥
જિનહર પાસે આવતા, છમાસી ફલ સિદ્ધ,
આવ્યા જિનહર બારણે, વરસી તપ ફલ લીધ ॥ ૬ ॥
સો વર્ષ ઉપવાસ પુન્ય, પ્રદિક્ષણા દેતા,
સહસ વર્ષ ઉપવાસ પુન્ય, જિન નજરે જોતા ॥ ૭ ॥
ભાવ જિનવર જુહારીએ, ફલ હોવે અનત,
તેહથી લહીએ સો ગુણુ, જો પૂજે ભગવત ॥ ૮ ॥
ફલ ઘણુ ફુલની માલ, પ્રભુ કઠે ઠવતા,
પાગ ન આવે ગીત નાદ, કેરા ફલ શુણુતા ॥ ૯ ॥
શીર પૂજી પૂજા કરે સુર ધૂપણુધૂપ,
અક્ષસાર તે અક્ષય સુખ, દીપે તનુરૂપ ॥ ૧૦ ॥
નિગ્મલ તન મને કરી, શુણુતા ઇદ્રજગીશ,
નાટક ભાવના ભાવતા, પામે પદવી ઇશિ ॥ ૧૧ ॥
જિનવર ભક્તિ વલીએ, પ્રેમ પ્રકાશી,
નિસુણી શ્રીગુરૂવયણુ સાર, પુર્વે રીષીભાષી ॥ ૧૨ ॥
અષ્ટકર્મને ટાલવા, જિનમદિરે જઇશુ,
ભેટી ચરણુ ભગવતના, હવે નિગ્મલ થઇશુ ॥ ૧૩ ॥
કીર્ત્તિવિજય ઉવજ્ઝાયનોએ, વિનય કહે કર જોડ,
સફલ હોજો મુજ વિનતિ, જિન સેવાનુ કોડ ॥ ૧૪ ॥



1 જિનમદિર

# પરચુરણ ચૈત્યવંદન.



## શ્રી સિદ્ધાચળજીનાં ચૈત્યવંદન.

સિદ્ધાચલ શિખરે ચઢી, ધ્યાન ધરો જગદીશ;
મન વચ કાય એકાગ્રશું, નામ જપો એકવીશ. ॥ ૧ ॥
શત્રુંજય ગિરિ વંદીએ, બાહુબલી શિવઠામ;
મરૂદેવને પુંડરિકગિરિ, રૈવતગિરિ વિશ્રામ. ॥ ૨ ॥
વિમલાચલ સિદ્ધરાજજી, નામ ભગીરથ સાર;
સિદ્ધક્ષેત્રને સહસ્ત્રકમલ, મુક્તિનિલય જયકાર. ॥ ૩ ॥
સિદ્ધાચલ શતકૂટ ગિરિ, ઢંકને કોડિ નિવાસ;
કદંબગિરિ લોહિત નમું, તાલધ્વજ પુણ્ય રાસ. ॥ ૪ ॥
મહાબલ દૃઢશક્તિ સહી, એ એકવીશે નામ;
સાતે શુદ્ધિ સમાચરી, નિત્ય કીજે પરણામ. ॥ ૫ ॥
દગ્ધ શૂન્યને અવિધિ દોષ, અતિ પરિણતિ જેહ;
ચાર દોષ છંડી ભજો, ભક્તિ ભાવ ગુણગેહ. ॥ ૬ ॥
માનવભવ પામી કરીએ, સદ્ગુરૂ તીરથ જોગ;
શ્રી શુભવીરને શાસને, શિવરમણિ સંજોગ. ॥ ૭ ॥

૨

શત્રુંજયગિરિ વંદિએ, સકલ તીરથ જગસાર;
આતમ પાવન કારણે, એહીજ તીર્થ નીરધાર. ॥ ૧ ॥
શિવગિરિ સેવા શિવ વસ્યા, મહાત્માનંતાનંત,
એહ તીર્થની સ્પર્શના, અમ હોજો ભગવંત. ॥ ૨ ॥
તીર્થનામ યથાર્થ તે, જેહથી ભવ તરાય;
વિષય કષાય મૂલ ભવતણા, તીર્થ ભક્તે છેદાય. ॥ ૩ ॥

સ્થાવર જંગમ ભેદથી, દુવિધ તીર્થ જણાય,
જિન ગણુહરાદિ મુનિવરા, જંગમ તીર્થ કહાય ॥ ૪ ॥
સિદ્ધાચળ અષ્ટાપદ ગિરિ, આબુ સમ્મેત સાર,
રૈવતગિરિ આદે સવે, સ્થાવર તીર્થ અવધાર ॥ ૫ ॥
ચિત્ત ચોખે શુદ્ધ સાધ્ય શુ, તન્મય સ્વરૂપા ધાર,
એકજવાર એમ સેવતા, આપે ભવનો પાર ॥ ૬ ॥
સેવના જોગ અસંખ્ય છે, પણ ભક્તિ અંગ બળવાન,
તે માટે રૂપ ઓળખી, શામળ કરે ગુણગાન ॥ ૭ ॥

---

## શ્રી પુંડરીક સ્વામીનું ચૈત્યવંદન.

૩

શ્રી શત્રુંજય માહાત્મ્યની, રચના કીધી સાર,
પુંડરગિરિના સ્થાપનાર, પ્રથમ જિન ગણધાર ॥ ૧ ॥
એક દિન વાણી જિનની, શ્રવણી થયો આનંદ,
આવ્યા શત્રુંજયગિરિ, પંચક્રોડ સહરંગ ॥ ૨ ॥
ચૈત્રી પૂનમને દિને એ, શિવશું કીયો યોગ,
નમીયે ગિરિને ગણધરૂ, અધિક નહીં ત્રિલોક ॥ ૩ ॥

૪

આદિશ્વર જિનરાયનો, ગણધર ગુણવંત,
પ્રગટ નામ પુંડરિક જાસ, મહિમાહે મહંત ॥ ૧ ॥
પંચક્રોડ સાથે મુણીંદ, અનશન જીહા કીધ,
શુક્લ ધ્યાન ધ્યાતા અમૂલ, કેવલ તિહાં લીધ ॥ ૨ ॥

ચૈત્રી પૂનમને દિન એ, પામ્યા પદ મહાનંદ;
તે દિનથી પુંડરિક ગિરિ, નામ દાન સુખકંદ. ॥ ૩ ॥

## શ્રી પરમાત્મા ચૈત્યવંદન.

જગન્નાથને તે નમું હાથ જોડી, કરૂં વિનતિ ભક્તિ શું માન મોડી; કૃપાનાથ સંસારકું પાર તારો, લહ્યો પુન્યથી આજ દેદાર સારો. ॥ ૧ ॥ સોહિલા મલે રાજ્ય દેવાદિ ભોગો, પરમ દોહિલો એક તુજ ભક્તિ જોગો; ઘણા કાલથી તું લહ્યો સ્વામી મીઠો, પ્રભુ પારગામી સહુ દુઃખ નીઠો. ॥ ૨ ॥ ચિદાનંદ રૂપી પરબ્રહ્મ લીલા, વિલાસી વિભો ત્યક્ત કામાગ્નિ કીલા; ગુણાધાર જોગીશ નેતા અમાઈ, જય ત્વં વિભો ભૂતલે સુખદાઈ, ॥ ૩ ॥ ન દીઠી જેણે તાહરી યોગમુદ્રા, પડ્યા રાત દીસે મહા મોહ નિદ્રા, કિસી તાસ હોસે ગતિ જ્ઞાનસિંધો ! ભમંતા ભવે હે જગ જીવ બંધો ॥ ૪ ॥ સુધા સ્યંદીતે દર્શન નિત્ય દેખે, ગણું તેહને હું વિભો ! જન્મ લેખે; ત્વદાજ્ઞા વશે જે રહ્યા વિશ્વમાંહે, કરે કર્મની હાણ ક્ષણ એક માંહે. ॥ ૫ ॥ જિનેશાય નિત્ય પ્રભાતે નમસ્તે, ભવિઃધ્યાન હોજો હૃદયં સમસ્તે; સ્તવી દેવના દેવને હર્ષ પુરે, મુખાંભોજ ભાલી ભજે હેજ ઉરે. ॥ ૬ ॥ કહે દેશના સ્વામી વૈરાગ્ય કેરી, સુણે પર્ષદા બાર બેઠી ભલેરી; સુધાંબોધ ધારા સમી તાપ ટાલે, બહુ બંધવા સાંભલે એક ઢાલે. ॥ ૭ ॥

## શ્રી વિશ વિહરમાન જીન ચૈત્યવંદન.

સીમંધર સુગમંધર પ્રભુ, બાહુ સુબાહુ ચાર;
જંબદ્વીપના વિદેહમાં, વિચરે જગદાધાર. ॥ ૧ ॥

સુજાત સાહિબ ને સ્વયપ્રભુ, ઋષભાનન ગુણમાલ,
અનતવીર્યને સુરપ્રભુ, દશમા દેવ વિશાલ ॥ ૨ ॥
વજ્રધર ચદ્રાનન નમુ, ધાતકીખડ મોઝાર,
અષ્ટકર્મ નિવારવા વહુ વાર હજાર ॥ ૩ ॥
ચદ્રબાહુ ને ભુજગ પ્રભુ, નમી ઇશ્વર વીરસેન,
મહાભદ્ર ને દેવજશા અજિત વીર્ય નામેન ॥ ૪ ॥
આઠે પુષ્કરાર્ધમા, અષ્ટમી ગતિ દાતાર,
વિજય અડ નવ ચઉવીશમી પણવિશમી કીરતાર ॥ ૫ ॥
જગનાયક જગદીશ્વરૂ એ, જગબધવ હિતકાર,
વિહરમાનને વદતા, જીવ લહે ભવપાર ॥ ૬ ॥

---

## ૨ શ્રી સીમંધર સ્વામીનાં ચૈત્યવંદનો.

શ્રી સીમધર જગધણી, આ ભરતે આવો,
કરૂણાવત કરૂણા કરી, અમને વદાવો ॥ ૧ ॥
સકળ ભક્ત તુમે ધણી, જે હોવે અમ નાથ,
ભવોભવ હુ છુ તાહરો, નહીં મેલુ હવે સાથ ॥ ૨ ॥
સયલ સગ છડી કરી એ, ચારિત્ર લેઇશુ,
પાય તુમારા સેવીને, શિવ રમણી વરશુ ॥ ૩ ॥
એ અળજો મુજને ઘણો એ, પુરો સીમધર દેવ,
ઇંહા થકી હુ વિનવુ અવધારો મુજ સેવ ॥ ૪ ॥

૩

શ્રી સીમધર વીતરાગ, ત્રિભુવન તમે ઉપગારી,
શ્રી શ્રેયાંસ પિતાકુળે, બહુ શોભા તુમારી ॥ ૧ ॥

ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી;
વૃષભ લંછને વિરાજમાન, વંદે નરનારી. ॥ ૨ ॥
ધનુષ પાંચસે દેહડીએ, સોહીએ સોવનવાન;
કીર્તિવિજય ઉવજઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન. ॥ ૩ ॥

૪

સીમંધર પરમાતમા, શિવસુખના દાતા;
પુક્ખલવઇ વિજયે જયો, સર્વ જીવના ત્રાતા. ॥ ૧ ॥
પૂર્વવિદેહ પુંડરિગિણી, નયરીએ સોહે;
શ્રી શ્રેયાંસ રાજા તિહાં, ભવિયણનાં મન મોહે. ॥ ૨ ॥
ચોદ સુપન નિર્મળ લહી, સત્યકી રાણી માત;
કુંથુ અર જિન અંતરે, શ્રી સીમંધર જાત. ॥ ૩ ॥
અનુક્રમે પ્રભુ જનમીયા, વળી યોવન પાવે;
મતાપિતા હરખે કરી, રૂક્મિણી પરણાવે. ॥ ૪ ॥
ભોગવી સુખ સંસારનાં, સંજમ મન લાવે;
મુનિસુવ્રત નમિ અંતરે, દીક્ષા પ્રભુ પાવે. ॥ ૫ ॥
ઘાતીકર્મનો ક્ષય કરી, પામ્યા કેવળનાણ;
વૃષભ લંછને શોભતા, સર્વ ભાવનાજાણ. ॥ ૬ ॥
ચોરાશી જસ ગણધરા, મુનિવર એકસો ક્રોડ;
ત્રણ ભુવનમાં જોવતાં, નહિ કોઇ એહની જોડ. ॥ ૭ ॥
દશ લાખ કહ્યા કેવળી, પ્રભુજીનો પરિવાર;
એક સમય ત્રણ કાળના, જાણે સર્વ વિચાર. ॥ ૮ ॥
ઉદય પેઢાલ જિન અંતરે એ, થાશે જિનવર સિદ્ધ;
જસવિજય ગુરૂ પ્રણમતાં, શુભ વાંછિત ફળ લીધ. ॥ ૯ ॥

---

# શ્રી પર્યુષણ પર્વનાં ચૈત્યવંદનો. ૧.

વડા કલ્પ પૂર્વ દિને, ઘરે કલ્પને લાવો,
રાતી જગા પ્રમુખે કરી, શાસન સોહાવો ॥ ૧ ॥
હય ગય રથ શણગારીને, કુમર લાવો ગુરૂ પાસે,
વડા કલ્પ દિન સાંભળો, વીર ચરિત્ર ઉલ્લાસે ॥ ૨ ॥
છઠ્ઠ અઠ્ઠમ તપ કીજીએ એ, ધરીએ શુભ પરિણામ,
સ્વામીવચ્છલ પ્રભાવના, પૂજા અભીરામ ॥ ૩ ॥
જિન ઉત્તમ ગૌતમ પ્રત્યે એ, કહેજો એકવીશ વાર,
ગુરૂ મુખ પદ્મથી સુણીયે, તો પામે ભવપાર ॥ ૪ ॥

૨

નવ ચોમાસી તપ કર્યા, ત્રણ માસી દોય,
દોય અઢી માસી કર્યા, તીમ દોઢ માસી દોય ॥ ૧ ॥
બહોતેર પાસ ક્ષમણ કર્યા, માસ ક્ષમણ કર્યા બાર,
બે માસી તપ આદર્યો, બાર અઠ્ઠમ તપ સાર ॥ ૨ ॥
ખટમાસી એક તેમ કર્યો, પણ દિન ઉણ ખટમાસ,
બસે ઓગણત્રીશ છઠ્ઠ ભલા, દિક્ષા દિન એક ખાસ ॥ ૩ ॥
ભદ્ર પ્રતિમા દોય તીમ, પારણુ દિન જાસ,
દ્રવ્યાહાર પાન કર્યો, ત્રણસે ઓગણપચાસ ॥ ૪ ॥
છદ્મસ્થ એણી પરે રહ્યા, સહ્યા પરિષહ ઘોર,
શુક્લ ધ્યાન અનલે કરી, બાલ્યાકર્મ કઠોર ॥ ૫ ॥
શુકલ ધ્યાન અંતર રહ્યા એ, પામ્યા કેવલનાણ,
પદ્મવિજય કહે પ્રણમતા, લહીયે નિત્ય કલ્યાણ. ॥ ૬ ॥

૩

કલ્પતરૂ સમ કલ્પસૂત્ર, પૂરે મન વંછીત;
કલ્પસૂત્ર ધૂરથી સુણો, શ્રી મહાવીર ચરિત્ર. ॥ ૧ ॥
ક્ષત્રીકુંડ ગ્રામ્ય નગર, સિદ્ધારથ રાય;
રાણી ત્રિશલા તણી કુંખે, કંચન સમ કાય. ॥ ૨ ॥
પુષ્પોત્તર વરથી ચવ્યા એ, ઉપન્યા પુન્ય પવિત્ર;
ચતુરા ચૌદ સુપન લહે, ઉપજે વિનય વિનિત. ॥ ૩ ॥

૪

પર્વ પર્યુષણ ગુણ નીલો, નવ કલ્પ વિહાર;
ચાર માસાન્તર થિર રહે, એહીજ અર્થ ઉદાર. ॥ ૧ ॥
અસાડ શુદિ ચઉદસ થકી, સંવત્સરી પચાસ;
મુનિવર દિન સિત્તેરમે, પડિક્કમતાં ચઉમાસ. ॥ ૨ ॥
શ્રાવક પણ સમતા ધરી, કરે ગુરૂના બહુમાન;
કલ્પસૂત્ર સુવિહિત મુખે, સાંભળે થઇ એક તાન. ॥ ૩ ॥
જિનવર ચૈત્ય જુહારીએ, ગુરૂ ભક્તિ વિશાળ;
પ્રાયે અષ્ટ ભવાંતરે, વરીએ શિવ વરમાળ. ॥ ૪ ॥
દર્પણથી નિજ રૂપનો, જુએ સુદૃષ્ટિ રૂપ;
દર્પણ અનુભવ અર્પણ, જ્ઞાન રમણ મુનિભૂપ. ॥ ૫ ॥
આત્મસ્વરૂપ વિલોકતાં, પ્રગટ્યો મિત્ર સ્વભાવ;
રાય ઉદાયી ખામણાં પર્વ પર્યુષણ દાવ. ॥ ૬ ॥
નવ વખાણ પૂજી સુણો, શુકલ ચતુર્થી સીમા;
પંચમી દિન વાંચે સુણે, હોય વિરાધક નીમા. ॥ ૭ ॥
એ નહિ પર્વ પંચમી, સર્વ સમાણી ચોથે;
ભવભીરૂ મુનિ માનશે, ભાખ્યું અરિહાનાથે. ॥ ૮ ॥

શ્રુત કેવળી વયણા સુણીએ, લહી માનવ અવતાર,
શ્રી શુભ વીરને શાસને, પામ્યા જયજયકાર ॥ ૯ ॥

---

## શ્રી પાર્શ્વનાથનાં ચૈત્યવંદનો.

સકલ ભવિજન ચમત્કારી ભારી મહિમા જેહનો,
નિખિલ આતમ રમા રાજીત નામ જપીયે તેહનો,
દુષ્ટ કર્માષ્ટક ગન્જરી જે ભાવિક જન મન સુખ કરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ સખેશ્વરો ॥ ૧ ॥
બહુ પુન્ય ગશિ દેશ કાશી તથ્થ નયરી વારાણસી,
અશ્વસેન રાજા રાણી વામા, રૂપે રતિ તનુ સારીખી,
તસ કુખે સુપન ચૌદ સુચિત સ્વર્ગથી પ્રભુ અવતર્યો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ સખેશ્વરો ॥ ૨ ॥
પોષ માસે કૃષ્ણ પક્ષે દશમી દિન પ્રભુ જનમિયો,
સુરકુમરી સુરપતિ ભક્તિભાવે મેરૂ શૃંગે સ્થાપીઓ,
પ્રભાતે પૃથ્વીપતિ પ્રમોદે, જન્મમહોત્સવ અતિ કર્યો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ શખેશ્વરો, ॥ ૩ ॥
ત્રણ લોક તરૂણી મન પ્રમોદી તરૂણ વય જબ આવીયા,
તવ માતતાતે પ્રસન્ન ચિત્તે ભામિની પરણાવીઆ,
કમઠ શઠ કૃત અગ્નિ કુંડે નાગ બળતો ઉદ્ધર્યો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ સખેશ્વરો ॥ ૪ ॥
પોષ વદિ એકાદશી દિને પ્રવ્રજ્યા જિન આદરે,
સુર અસુર રાજભક્તિ સાજ સેવના ઝાઝી કરે,
કાઉસગ્ગ કરતા દેખી કમઠે, કીધ પરિસહ આકરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ સખેશ્વરો ॥ ૫ ॥

તવ ધ્યાન ધારારૂઢ જિનપતિ મેઘધારે નવિ ચલ્યો,
તીહાં ચલિત આસન ધરણ આયો, કમઠ પરિષહ અટકાયો;
દેવાધિદેવની કરે સેવા, કમઠને કાઢી પરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ સંખેશ્વરો. ॥ ૬ ॥

ક્રમે પામી કેવળજ્ઞાન કમળા સંઘ ચઉવીહ સ્થાપીને,
પ્રભુ ગયા મોક્ષે સમેત શિખરે માસ અનશન પાળીને;
શિવરમણી રંગે રમે રસીયો, ભવિક તસ સેવા કેરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીયે સ્વામી નામ સંખેશ્વરો. ॥૭॥

ભૂત પ્રેત પિશાચ વ્યંતર, જલણ જલોદર ભય ટળે,
રાજરાણી રમા પામે, ભક્તિ ભાવે જો મળે;
કલ્પતરૂથી અધિક દાતા જગત ત્રાતા જય કરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ સંખેશ્વરો. ॥૮॥

જરા જર્જરી ભૂત યાદવ, સૈન્ય રોગ નિવારતા,
વઢીયાર દેશે નિત્ય બીરાજે, ભવિક જીવને તારતા;
એ પ્રભુ તણાં પદ પદ્મ સેવા, રૂપ કહે પ્રભુતા વરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ સંખેશ્વરો. ॥૯॥

૨

સેવો પાર્શ્વ સંખેશ્વરો મન શુદ્ધે, નમો નાથ નિશ્ચે કરી એક બુદ્ધે;
દેવી દેવલા અન્યને શું નમો છો, અહો ભવ્ય લોકો ભુલા કાં ભમો છો. ૧
ત્રૈલોક્યના નાથને શું તજો છો, પડ્યાપાસમાં ભૂતને કાં ભજો છો;
સૂરધેનુ છંડી અજા શું અજો છો, મહા પંચ મુકી કુપંથે વ્રજો છો. ૨
તજે કોણ ચિંતામણી કાચ માટે, ગ્રહે કોણ રાષભને હસ્તિ સાટે;
સુરદ્રુમ ઉપાડી કોણ આક લાવે, મહા મૂઢતે આકુલા અંત પાવે. ૩
કીહાં કાંકરો ને કીહાં મેરૂ શ્રૃંગ, કીહાં કેશરી ને કીહાં તે કુરંગ;

કીહાં વિશ્વનાથ કીહા અન્ય દેવા, કરો એક ચિત્તે પ્રભુ પાર્શ્વસેવા ૪
પૂજો દેવી પ્રભાવતી પ્રાણનાથ, સહુ જીવને જે કરે છે સનાથ,
મહા તત્વ જાણી સદા જેહ ધ્યાવે, તેનો દુ ખ દાલીદ્ર દૂરે પલાવે ૫
પામી માનુષ્યોને વૃથા કા ગમો છો, કુશીલે કરી દેહને કાં દમો છો,
નહિ મુક્તિ વાસ વિના વીતરાગ, ભજો ભગવ ત તજો દૃષ્ટિરાગ ૬
ઉદય રત્ન ભાખે સદાહિત આણી, દયાભાવ કીજે પ્રભુ દાસ જાણી,
આજ મહારે મોતીડે મેહ વુઠ્યા, પ્રભુ પાર્શ્વ સ ખેશ્વરો આપ તુઠ્યા ૭

૩

ૐ નમ પાર્શ્વનાથાય, વિશ્વચિન્તામણિયતે,
હ્રીં ધરણેન્દ્ર વૈરોટ્યા, પદ્માદેવી યુતાયતે ॥ ૧ ॥
શાન્તિ તુષ્ટિ મહાપુષ્ટિ, ધૃતિ કીર્તિ વિધાયિને,
ૐ હ્રીં દ્વિડ્ વ્યાલ વેતાલ, સર્વાધિ વ્યાધિ નાશિને ॥ ૨ ॥
જયા જિતાખ્યા વિજ્યાખ્યા, પરાજિતયાન્વિત ,
દિશા પાલૈર્ગ્રહૈર્યક્ષે, ર્વિદ્યાદેવી ભિરન્વિત ॥ ૩ ॥
ૐ અસિઆઉસાય નમસ્તત્ર, ત્રૈલોકય નાથ તામ્,
ચતુ પષ્ટિ સુરેન્દ્રાસ્તે, ભાસાન્તે છત્ર ચામરૈ ॥ ૪ ॥
શ્રી સખેશ્વર મડન પાર્શ્વજિન પ્રણુત કલ્પ તરૂકલ્પ,
ચુરય દુષ્ટવ્રાત, પૂરય મે વાછિત નાથ ॥ ૫ ॥

૪

જય ચિંતામણી પાર્શ્વનાથ, જય ત્રિભુવન સ્વામી,
અષ્ટ કર્મ રિપુ જીતીને, પચમી ગતિ પામી ॥ ૧ ॥
પ્રભુ નામે આનદ કદ, સુખ સપત્તિ લહીએ,
પ્રભુ નામે ભવ ભય તણા, પાતક સબ દહીએ ॥ ૨ ॥

ૐ હ્રીં વર્ણ જોડી કરીએ, જપીએ પાર્શ્વનામ;
વિષ અમૃત થઇ પરગમે, લહીએ અવિચલ ઠામ. ॥ ૩ ॥

૫

પ્રભુ પાસજી તાહરૂં નામ મીઠું, તીહું લોકમાં એટલું સાર દીઠું;
સદા સમરતાં સેવતાં પાપ નીઠું, મન માહરે તાહરૂં ધ્યાન બેઠું. ૧
મન તુમ પાસે વસે રાત દીસે, મુખપંકજ નિરખવા હંસ હીસે;
ધન્ય તે ઘડી જે ઘડી નયણદીસે, ભલી ભક્તિભાવે કરી વિનવીજે. ૨
અહો એહ સંસાર છે દુઃખદોરી, ઈંદ્રજાલમાં ચિત્ત લાગ્યું ઠગોરી;
પ્રભુ માનીયે વિનંતિ એક મોરી, મુજ તાર તું તાર બલીહારી તોરી.૩
સહિ સ્વપ્ન જંજાલને સંગ મોહ્યો, ઘડીયાલમાં કાલ રમતો ન જોયો;
મુધા એમ સંસારમાં જન્મ ખોયો, અહો ઘૃતતણે કારણે જળ વિલોયો.૪
એતો ભમરલો કેસુઆ ભ્રાંતિ ધાયો, જઈ શુકતણી ચંચુમાહે ભરાયો;
શુકે જંબુ જાણી ગલે દુઃખ પાયો, પ્રભુ લાલચે જીવડો એમ વાહ્યો.૫
ભમ્યો ભર્મ ભૂલ્યો રમ્યો કર્મ ભારી, દયા ધર્મની શર્મ મેં ન વિચારી
તોરી નર્મ વાણી પરમ સુખકારી, ત્રીહું લોકના નાથ મેં નવી સંભારી.૬
વિષય વેલડી શેલડી કરી અજાણી, ભજી મોહ તૃષ્ણા તજી તુજ વાણી;
એહવો ભલો ભુંડો નિજદાસ જાણી. પ્રભુ રાખીયે બાંહીની છાંય પ્રાણી.૭
મોરા વિવિધ અપરાધની કોડિ સહીએ, પ્રભુ શરણ આવ્યા તણી લાજ વહીએ;
વલી ઘણી ઘણી વિનતિ એમ કહીએ, મુજ માનસસરે પરમહંસ રહીએ. ૮
એમ કૃપા મૂરત પાર્શ્વ સ્વામી, મુગતિગામી ધ્યાયએ;
અતિ ભક્તિભાવે વિપત્તિ જાવે, પરમ સંપત્તિ પાઇએ;

પ્રભુ મહિમાસાગર ગુણ વૈરાગર, પાસ અન્તરિક્ષ જે સ્તવે,
તસ સકલ મગલ જય જયારવ આનદ વર્દ્ધન વિનવે ૯

૬

શ્રયામિત જિન સદા મુદા પ્રમાદ વર્જિત,
સ્વકીય વાગ્વિલાસતો જિતોરૂ મેઘ ગર્જિતમ્,
જગત્પ્રકામ કામિત પ્રદાન દક્ષમક્ષત,
પદ દધાનમુચ્ચકૈ રકૈતવોપલક્ષિતમ ॥ ૧ ॥

સતામવદ્ય ભેદક પ્રભૂત સપદાપદ,
વલક્ષપક્ષસગત જને ક્ષણક્ષણ પ્રદમ્,
સદૈવ યસ્ય દર્શન વિશા વિમર્દિતૈનસા,
નિહન્ત્ય શાત જાત માત્મ ભક્તિ રક્ત ચેતસામ્ ॥ ૨ ॥

અવાપ્ય યત્પ્રસાદમાદિત પુરૂશ્રિયો નગ,
ભવન્તિ મુક્તિ ગામિન સ્તત પ્રભા પ્રભાસ્વરા,
ભજેય માત્મસેન દેવ દેવમેવ સત્યદ,
તમુચ્ચ માનસેન શુદ્ધ બોધ વૃદ્ધિ લાભદમ ॥ ૩ ॥

---

## શ્રી ચોવીસ જિનનું ચૈત્યવદન.

રૂષભ અજિત સભવ નમો, અભિનદન જિનરાજ,
સુમતિ પદ્મ સુપાસ જિન, ચદ્ર પ્રભુ મહારાજ
સુવિધિ શીતલ શ્રેયાંસ જિન, વાસુપૂજ્ય સુખવાસ,
વિમલ અનત શ્રી ધર્મ જિન, શાતિનાથ પુરે આસ
કુથુ અર ને મલ્લિ જિન, મુનિ સુવ્રત જગનાથ,
નમી નેમિ પારસ વીર, (એ) સાચો શિવપુર સાથ

દ્રવ્ય ભાવથી સેવીએ, આણી મન ઉલ્લાસ;
આતમ નિર્મલ કીજીએ, ( જીમ ) પામીજે સિવવાસ.
એમ ચોવીસ જિન સમરતાં એ, પહોંચે મનની આસ;
અમિકુમર એણી પરે ભણે, ( તે ) પામે લીલ વિલાસ.

---

## શ્રી સિદ્ધચક્રના ચૈત્યવંદનો ૧૦.

જો ધુરિ સિરિ અરિહંત મૂલ, દઠ પીઠ પઈઠ્ઠિઓ;
સદ્ધ સૂરિ ઉવજ્ઝાય સાહૂ, ચિહું પાસ ગરિઠ્ઠિઓ. ॥ ૧ ॥
દંસણ નાણ ચરિત્ત તવટિ, પડિસાહા સુંદરૂ;
તત્તખ્ખર સરવગ્ગ લદ્ધિ, ગુરૂ પયદલ દુમરૂ. ॥ ૨ ॥
દિસિ પાલ જખ્ખ જખ્ખિણી પમુહ, સુર કુસુમેહિં અલંકિયો;
સો સિદ્ધચક્ક ગુરૂ કપ્પતરૂ, અમ્હ મનવંછિય ફલ દીયો. ॥ ૩ ॥

૨

શ્રી સિદ્ધચક્ર આરાધીયે, આસો ચૈતર માસ;
નવ દિન નવ આંબીલ કરી, કીજીએ ઓલી ખાસ. ॥ ૧ ॥
કેશર ચંદન ઘસી ઘણાં, કસ્તુરી બરાસ;
જુગતે જીનવર પૂજીયા; મયણાને શ્રીપાલ. ॥ ૨ ॥
પૂજા અષ્ટ પ્રકારની, દેવ વંદન ત્રણ કાલ;
મંત્ર જપો ત્રણ કાલને, ગણણું તેર હજાર. ॥ ૩ ॥
કષ્ટ ટલ્યું ઉંબર તણું, જપતાં નવપદ ધ્યાન;
શ્રી શ્રીપાલ નરિંદ થયા, વાધ્યો બમણો વાન. ॥ ૪ ॥
સાતસેં કોઢી સુખ લહ્યા એ, પામ્યા નિજ આવાસ;
પુન્ય મુક્તિ વધુ વર્યા, પામ્યા લીલ વીલાસ. ॥ ૫ ॥

૩

ઉપ્પન્ન સન્નાણ મહોમયાણ, સપ્પાડિહેરા સણસઠિયાણ,
સદ્દેસણાણ દીય સજ્જણાણ, નમો નમો હોઉ સયા જિણાણ ॥૧॥
સિદ્ધાણ માણ સુર માલયાણ, નમો નમોણત ચઉક્કયાણ,
સૂરીણ દુરી કય કુગ્ગયાણ, નમો નમો સૂર સમપ્પહાણ
સૂતત્થ વિત્થારણ તપ્પગાણ, નમો નમો વાયગ કુંજરાણ,
સાહૂણ સસાહિઅ સંજમાણ, નમો નમો શુદ્ધ દયા દમાણ.
જિણુત્ત તત્તે રૂઇ લખ્ખણસ્સ, નમો નમો નિમ્મલ દંસણસ્સ,
અન્નાણ સંમોહ તમો હરસ્સ, નમો નમો નાણ દિવાયરસ્સ
આરાહિઅ ખંડીઅ સક્કિઅસ્સ, નમો નમો સંજમ વીરિઅસ્સ,
કમ્મ દુમોમ્મુલણ કુંજરસ્સ, નમો નમો તિવ્વ તવો ભરસ્સ
ઈય નવ પદય સિદ્ધ લદ્ધિ વિજ્જા સમિદ્ધ,
પયડિય સુરવગ્ગ હ્રીંતીરે હાસમગ્ગ,
દિસવઈ સુરસાર ખોણિ પીઢાવયાર,
તિજયવિજય ચક્ક સિદ્ધચક્ક નમામિ ॥ ૧ ॥

---

## શ્રી શત્રુંજયનું ચૈત્યવંદન.

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુરગતિ વારે,
ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે ॥ ૧ ॥
અનંત સિદ્ધનો એહ ઠામ, સકલ તીરથનો રાય,
પૂરવ નવાણુ રીખભદેવ, જ્યા ઠવીયા પ્રભુ પાય ॥ ૨ ॥
સૂરજ કુંડ મોહામણો, કવડ જક્ષ અભિરામ,
નાભિરાય કુલ મંડણો, જિનવર કરૂ પ્રણામ ॥ ૩ ॥

---

## શ્રી ઋષભદેવનું ચૈત્યવંદન.

જય જય નાભિ નરિંદ નંદ, સિદ્ધાચલ મંડણ,
જય જય પ્રથમ જિણંદ ચંદ, ભવદુખ વિહંડણ ॥ ૧ ॥

જય જય સાધુ સૂરિંદ વૃંદ, વંદિઅ પરમેસર;
જય જય જગદાનંદ કંદ, શ્રી ઋષભ જિણેસર. ॥ ૨ ॥
અમૃત સમ જિન ધર્મનો એ, દાયક જગમાં જાણ;
તુજ પદ પંકજ પ્રીતધર નિશદિન નમત કલ્યાણ. ॥ ૩ ॥

---

## શ્રી કેવલજ્ઞાની ચૈત્યવંદન.

શ્રી જિન ચઉનાણી થઇ, શુકલ ધ્યાન અભ્યાસે;
અતિશય અતિશય આત્મરૂપ, ક્ષણ ક્ષણ પ્રકાશે. ૧
નિદ્રા સ્વપ્ન જાગર દશા, તે સવિ દૂરે હોવે;
ચોથી ઉજાગર દશા, તેહનો અનુભવ જોવે. ૨
ક્ષપકશ્રેણિ આરોહિયા એ, અપૂર્વ શક્તિ સંયોગે;
લહી ગુણઠાણું બારમું, તુરીય કષાય વિયોગે. ૩
નાણ દંસણ આવરણ મોહ, અંતરાય ઘનઘાતી;
કર્મ દુષ્ટ ઉચ્છેદીને, થયા પરમાતમ જાતી. ૪
દોય ધર્મ સવિ વસ્તુના, સમયાંતર ઉપયોગ;
પ્રથમ વિશેષપણે ગ્રહે, બીજે સામાન્ય સંયોગ. ૫
સાદિ અનંત ભાંગે કરીએ, દર્શન જ્ઞાન અનંત;
ગુણઠાણું લહી તેરમું, ભાવ જિણંદ જયવંત. ૬
મૂલ પયડિનો એક બંધ, સત્તા ઉદયે ચાર;
ઉત્તર પયડિનો એક બંધ, તેમ ઉદયે રહે બાયાલ. ૭
સત્તા પંચાશી તણી એ, કર્મ જેહવા રજ્જુ છાર;
મન વચ કાયા યોગ જાસ, અવિચળ અવિકાર. ૮
સયોગી કેવલી તણી એ, પામી દશા એ વિચરે;
અક્ષય કેવલજ્ઞાનના, વિજય લક્ષ્મી ગુણ ઉચ્ચરે. ૯

---

## શ્રી સિદ્ધપરમાત્માનું ચૈત્યવદન.

અજ અવિનાશી અકલ જે, નિરકાર નિરધાર,
નિર્મમ નિર્ભય જે સદા, તાસ ભક્તિ ચિત્તધાર ૧
જન્મ જરા જાકુ નહી, નહિ શોક સતાપ,
સાદિ અનત સ્થિતિ કરી, સ્થિતિ બધન રૂચિ કાય ૨
તીજે અશ રસિત શુચિ, ચરમ પિંડ અવગાહ,
એક સમે સમશ્રેણીએ, અચળ થયો શિવ નાહ ૩
સમ અરૂ વિષમપણે તરી, ગુણ પર્યાય અનત,
એક એક પરદેશમે, શક્તિ સુજગ મહત ૪
રૂપાતીત વ્યતીત મલ, પૂર્ણાનદી ઈશ,
ચિદાનદ તાકુ નમત, વિનય સહિત નિજ શિષ ૫

---

## શ્રી વીશસ્થાનકનું ચૈત્યવદન.

પહેલે પદ અરિહંત નમુ, બીજે સર્વ સિદ્ધ,
ત્રીજે પ્રવચન મન ધરો, આચારજ સિદ્ધ ॥ ૧ ॥
નમો થેરાણુ પચમે, પાઠક ગુણ છઠ્ઠે,
નમો લોએ સવ્વ સાહૂણુ, જે છે ગુણ ગરિઠ્ઠે ॥ ૨ ॥
નમો નાણુસ્સ આઠમે, દર્શન પદ ધ્યાવો,
વિનય કરો ગુણવતનો, ચારિત્ર મન ભાવો ॥ ૩ ॥
નમો બભવય ધારિણુ, તેરમે કિરિયાણુ,
નમો તવસ્સ ચૌદમે, ગોયમ નમો જિણાણુ. ॥ ૪ ॥
ચારિત્ર નાણુ સુઅ એ, નમો તિથ્થસ્સ જાણી,
જિન ઉત્તમ પદ પદ્મને, નમતા હોય સુખ ખાણી ॥ ૫ ॥

---

## સામાન્ય જિન ચૈત્યવંદન.

જય જય તું જિનરાજ આજ, મલીયો મુજ સ્વામી;
અવિનાશી અકલંકરૂપ, જગ અંતર જામી. ॥ ૧ ॥
રૂપારૂપી ધર્મ દેવ, આતમ આરામી;
ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવ લીલા પામી. ॥ ૨ ॥
સિદ્ધ બુદ્ધ તું વંદતા, સકલ સિદ્ધવર બુદ્ધ;
રામ પ્રભુ ધ્યાને કરી, પ્રગટે આતમ ઋદ્ધ. ॥ ૩ ॥
કાળ બહુ સ્થાવર ભમ્યો, ભમીયો ભવમાંહી;
વિકલેંદ્રીય માંહી વસ્યો, સ્થિરતા નહીં કયાંહી. ॥ ૪ ॥
તિર્યંચ પંચેદ્રિય માંહી દેવ, કરમે હું આવ્યો;
કરી કુકર્મ નરકે ગયો, તુમ દરિશન નહીં પાયો. ॥ ૫ ॥
એમ અનંત કાળે કરી એ, પામ્યો નર અવતાર;
હવે જગતારક તુંહી મળ્યો, ભવજલ પાર ઉતાર. ॥ ૬ ॥

---

## એકસો સિત્તેર જિન ચૈત્યવંદન.

સોળે જિનવર શામળા, રાતા ત્રીસ વખાણું;
લીલા મરકત મણી સમા, આડત્રિશ વખાણું. ॥ ૧ ॥
પીળા કંચન વર્ણસમા, છત્રીસે જિનચંદ;
શંખ વરણ સોહામણું, પચાશે સુખકંદ. ॥ ૨ ॥
સીત્તેર સો જિન વંદીએ એ, ઉત્કૃષ્ટા સમકાળ;
અજિત નાથ વારે હુવા, વંદુ થઈ ઉજમાળ. ॥ ૩ ॥
નામ જપંતાં જિનતણું, દુરગતિ દુરે જાય;
ધ્યાન ધ્યાતાં પરમાત્મનું, પરમ મહોદય થાય. ॥ ૪ ॥
જિનવર નામે જશ ભલો, સફળ મનોરથ સાર;
શુદ્ધ પ્રતીતિ જિનતણી, શિવસુખ અનુભવ ધાર. ॥ ૫ ॥

---

# આનંદઘન કૃત ચોવીસી.

## ૧ શ્રી ઋષભદેવ જિન સ્તવન.

( રાગ મારૂ—કર્મ પરીક્ષા કરણ કુવર ચલ્યો એ દેશી )

ૠષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહુ રે કંત,
રીઝયો સાહિબ સંગ ન પરિહરે રે, ભાગે સાદિ અનંત ૠષભ૦ ૧

પ્રીત સગાઈ રે જગમા સહુ કરે રે, પ્રીત સગાઈ ન કોય,
પ્રીત સગાઇ રે નિરૂપાધિક કહિ રે, સોપાધિક ધન ખોય ૠષભ૦ ૨

કોઇ કંત કારણ કાષ્ટ ભક્ષણ કરે રે, મિલસુ કંતને ધાય,
એ મેળો નવિ કહીએ સંભવે રે, મેળો ઠામ ન થાય ૠષભ૦ ૩

કોઈ પતિરંજન અતિ ઘણો તપ કરે રે, પતિરંજન તનતાપ,
એ પતિરંજન મે નવિ ચિત્ત ધર્યું રે, રંજન ધાતુ મિલાપ ૠષભ૦ ૪

કોઈ કહે લીલા રે અલખ અલખ તણી રે, લખ પુરે મન આશ,
દોષરહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ ૠષભ૦ ૫

ચિત્ત પ્રસન્ને રે પૂજન ફળ કહ્યુ રે, પૂજા અખંડિત એહ,
કપટ રહિત થઇ આતમ અરપણા રે, આનંદઘન પદ રેહ ૠષભ૦ ૬

## ૨ શ્રી અજિતનાથ જિનનું સ્તવન.

( રાગ—આશાવરી મારૂં મન મોહ્યુ રે શ્રી વિમલાચળે રે એ દેશી )

પંથડો નિહાળુ રે બીજા જિન તણો રે, અજિત અજિત ગુણધામ,
જે તે જિત્યા રે તિણે હુ જિતીઓ રે, પુરૂષ કિશુ મુજ નામ પંથ૦ ૧

ચરમ નયણુ કરી મારગ જોવતાં રે, ભૂલ્યો સકલ સંસાર;
જેણે નયણે કરી મારગ જોઇએ રે, નયણુ તે દિવ્ય વિચાર. પંથ૦ ૨

પુરૂષ પરંપર અનુભવ જોવતાં રે, અંધોઅંધ પલાય;
વસ્તુ વિચારે જો આગમે કરી રે, ચરણ ધરણુ નહિ ઠાય. પંથ૦ ૩

તર્ક વિચારે રે વાદ પરંપરા રે, પાર ન પહોંચે કોય;
અભિમત વસ્તુ રે વસ્તુગતે કહે રે, તે વિરલા જગ જોય. પંથ૦ ૪

વસ્તુ વિચારે રે દિવ્ય નયણુ તણો રે, વિરહ પડ્યો નિરધાર;
તરતમ જોગે રે તરતમ વાસના રે, વાસીત બોધ આધાર. પંથ૦ ૫

કાળલબ્ધિ લહી પંથ નિહાળશું રે, એ આશા અવલંબ;
એ જન જીવે રે જિનજી જાણજ્યો રે, આનંદઘન મત અંબ. પંથ૦ ૬

---

## ૩ શ્રી સંભવનાથ જિન સ્તવન.

( રાગ—રામગિરિ. રાતડી રમીને કિહાંથી આવીયા રે, એ દેશી. )

સંભવદેવ તે ધુર સેવો સવે રે, લહી પ્રભુ સેવન ભેદ;
સેવન કારણ પહેલી ભૂમિકા રે, અભય અદ્વેષ અખેદ. સંભવ૦ ૧

ભય ચંચળતા હો જે પરિણામની રે, દ્વેષ અરોચક ભાવ;
ખેદ પ્રવૃત્તિ હો કરતાં થાકીયે રે, દોષ અબોધ લખાવ. સંભવ૦ ૨

ચર્માવર્તન હો ચરમ કરણ તથા રે, ભવ પરિણતી પરિપાક;
દોષ ટલે વળી દ્રષ્ટિ ખુલે ભલી રે, પ્રાપ્તિ પ્રવચન વાક્. સંભવ૦ ૩

પરિચય પાતક હો ઘાતક સાધુ શું રે, અકુશલ અપચય ચેત;
ગ્રન્થ અધ્યાતમ શ્રવણ મનન કરી રે, પરિશિલન નય હેત. સંભવ૦ ૪

કારણ જોગે હો કારણ નીપજે રે, એહમાં કોઈ ન વાદ;
પણ કારણ વિણ કારજ સાધીએ રે, તે નિજ મત ઉન્માદ. સંભવ૦ ૫

મુગ્ધ સુગમ કરી સેવન આદરે રે, સેવન અગમ અનુપ,
દેજો કદાચિત સેવક યાચના રે, આનંદઘન રસ રૂપ સંભવ૦ ૬

---

## ૪ શ્રી અભિનંદન જિન સ્તવન.

( રાગ—ધન્યાશ્રી સિંધુડો આજ નિહેજો રે દીસે નાહલો એ દેશી )

અભિનંદન જિન દરિશણ તરસીએ, દરિશણ દુર્લભ દેવ,
મત મત ભેદે રે જો જઇ પૂછીએ રે, સહુ થાપે અહમેવ અભિ૦ ૧
સામાન્યે કરી દરિશણ દોહિલુ રે, નિર્ણય સકળ વિશેષ,
મદમે ઘેર્યો રે અંધો કિમ કરે રે, રવિ શશિ રૂપ વિલેપ અભિ૦ ૨
હેતુ વિવાદે હો ચિત્ત ધરી જોઇયે, અતિ દુરગમ નયવાદ,
આગમવાદે હો ગુરૂગમ કો નહિ, એ સબળો વિખવાદ. અભિ૦ ૩
ઘાતી ડુંગર આડા અતિ ઘણા, તુજ દરિશણ જગનાથ,
ધીઠાઇ કરી મારગ સંચરૂ, સેગૂ કોઇ ન સાથ અભિ૦ ૪
દરિશણ દરિશણ રટતો જો ફિરૂ, તો રણ રોઝ સમાન,
જેહને પિપાસા હો અમૃતપાનની, કિમ ભાંજે વિષપાન અભિ૦ ૫
તરસ ન આવે હો મરણજીવન તણો, સીઝે જો દરિશણ કાજ,
દરિશણ દુર્લભ સુલભ કૃપા થકી, આનંદઘન મહારાજ અભિ૦ ૬

---

## ૫ શ્રી સુમતિનાથ જિન સ્તવન.

( રાગ વસંત કેદારા )

સુમતિ ચરણકંજ આતમ અરપણા, દરપણ જિમ અવિકાર સુજ્ઞાની,
મતિતરપણ બહુ સમ્મત જાણીયે, પરિસરપણ સુવિચાર, સુજ્ઞા૦સુ૦૧

ત્રિવિધ સકળ તનુ ધરગત આતમા, બહિરાતમ ધુરિ ભેદ, સુજ્ઞાની
બીજો અંતર આતમ તીસરો, પરમાતમ અવિછેદ સુજ્ઞાની. સુ૦ ૨

આતમ બુધ હો કાયાદિક ગ્રહ્યો, બહિરાતમ અધરૂપ, સુજ્ઞાની;
કાયાદિકનો હો સાખી ધર રહ્યો, અંતર આતમરૂપ, સુજ્ઞા૦ સુ૦ ૩

જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો, વર્જિત સકળ ઉપાધિ; સુજ્ઞાની;
અતીન્દ્રિય ગુણગણ મણિ આગરૂ, ઇમ પરમાતમ સાધ, સુ૦ સુ૦ ૪

બહિરાતમ તજી અંતર આતમા, રૂપ થઇ થિરભાવ, સુજ્ઞાની;
પરમાતમનું હો આતમ ભાવવું, આતમ અર્પણ દાવ, સુ૦ સુ૦ ૫

આતમ અરપણ વસ્તુ વિચારતા, ભરમ ટળે મતિ દોષ સુજ્ઞાની;
પરમ પદારથ સંપતિ સંપજે, આનંદઘન રસપોષ; સુ૦ સુ૦ ૬

---

## ૬ શ્રી પદ્મપ્રભ જિન સ્તવન.

( રાગ મારૂ-સિંધુચાંદલીયા સંદેશો કહેજે મારા કંથનેરે.—એ દેશી )

પદ્મ પ્રભુ જિન તુજ મુજ આંતરૂરે, કિમ ભાંજે ભગવંત;
કર્મવિપાકે કારણ જોઇનેરે, કોઇ કહે મતિમંત. પદ્મ૦ ૧

પયઇ ઠિઈ અણુભાગ પ્રદેશથીરે, મૂળ ઉત્તર બિહું ભેદ;
ઘાતી અઘાતિ હો બંધોદયઉદીરણારે, સત્તા કર્મ વિછેદ. પદ્મ૦ ૨

કનકોપલવત્ પયડી પુરૂષતણીરે, જોડી અનાદિ સ્વભાવ;
અન્ય સંયોગી જિહાં લગે આતમારે, સંસારી કહેવાય. પદ્મ૦ ૩

કારણ યોગે હો બાંધે બંધનેરે, કારણ મુગતિ મુકાય;
આશ્રય સંવર નામ અનુક્રમેરે, હેયોપાદેય સુણાય. પદ્મ૦ ૪

યુંજન કરણે હો અંતરતુજ પડયોરે, ગુણ કરણે કરી ભંગ;
ગ્રંથયુક્તિ કરી પંડિતજન કહ્યોરે, અંતરભંગ સુઅંગ. પદ્મ૦ ૫

તુજ મુજ અંતર અંતર ભાજશેરે, વાજશે મંગલ તૂર,
જીવ સરોવર અતિશય વાધશેરે, આનંદઘન રસપૂર પદ્મ૦ ૬

## ૭ શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવન

( દેશી લલનાની )

શ્રી સુપાર્શ્વજિન વંદિયે, સુખ સંપત્તિનો હેતુ, લલના,
શાન્ત સુધારસ જલનિધિ, ભવસાગર માંહે સેતુ, લલના શ્રી૦ ૧
સાત મહાભય ટાલતો, સપ્તમ જિન વર દેવ, લલના,
સાવધાન મનસા કરી, ધારો જિનપદ સેવ લલના શ્રી૦ ૨
શિવ, શંકર, જગદીશ્વરૂ, ચિદાનંદ, ભગવાન, લલના,
જિન, અરિહા, તીર્થંકરૂ, જ્યોતિસ્વરૂપ અસમાન, લલના, શ્રી૦ ૩
અલખ નિરંજન વચ્છલુ, સકળ જંતુ વિસરામ લલના,
અભયદાન દાતા સદા, પૂરણ આતમરામ લલના શ્રી૦ ૪
વીતરાગ મદ કલ્પના, રતિ અરતિ ભય શોગ, લલના,
નિંદ્રા તંદ્રા દુર્દશા, રહિત અબાધિત યોગ લલના શ્રી૦ ૫
પરમ પુરૂષ પરમાતમા, પરમેશ્વર પરધાન, લલના,
પરમ પદારથ પરમેષ્ઠિ, પરમદેવ પરમાન લલના શ્રી૦ ૬
વિધિ વિરંચિ વિશ્વંભરૂ, ઋષિકેશ જગનાથ, લલના,
અઘહર અઘમોચન ધણી, મુક્ત પરમપદ સાથ લલના શ્રી૦ ૭
ઇમ અનેક અભિધા ધરે, અનુભવ ગમ્ય વિચાર, લલના,
જે જાણે તેહને કરે, આનંદઘન અવતાર લલના શ્રી૦ ૮

## ૮ શ્રીચન્દ્રપ્રભ જિન સ્તવન.

[ રાગ–કેદારો ગોડી–કુમરી રોવે આક્રંદ કરે મન કોઇ મુકાવે—એ દેશી ]

ચંદ્રપ્રભુ મુખચંદ્ર, સખી મુને દેખણ દે, ઉપશમરસનો કંદ; સં૦
સેવે સુરનર વૃંદ, સ૦ ગત કલીમલ દુઃખદંદ. સ૦ ૧

સુહમ નિગોદે ન દેખીયો, સ૦ બાદર અતિહી વિશેષ; સ૦
પુઢવી આઉ ન લેખીયો, સ૦ તેઉ વાઉ ન લેશ સ૦ ૨

વનસ્પતિ અતિઘણા દીહા, સ૦ દીઠો નહીય દીદાર; સ૦
બી તી ચઉરિંદી જળલીહા, સ૦ ગતસન્નીપણ ધાર. સ૦ ૩

સુરતિરિ નરય નિવાસમાં, સ૦ મનુજ અનારજ સાથ; સ૦
અપજત્તા પ્રતિભાસમાં, સ૦ ચતુર ન ચઢીયો હાથ. સ૦ ૪

ઈમ અનેક થળ જાણીયે, સ૦ દરિશણ વિણુ જિનદેવ સ૦
આગમથી મતિ આણીયે, સ૦ કીજે નિર્મલ સેવ. સ૦ ૫

નિર્મલ સાધુ ભગતિ લહી, સ૦ યોગ અવંચક હોય; સ૦
કિરિયા અવંચક તિમ સહી, સ૦ ફળ અવંચક જોય. સ૦ ૬

પ્રેરક અવસર જિનવરૂ, સ૦ મોહનીય ક્ષય થાય; સ૦
કામિત પૂરણ સુરતરૂ, સ૦ આનંદઘન પ્રભુ પાય. સ૦ ૭

---

## ૯ શ્રી સુવિધિનાથ જિન સ્તવન.

[ રાગ કેદારો–ઈમ ધનો ધનને પરચાવે—એ દેશી. ]

સુવિધિ જિનેસર પાય નમીને, શુભ કરણી ઇમ કીજેરે;
અતિઘણો ઉલટ અંગ ધરીરે, પ્રહ ઉઠી પૂજીજેરે. સુવિધિ૦ ૧

દ્રવ્ય ભાવ શુચી ભાવ ધરીને, હરખે દેહરે જઇયેરે;
દહ તિગ પણ અભિગમ સાચવતાં, એક મના ધુરિ થઇયેરે. સુ૦ ૨

કુસુમ અક્ષત વરવાસ સુગંધો, ધુપ દીપ મન સાખીરે,
અંગ પૂજા પણ ભેદ સુણી ઇમ, ગુરૂ મુખ આગમ ભાખીરે સુ૦ ૩

એહનું ફળ દોય ભેદ સુણી જે, અનંતર ને પરંપરરે,
આણાપાલણ ચિત્ત પ્રસન્નિ, મુગતિ સુગતિ સુરમંદિરરે સુ૦ ૪

ફૂલ અક્ષત વરધુપ પઇવો, ગંધ નૈવેદ ફૂલ જળભરીરે,
અંગ અગ્રપૂજા મિલી અડવિધ, ભાવે ભવિક શુભગતિવરીરે સુ૦ ૫

સત્તરભેદ, ઇગવીશ પ્રકારે, અષ્ટોત્તર શતભેદેરે,
ભાવપૂજા બહુવિધ નિર્ધારી, દોહક દુરગતિ છેદેરે સુ૦ ૬

તુરીય ભેદ પડિવત્તિ પૂજા, ઉપશમ ખીણ સયોગીરે
ઇમ ઉત્તરાધ્યયને ચઉહા પૂજા, ભાખી કેવલ ભોગીરે, સુ૦ ૭

ઇમ પૂજા બહુ ભેદ સુણીને, સુખદાયક શુભ કરણીરે,
ભવિક જીવ કરશે તે લહેશે, આનંદઘન પદ ધરણીરે સુ૦ ૮

---

## ૧૦ શ્રી શીતલનાથ જિન સ્તવન.

[ રાગ ધન્યાશ્રી ગોડી--ગુણહ વિશાલા મંગલિક માલા—એ દેશી ]

શીતલ જિનપતિ લલિત ત્રિભંગી, વિવિધભંગી મન મોહેરે,
કરૂણા કોમલતા તિક્ષણતા, ઉદાસીનતા સોહેરે શીતલ૦ ૧

સર્વજંતુ હિતકરણી કરૂણા, કર્મ વિદારણ તીક્ષણરે
હાનાદાન રહિત પરિણામી, ઉદાસીનતા વીક્ષણરે શીતલ૦ ૨

પરદુંખ છેદન ઇચ્છિા કરૂણા, તીક્ષણ પરદુંખ રીઝેરે,
ઉદાસીનતા ઉભય વિલક્ષણ, એક ઠામે કિમ સીઝેરે શીતલ૦ ૩

અભયદાન તિમ લક્ષણ કરૂણા, તીક્ષણતા ગુણ ભાવેરે,
પ્રેરણ વિણ કૃતિ ઉદાસીનતા, ઇમ વિરોધ મતિ નાવેરે શીતલ૦ ૪

શક્તિ વ્યક્તિ ત્રિભુવન પ્રભુતા, નિગ્રન્થતા સંયોગેરે;
યોગી ભોગી વક્તા મૌની, અનુપયોગી ઉપયોગીરે. શીતલ૦ ૫

ઈત્યાદિક બહુ ભંગ ત્રિભંગી, ચમત્કાર ચિત્ત દેતીરે;
અચરિજ કારી ચિત્રવિચિત્રા, આનંદઘન પદ લેતીરે. શીતલ૦ ૬

---

## ૧૧ શ્રી શ્રેયાંસનાથ જિન સ્તવન.

[ રાગ--ગોડી--અહોગતવાલે સાજના—એ દેશી. ]

શ્રી શ્રેયાંસ જિન અંતરજામી, આતમરામી નામીરે,
અધ્યાતમ મત પૂરણ પામી, સહજ મુક્તિ ગતિ ગામીરે, શ્રી૦ ૧

સયલ સંસારી ઈન્દ્રીયરામી, મુનિગુણ આતમરામીરે;
મુખ્યપણે જે આતમરામી, તે કેવલ નિઃકામીરે. શ્રી ૨

નિજ સ્વરૂપે જે કિરિયા સાધે, તે અધ્યાતમ લહિયેરે;
જે કિરિયા કરી ચઉગતિ સાધે, તે ન અધ્યાતમ કહીયેરે. શ્રી ૩

નામ અધ્યાતમ ઠવણ અધ્યાતમ, દ્રવ્ય અધ્યાતમ છંડોરે;
ભાવ અધ્યાતમ નિજ ગુણ સાધે, તો તેહથી રઢ મંડોરે; શ્રી ૪

શબ્દ અધ્યાતમ અરથ સુણીને, નિર્વિકલ્પ આદરજોરે;
શબ્દ અધ્યાતમ ભજના જાણી, હાન ગ્રહણ મતિધરજોરે. શ્રી ૫

અધ્યાતમ જે વસ્તુ વિચારી, બીજા જાણ લબાસીરે;
વસ્તુ ગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મતવાસીરે. શ્રી ૬

---

## ૧૨ શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન.

( રાગ—ગોડી—તુંગીયાગિર શિખરે સોહે—એ દેશી. )

વાસુપૂજ્ય જિન ત્રિભુવનસ્વામી, ઘનનામી પરિણામીરે;
નિરાકાર સાકાર સચેતન, કરમ કરમ ફલકામી રે. વાસુ૦ ૧

નિરાકાર અભેદ સંગ્રાહક, ભેદ ગ્રાહક સાકારો રે,
દર્શન જ્ઞાન દુભેદ ચેતના, વસ્તુ ગ્રહણ વ્યાપારો રે ।વાસુ૦ ૨
ક્ત્તા પરિણામી પારણામો, કર્મ જે જીવે કરીયે રે,
એક અનેકરૂપ નયવાદે, નિયતે નય અનુસરીએ રે વાસુ૦ ૩
દુખ સુખ રૂપ કરમફલ જાણો, નિશ્ચય એક આનંદોરે,
ચેતનતા પરિણામ ન ચુકે, ચેતન કહે જિનચંદો રે વાસુ૦ ૪
પરિણામી ચેતન પરિણામો, જ્ઞાન કરમ ફલ ભાવીરે,
જ્ઞાન કરમફલ ચેતન કહીયે, લેજો તેહ મનાવી રે વાસુ૦ ૫
આતમ જ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્યલિંગી રે,
વસ્તુ ગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મત સંગી રે વાસુ૦ ૬

---

## ૧૩ શ્રી વિમલનાથ જિન સ્તવન.

( રાગ—મારૂ—ધઃર આંબા આમલી રે—એ દેશી )

દુઃખ દોહગ દૂરે ટલ્યા રે, સુખ સંપતશું ભેટ,
ધીંગધણી માથે કિયો રે, કુણ ગંજે નર ખેટ
વિમલજિન દીઠા લોયણ આજ, મારા સિધ્યા વાંચ્છિત કાજ વિમલ ૧
ચરણ કમલ કમળા વસે રે, નિરમલ થિરપદ દેખ,
સમળ અથિર પદ પરિહરી રે, પંકજ પામર પેખ વિમલ૦ ૨
મુજમન તુજપદ પંકજે રે, લીનો ગુણ મકરંદ,
રંગ ગણે મંદર ધરા રે, ઈંદ્ર ચંદ્ર નાગિંદ્ર વિમલ૦ ૩
સાહિબ સમરથ તું ધણી રે, પામ્યો પરમ ઉદાર,
મન વિસરામી વાલહોરે, આતમચો આધાર વિમલ૦ ૪
દર્શન દિઠે જિનતણો રે, સંશય ન રહે વેધ,
દિનકર કર ભર પસરતા રે, અંધકાર પ્રતિષેધ વિમલ૦ ૫

અમિય ભરી મુરતિ રચી રે, ઉપમા ન ઘટે કોય;
શાંત સુધારસ ઝીલતી રે, નિરખિત તૃપ્તિ ન હોય. વિમલ૦ ૬
એક અરજ સેવક તણી રે, અવધારો જિનદેવ;
કૃપાકરી મુજ દીજીયે રે, આનંદઘન પદસેવ. વિમલ૦ ૭

---

## ૧૪ શ્રી અનંતનાથ જિન સ્તવન.

( રાગ–રામગીરી કડખો. )

ધાર તરવારની સોહિલી દોહિલી,
ચૌદમા જિન તણી ચરણ સેવા;
ધારપર નાચતા દેખ બાજીગરા,
સેવના ધારપર રહે ન દેવા. ધાર૦ ૧
એક કહે સેવીયે વિવિધ કિરિયા કરી,
ફલ અનેકાંત લોચન ન દેખે;
ફલ અનેકાંત કિરિયા કરી બાપડા,
રડવડે ચાર ગતિ માંહે લેખે. ધાર૦ ૨
ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતાં,
તત્વની વાત કરતાં ન લાજે;
ઉદર ભરણાદિ નિજ કાજ કરતાં થકાં,
મોહ નડિયા કળિ કાળ રાજે. ધાર૦ ૩
વચન નિરપેક્ષ વ્યવહાર જુઠો કહ્યો,
વચન સાપેક્ષ વ્યવહાર સાચો;
વચન નિરપેક્ષ વ્યવહાર સંસારફળ,
સાંભળી આદરી કાંઇ રાચો. ધાર૦ ૪
દેવગુરૂધર્મની શુદ્ધિ કહો કિમરહે,
કિમ રહે શુદ્ધ શ્રદ્ધા ન આણો;

શુદ્ધ શ્રદ્ધાન વિણુ સર્વ ક્રિરિયા કહી,
    છારપર લીંપણો તેહ જાણો ધાર૦ ૫
પાપ નહી કોઈ ઉત્સૂત્ર ભાષણુ જિસો,
    ધર્મ નહિ કોઈ જગ સૂત્ર સરિખો,
સૂત્ર અનુસાર જે ભવિક ક્રિરિયા કરે,
    તેહનો શુદ્ધ ચારિત્ર પરખો ધાર૦ ૬
એહ ઉપદેશનું સાર સંક્ષેપથી
    જે નરા ચિત્તમે નિત્ય ધ્યાવે,
તે નરા દિવ્ય બહુ કાળ સુખ અનુભવી,
    નિયત આનંદ ઘન રાજ પાવે ધાર૦ ૭

---

## ૧૫ શ્રી ધર્મનાથ જિન સ્તવન.

( રાગ–ગોડી–દેશી રસીયાની )

ધર્મ જિનેસર ગાવુ રંગશુ,
    ભગ મ પડજો હો પ્રીત જિનેસર,
બીજો મન મંદિર આણું નહિં,
    એ અમ કુલવટ રીત જિનેસર ધર્મ૦ ૧
ધર્મ ધર્મ કરતો જગ સહુ ફિરે,
    ધર્મ ન જાણે હો મર્મ જિનેસર,
ધર્મ જિણેસર ચરણ ગ્રહ્યા પછી,
    કોઈ ન બાંધે હો કર્મ જિનેસર ધર્મ૦ ૨
પ્રવચન અંજન જો સદ્ગુરૂ કરે,
    દેખે પરમ નિધાન જિનેસર,
હૃદય નયણ નિહાળે જગધણી,
    મહિમા મેરૂ સમાન જિનેસર ધર્મ૦ ૩

દોડત દોડત દોડત દોડીયો,
　　જેતી મનની રે દોડ જિનેસર;
પ્રેત પ્રતીત વિચારો ઢુંકડી,
　　ગુરૂગમ લેજોરે જોડ જિનેસર. ધર્મ૦ ૪

એક પખી કિમ પ્રીત પર પડે,
　　ઉભય મિલ્યાં હોવે સંધિ જિનેસર;
હું રાગી હું મોહે ફંદીયો,
　　તું નિરાગી નિરબંધ જિનેસર. ધર્મ૦ ૫

પરમ નિધાન પ્રગટ મુખ આગળે,
　　જગત ઓલંઘી હો જાય જિનેસર;
જ્યોતિ વિના જુઓ જગદીશની,
　　અંધો અંધ પલાય જિનેસર. ધર્મ૦ ૬

નિરમલ ગુણમણિ રોહણ ભુધરા,
　　મુનિજન માનસહંસ જિનેસર;
ધન્ય તે નગરી ધન્ય વેળા ઘડી,
　　માત પિતા કુળ વંશ જિનેસર. ધર્મ૦ ૭

મનમધુકર વર કરજોડી કહે,
　　પદકજ નિકટ નિવાસ જિનેસર;
ઘન નામી આનંદઘન સાંભળો,
　　એ સેવક અરદાસ જિનેસર. ધર્મ૦ ૮

---

## ૧૬ શ્રી શાન્તિનાથ જિન સ્તવન.

( રાગ—મલ્હાર—ચતુર ચોમાસો પડક્કમી—એ દેશી )

શાંતિ જિન એક મુજ વિનતી, સુણો ત્રિભુવન રાય રે;
શાંતિસરૂપ કિમ જાણીયે, કહો મન કિમ પરખાયરે. શાન્તિ૦ ૧

ધન્ય તુ આતમ જેહને, એહવો પ્રશ્ન અવકાશરે,
ધીરજ મન ધરી સાભળો, કહુ શાતિપદ સેવરે શાન્તિ૦ ૨

ભાવ અવિશુદ્ધ સવિશુદ્ધ જે, કહ્યા જિનવર દેવરે,
તે તિમ અવિતથ સદ્દહે, પ્રથમ એ શાતિ પદ સેવરે શાતિ૦ ૩

આગમધર ગુરૂ સમકિતી, ક્રિયા સવર સારરે,
સપ્રદાઇ અવચક સદા, શુચિ અનુભવાધાર રે શાન્તિ૦ ૪

શુદ્ધ આલબન આદરે, તજી અવર જજાળરે,
તામસીવૃતિ સવિ પરિહરી, ભજે સાત્વિકી સાલરે શાન્તિ૦ ૫

ફળ વિસવાદ જેહમા નહી, શબ્દ તે અર્થ સબધીરે,
સફળ નયવાદ વ્યાપિ રહ્યો, તે શિવ સાધન સધીરે શાન્તિ૦ ૬

વિધિ પ્રતિષેધ કરી આતમા, પદારથ અવિરોધરે,
ગ્રહણ વિધિ મહાજને પરિગ્રહ્યો, ઇશ્યો આગમે બોધરે શાન્તિ૦ ૭

દુષ્ટજન સગતિ પરિહરી, ભજે સુગુરૂ સતાનરે,
જોગ સામર્થ્ય ચિત્ત ભાવ જે, ધરે મુગતિ નિદાનરે શાન્તિ૦ ૮

માન અપમાન ચિત્ત સમગણે, સમ ગણે કનક પાષાણરે,
વદક નિંદક સમ ગણે, ઈશ્યો હોય તુ જાણરે શાન્તિ૦ ૯

સર્વ જગ જતુને સમ ગણે, ગણે તૃણ મણિ ભાવરે,
મુગતિ સસાર બિહુ સમ ગણે, મૂલ ભવજલનિધિ નાવરે શા૦ ૧૦

આપણો આતમ ભાવ જે, એક ચેતનાધારરે,
અવર સવિ સાથ સયોગથી, એહ નિજ પરિકર સારરે શા૦ ૧૧

પ્રભુ મુખથી ઈમ સાભળી, કહે આતમ રામરે,
તાહરે દરિશણે નિસ્તર્યો, મુજ સિદ્ધયા સવિકામરે શાન્તિ૦ ૧૨

અહો અહો હુ મુજને કહુ, નમો મુજ નમો [illegible]રે,
આતમ ફલદાન દાતારની, જેહને ભેટ થઇ તુજ [illegible] [illegible]ન્તિ૦ ૧૩

શાન્તિસરૂપ સંક્ષેપથી, કહ્યો જિનવર રૂપ રે;
આગમમાંહિ વિસ્તર ઘણો, કહ્યા શાંતિ જિન ભૂપરે. શાન્તિ૦ ૧૪

શાંતિ સરૂપ ઈમ ભાવશે, ધરી શુદ્ધ પ્રણિધાન રે;
આનંદઘન પદ પામશે, તે લહેશે બહુ માનરે. શાન્તિ૦ ૧૫

---

## ૧૭ શ્રી કુંથુનાથ જિન સ્તવન.

( રાગ–રામકલી–અંબર દેહો મુરારી—એ દેશી. )

મનડું કિમ હી ન બાજે; હો કુંથુજીન! મનડું કિમ હી ન બાજે.
જિમજિમ જતન કરીને રાખું, તિમતિમ અલગું ભાજે હો. કું૦ ૧

રજની વાસર વસતી ઉજડ, ગયણ પાયાલે જાયે;
સાપ ખાયને મુખડું થોથું, એહ ઉખાણો ન્યાયે હો. કુંથુ૦ ૨

મુક્તિ તણા અભિલાષી તપીયા, જ્ઞાન ધ્યાન વૈરાગે;
વયરીડું કાંઈ એહવું ચિંતે, નાંખે અવળે પાસે હો. કુંથુ૦ ૩

આગમ આગમધરને હાથે, નાંવે કિણ વિધ આંકું;
કિહાં કિણ જો હઠ કરી હટકું તો, વ્યાળ તણી પરે વાંકુ હો. કું૦ ૪

જો ઠગ કહું તો ઠગતો ન દેખું, સાહુકાર પણ નાંહિ;
સર્વ માંહેને સહુથી અળગું, એ અચિરજ મનમાંહી હો. કું૦ ૫

જે જે કહું તે કાન ન ધારે, આપ મતે રહે કાલો;
સુર નર પંડિત જન સમજાવે, સમજે ન મહારોસાળો હો. કું૦ ૬

મ્હેં જાણ્યું એ લિંગ નપુંસક, સકળ મરદને ઠેલે;
બીજી વાતે સમરથ છે નર, એહને કોઇ ન ઝેલે હો. કું૦ ૭

મન સાધ્યું તિણે સઘળું સાધ્યું, એહ વાત નહિ ખોટી;
ઈમ કહે સાધ્યું તે નવિ માનું, એ કહી વાત છે મોટી હો. કું૦ ૮

મન દુરારાધ્ય તે વશ આણ્યુ, તે આગમથી મતિ આણું,
આનદઘન પ્રભુ માહરૂ આણો, તો સાચુ કરી જાણુ હો કુ૦ ૯

## ૧૮ શ્રી અરનાથ જિન સ્તવન.

( રાગ–પરજીયો મારૂ–રૂપભનો વંશ ગ્યણાયરૂ—એ દેશી )

ધરમ પરમ અરનાથનો, કિમ જાણુ ભગરતરે,
સ્વપર સમય સમજાવીયે, મહિમાવત મહતરે ધરમ૦ ૧

શુદ્ધાતમ અનુભવ સદા, સ્વસમય એહ વિલાસરે,
પરવડી છાહડી જીહાપડે, તે પરસમય નિવાસરે ધરમ૦ ૨

તારા નક્ષત્ર ગ્રહ ચદની, જ્યોતિ દિનેશ મઝારરે,
દર્શન જ્ઞાન ચરણ થકી, શક્તિ, નિજાતમ ધારરે ધરમ૦ ૩

ભારી પીળો ચીકણો, કનક અનેક તરગરે,
પર્યાય દૃષ્ટિ ન દીજીયે, એકજ કનક અભગરે ધરમ૦ ૪

દર્શન જ્ઞાન ચરણ થકી, અલખ સરૂપ અનેકરે,
નિરવિકલ્પ રસ પિજીયે, શુદ્ધ નિરજન એકરે. ધરમ૦ ૫

પરમારથ પથ જે કહે, તે રજે એક તતરે,
વ્યવહાર લખ જે રહે, તેહના ભેદ અનંતરે ધરમ૦ ૬

વ્યવહાર લખે લેહિલા, કાઈ ન આવે હાથરે,
શુદ્ધનય થાપના સેવતા, નવિ રહે દુવિધા સાથરે ધરમ૦ ૭

એકપખી લખ પ્રીતની, તુમ સાથે જગનાથરે,
કૃપા કરીને રાખજ્યો, ચરણ તલે ગ્રહી સાથરે ધરમ૦ ૮

ચક્રી ધરમતીરથ તણો, તીરથફળ તતસારરે,
તીરથ સેવે તે લહે, આનદઘન નિરધારરે, ધરમ૦ ૯

## ૧૯ શ્રી મલ્લિનાથ જિન સ્તવન.

( રાગ–કાફી. )

સેવક કિમ અવગણિયે હો, મલ્લિજિન, એ અબ શોભા સારી;
અવર જેહને આદર અતિ દિયે, તેહને મૂળ નિવારીહો મલ્લિ૦ ૧
જ્ઞાનસરૂપ અનાદિ તમ્હારૂં, તે લીધું તુમે તાણી;
જુઓ અજ્ઞાન દશા રીસાવી, જાતાં કાણ ન આણીહો. મલ્લિ૦ ૨
નિંદ્રા સુપન જાગર ઉજાગરતા, તુરિય અવસ્થા આવી;
નિંદ્રા સુપનદશા રીસાણી, જાણી ન નાથ મનાવીહો. મલ્લિ૦ ૩
સમકિત સાથે સગાઇ કીધી, સપરિવારસું ગાઢી;
મિથ્યામતી અપરાધણ જાણી, ઘરથી બહાર કાઢીહો. મલ્લિ૦ ૪
હાસ્ય રતિ અરતિ સોક દુગંચ્છા, ભય પામર કરસાલી;
નવ કષાય શ્રેણીગજ ચઢતાં, શ્વાનતણી ગતિ ઝાલીહો. મલ્લિ૦ ૫
રાગદ્વેષ અવિરતિની પરિણતિ, એ ચરણ મોહના યોદ્ધા;
વીતરાગ પરિણતી પરમતાં, ઉઠી નાઠા બોધાહો. મલ્લિ૦ ૬
વેદોદય કામા પરિણામા, કામ કરમ સહુ ત્યાગી;
નિઃકામી કરૂણારસ સાગર, અનંત ચતુષ્કપદ પાગીહો. મલ્લિ૦ ૭
દાન વિઘન વારી સહુ જનને, અભયદાન પદ દાતા;
લાભ વિઘન જગવિઘન નિવારક, પરમ લાભ રસમાતા. મલ્લિ૦ ૮
વીર્ય વિઘન પંડિત વીર્યે હણ્યો, પૂરણ પદવી જોગી,
ભોગોપભોગ દોય વિઘન નિવારી, પૂરણ ભોગી સુભોગીહો. મ૦ ૯
ઈમ અઢાર દુષણ વર્જિતતનુ, મુનિજણ વૃંદે ગાયા;
અવિરતિરૂપક દોષ નિરૂપણ, નિરદુષણ મન ભાયાહો. મ૦ ૧૦
ઇણ વિધિ પરખી મન વિસરામી, જિનવર ગુણ જેગાવે;
દીનબંધુની મહિર નજરથી, આનંદઘન પદ પાવે હો. મ૦ ૧૧

---

## ૨૦ શ્રી મુનિસુવ્રતસ્વામી જિન સ્તવન.

( રાગ–કાફી–આવા આમ પધારો પૂજ—એ દેશી )

મુનિસુવ્રત જિનરાય એક મુજ વિનતિ નિસુણો,
આતમ તત્વ કયુ જાણ્યુ જગતગુરૂ, એહ વિચાર મુજ કહીયો,
આતમ તત્વ જાણ્યા વિણ નિરમલ, ચિત્ત સમાધિ નવિ લહીયો મુ૦ ૧

કેઇ અબંધ આતમતત માને, કિરિયા કરતો દિસે,
ક્રિયાતણું ફળ કહો કુણ ભોગવે, ઇમ પૂછ્યુ ચિત્ત રીસે મુ૦ ૨

જડ ચેતન એ આતમ એકજ, થાવર જંગમ સરિખો,
દુખસુખ શંકર દૂષણ આવે, ચિત્ત વિચારજો પરખો મુ૦ ૩

એક કહે નિત્યજ આતમતત, આતમ દરિશણ લીણો,
કૃત વિનાશ અકૃતાગમદૂષણ, નવિ દેખે મતિ હિણો મુ૦ ૪

સુગત મત રાગી કહેવાદી, ક્ષણિક એ આતમ જાણો,
બંધ મોખ સુખ દુઃખ ન ઘટે, એહ વિચાર મન આણો મુ૦ ૫

ભૂત ચતુષ્ક વર્જિત આતમતત, સત્તા અળગી ન ઘટે,
અંધ સકટ જો નિજર ન દેખે, તો શુ કીજે સકટે મુ૦ ૬

ઇમ અનેકવાદી મતિ વિભ્રમ, સંકટ પડિયો ન લહે,
ચિત્ત સમાધિ તે માટે પુછુ, તુમ વિણુ તત કોઇ ન કહે મુ૦ ૭

વલતુ જગગુરૂ ઇણુ પરે ભાખે, પક્ષપાત સવિ છંડી,
રાગ દ્વેષ મોહ પખ વરજિત, આતમ શુ રઢી મંડી મુ૦ ૮

આતમ ધ્યાન કરે જો કોઉ, સો ફિરિ ઇણમા નાવે,
વાગ જાળ બીજુ સહુ જાણે, એહ તત્વ ચિત્ત ચાવે મુ૦ ૯

જિણે વિવેક ધરી એ પખ ગ્રહીયે, તે તત્વજ્ઞાની કહીયે,
શ્રી મુનિસુવ્રત કૃપા કરો તો, આનંદઘન પદ લહિયે મુ૦ ૧૦

# ૨૧ શ્રી નમિનાથ જિન સ્તવન.

( રાગ--આશાવરી--ધન ધન સંપ્રતિ સાચો રાજા—એ દેશી. )

ષટ્ દરશણ જિન અંગ ભણી જે, ન્યાસ ષડંગ જો સાધેરે;
નમિ જિનવરના ચરણ ઉપાસક, ષટ દરશણ આરાધે રે. ષ૦ ૧
જિનસુરપાદપ પાય વખાણું, સાંખ્ય યોગ દોય ભેદે રે;
આતમસત્તા વિવરણ કરતાં, સાંખ્ય યોગ દોય અભેદે રે. ષ૦ ૨
ભેદ અભેદ સુગત મિમાંસક, જિનવર દોય કર ભારી રે;
લોકાલોક અવલંબન ભજીયે, ગુરૂગમથી અવધારી રે. ષ૦ ૩
લોકાયંતિક કુખ જિનવરની, અંસ વિચાર જો કીજે રે;
તત્વ વિચાર સુધારસ ધારા, ગુરૂગમ વિણ કિમ પીજેરે. ષ૦ ૪
જૈન જિનેશ્વર વર ઉત્તમ અંગ, અંતરંગ બહિરંગે રે;
અક્ષર ન્યાસધરા આરાધક, આરાધે ધરી સંગે રે. ષ૦ ૫
જિનવરમાં સઘળા દરિશણ છે, દર્શન જિનવર ભજના રે;
સાગરમાં સઘલી તટની સહી, તટની સાગર ભજના રે. ષ૦ ૬
જિન સરૂપ થઇ જિન આરાધે, તે સહી જિનવર હોવે રે;
ભૃંગી ઈલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે. ષ૦ ૭
ચૂર્ણિ ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ, વૃત્તિ પરંપર અનુભવે રે;
સમય પુરૂષના અંગ કહ્યા એ, જે છેદે તે દુરભવ રે. ષ૦ ૮
મુદ્રા બીજ ધારણા અક્ષર, ન્યાસ અરથ વિનિયોગે રે;
જે ધ્યાવે તે નવિ વંચીજે, ક્રિયા અવંચક ભોગે રે. ષ૦ ૯
શ્રુત અનુસાર વિચારી બોલું, સુગુરૂ તથાવિધિ ન મિલે રે;
ક્રિયા કરી નવિ સાધી શકીયે, એ વિખવાદ ચિત્ત સઘળે રે. ષ૦ ૧૦
તે માટે ઉભાકર જોડી, જિનવર આગમ કહિયે રે;
સમય ચરણ સેવા શુચી દેજ્યો, જિમ આનંદઘન લહિયે રે. ષ૦ ૧૧

---

## ૨૨ શ્રી નેમિનાથ જિન સ્તવન.

( રાગ-મારૂણી-ધણુરા ઢોલા એ દેશી )

અષ્ટ ભવતર વાલહીરે, તુ મુજ આતમરામ, મનરાવાલા,
મુગતિનારીસુ આપણેરે, સગપણ કોઇ ન કામ મ૦
ઘરી આવોહો વાલિમ ઘરી આવો, મારી આશાના વિશરામ, મ૦
રથ ફેરો હો સાજન રથ ફેરો, સાજન મહારા મનોરથ સાથ મ૦૧

નારી પખે શ્યો નેહલોરે વ્હાલા, સાચ કહે જગનાથ, મ૦
ઈશ્વર અરધગે ધરીરે વ્હાલા, તુ મુજ ઝાલે ન હાથ મ૦૨

પશુજનને કરૂણા કરીરે વ્હાલા, આણી હૃદય વિચાર, મ૦
માણસની કરૂણા નહિરે વ્હાલા, એ કુણ ઘર આચાર મ૦૩

પ્રેમ કલ્પતરૂ છેદીયોરે વ્હાલા, ધરિયો યોગ ધતૂર; મ૦
ચતુરાઇરે કુણ કહો રે વ્હાલા, ગુરૂ મિલિયો જગસૂર મ૦૪

માહરૂ તો એમા કશુ નહીરે વ્હાલા, આપ વિચારો રાજ, મ૦
રાજસભામા બેસતા રે વ્હાલા, કીમડી વધશે લાજ મ૦૫

પ્રેમ કરે જગજન સહુરે વ્હાલા, નિરવાહે તે ઓર, મ૦
પ્રીત કરીને છાડી દેરે વ્હાલા, તેહ શુ ચાલે ન જોર મ૦૬

જો મનમા એહવુ હતુ રે વ્હાલા, નિસપતિ કરત તે જાણ, મ૦
નિસપતિ કરીને છાડતા રે વ્હાલા, માણસ હુએ નુકશાણ મ૦૭

દેતા દાન સવત્છરી રે વ્હાલા, સહુ લહે વાંછિત પોષ, મ૦
સેવક વાછિત નવિ લહે રે વ્હાલા, તે સેવકનો દોષ મ૦૮

સખી કહે એ સાભળો રે વ્હાલા, હુ કહુ લક્ષણ શ્વેત, મ૦
ઈણ લક્ષણ સાચી સખી રે વ્હાલા, આપ વિચારો હેત મ૦૯

રાગી સુરાગી સહુ રે વ્હાલા, વૈરાગી શ્યો રાગ મ૦
રાગ વિના કિમ દાખવોરે વ્હાલા, મુગતિ સુદરી માગ મ૦૧૦

એક ગુહ્ય ઘટતું નહીરે વ્હાલા, સઘલોઈ જાણે લોગ; મ૦
અનેકાંતિક ભોગવેરે વ્હાલા, બ્રહ્મચારી ગતશોગ. મ૦ ૧૧

જિણ જોગે તુજને જોઉંરે વ્હાલા, તિણ જોગે જોવો રાજ; મ૦
એકવાર મુજને જુવોરે વ્હાલા, તો સીઝે મુજ કાજ. મ૦ ૧૨

મોહદશા ધરી ભાવનારે વ્હાલા ચિત્ત લહે તત્વવિચાર; મ૦
વીતરાગતા આદરીરે વ્હાલા, પ્રાણનાથ નિરધાર. મ૦ ૧૩

સેવક પણ તે આદરરે વ્હાલા, તો રહે સેવક નામ; મ૦
આશય સાથે ચાલીયેરે વ્હાલા; એહજ રૂડું કામ. મ૦ ૧૪

ત્રિવિધ યોગ ધરી આદર્યોરે વ્હાલા, નેમનાથ ભરતાર; મ૦
ધારણ પોષણ તારણોરે વ્હાલા, નવરસ મુગતાહાર. મ૦ ૧૫

કારણ રૂપી પ્રભુ ભજ્યોરે વ્હાલા, ગણ્યો નકાજ અકાજ; મ૦
કૃપા કરી પ્રભુ દીજીયેરે વ્હાલા, આનંદઘન પદરાજ. મ૦ ૧૬

---

## ૨૩ શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

( રાગ સારંગ—રસીયાની દેશી. )

ધ્રુવ પદરામીહો સ્વામી મ્હારા, નિઃકામી ગુણરામ સુજ્ઞાની;
નિજ ગુણ કામી હો પામી તું ધણી, ધ્રુવ આરામી હો થાય. સુ૦૧

સર્વ વ્યાપી કહો સર્વ જાણગપણે પરપરણ મન સ્વરૂપ; સુ૦
પરરૂપે કરી તત્વપણું નહીં, સ્વસત્તા ચિદરૂપ. સુ૦ ૨

જ્ઞેયે અનેકે હો જ્ઞાન અનેકતા, જળ ભાજન રવિ જેમ; સુ૦
દ્રવ્ય એકત્વપણે ગુણ એકતા, નિજપદ રમતાં હો ખેમ. સુ૦ ૩

પરક્ષેત્રે ગત જ્ઞેયને જાણવે, પરક્ષેત્રી થયું જ્ઞાન; સુ૦
અસ્તિપણું નિજ ક્ષેત્રે તુમે કહ્યો, નિર્મળતા ગુણમાન. સુ૦ ૪

જ્ઞેય વિનાશે હો જ્ઞાન વિનશ્વરૂ, કાળ પ્રમાણે થાય, સુ૦
સ્વકાળે કરી સ્વસત્તા સદા, તે પર રીતે ન જાય સુ૦ ૫
પરભાવે કરી પરતા પામતા, સ્વસત્તા થિર ઠાણુ, સુ૦
આત્મ ચતુષ્કમયી પરમા નહી, તો કિમ સહુનોરે જાણુ સુ૦ ૬
અગુરૂ લઘુ નિજ ગુણને દેખતા, દ્રવ્ય સકળ દેખત, સુ૦
સાધારણ ગુણની સાધર્મ્યતા, દર્પણ જળને દષ્ટાંત સુ૦ ૭
શ્રી પારસ જિન પારસરસ સમો, પણ ઈહા પારસ નાહિં, સુ૦
પૂરણ રસીયોહો નિજગુણ પારસનો, આનંદઘન મુજ માહિં સુ૦ ૮

---

## ૨૪ શ્રી મહાવીર જિન સ્તવન.

( રાગ-ધન્યાશ્રી )

વીરજીને ચરણે લાગુ, વીરપણુ તે માગુ રે,
મિથ્યા મોહ તિમિર ભય ભાગ્યું, જીત નગારૂ વાગુ રે વી૦ ૧
છઉમત્ર વીરજ લેશ્યા સંગે, અભિસંધીજ મતિ અંગેરે,
સૂક્ષ્મ થૂલ ક્રિયાને રંગે, યોગી થયો ઉમંગે રે વી૦ ૨
અસંખ્ય પ્રદેશ વીર્યઅસંખો, યોગ અસંખિત કંખે રે,
પુદ્ગલગણ તિણે લશુ સુવિશેષે, યથા શક્તિ મતિલેખે રે. વી૦ ૩
ઉત્કૃષ્ટે વીરજને વેસે, યોગ ક્રિયા નવિ પેસે રે,
યોગ તણી ધ્રુવતાને લેશે, આતમશક્તિ ન ખેસે રે વી૦ ૪
કામવીર્ય વશે જિમ ભોગી, તિમ આતમ થયો ભોગી રે,
સૂરપણે આતમ ઉપયોગી, થાયે તેહ અયોગી રે વી૦ ૫
વીરપણે તે આતમ ઠાણે, જાણ્યે તુમચી વાણે રે,
ધ્યાન વિનાણે શક્તિ પ્રમાણે, નિજધ્રુવપદ પહિચાણે રે વી૦ ૬
આલંબન સાધન જે ત્યાગે, પર પરિણુતિને ભાગે રે,
અક્ષય દર્શન જ્ઞાન વિરાગે, આનંદઘન પ્રભુ જાગે રે વી૦ ૭

ॐ

# ન્યાય વિશારદ ન્યાયાચાર્ય

# શ્રીમાન્ યશોવિજયજી વિરચિત ચોવિશી.



## ૧ શ્રી ઋષભદેવ સ્વામીનું સ્તવન.

જગજીવન જગ વાલહો, મરૂદેવીનો નંદ લાલરે;
મુખ દીઠે સુખ ઉપજે, દરિશન અતિ હિ આનંદ લાલરે. જગ૦ ૧

આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશી સમ ભાલ લાલરે;
વદન તે શારદ ચંદલો, વાણી અતિહિ રસાલ લાલરે. જગ૦ ૨

લક્ષણ અંગે વિરાજતાં, અડહિય સહસ ઉદાર લાલરે;
રેખા કર ચરણાદિકે, અભ્યંતર નહિ પાર લાલરે. જગ૦ ૩

ઈંદ્ર ચંદ્ર રવિ ગિરિ તણા, ગુણ લહી ઘડીયું અંગ લાલરે;
ભાગ્ય કીહાં થકી આવીયું, અચરિજ એહ ઉત્તંગ લાલરે. જગ૦ ૪

ગુણ સઘળા અંગે કર્યા, દૂર કર્યા સવિ દોષ લાલરે;
વાચક યશ વિજયે થુણ્યો, દેજો સુખનો પોષ લાલરે. જગ૦ ૫

---

## ૨ શ્રી અજિતનાથ સ્વામીનું સ્તવન.

અજિત જિણંદશું પ્રીતડી, મુજ ન ગમે હો બીજાનો સંગ કે;
માલતી ફુલે મોહિયો, કિમ બેસે હો બાવળ તરૂ ભૃંગ કે. અ૦ ૧

ગંગા જળમાં જે રમ્યા, કિમ છીલર હો રતિ પામે મરાલ કે;
સરોવર જળધર જળ વિના, નવિ ચાહે હો જગ ચાતક બાળકે. અ૦ ૨

કોકિલ કલકૂજિત કરે, પામી મંજરી હો પંજરી સહકારકે,
ઓછાં તરૂવર નવિ ગમે, ગિરૂઆ શુ હો હોયે ગુણનો પ્યારકે અ૦૩

કમલિની દિનકર કર ગ્રહે, વળી કુમુદિની હો ધરે ચંદ શુ પ્રીતકે,
ગૌરી ગિરીશ ગિરિધર વિના, નવિ ચાહે હો કમલા નિજ ચિત્તકે અ૦૪

તિમ પ્રભુ શુ મુજ મન રમ્યું, બીજા શુ હો નહિ આવે દાયકે,
શ્રી નયવિજય વિબુધ તણો, વાચક યશ હો નિતનિત ગુણ ગાયકે ૫

---

## ૩ શ્રી સંભવનાથ સ્વામીનું સ્તવન.

સંભવ જિનવર વિનતિ, અવધારો ગુણ જ્ઞાતારે,
ખામી નહિ મુજ ખીજમતે, કદીય હોશો ફળ દાતારે સંભવ૦ ૧

કર જોડી ઉભો રહું, રાત દિવસ તુમ ધ્યાનોરે,
જો મનમા આણો નહિ, તો શુ કહીએ છાનોરે સંભવ૦ ૨

ખોટ ખજાને કો નહિ, દીજીએ વંછિત દાનોરે
કરૂણા નજર પ્રભુજી તણી, વાધે સેવક વાનોરે સંભવ૦ ૩

કાળ લબ્ધિ નહિ મતિ ગણો, ભાવ લબ્ધિ તુમ હાથેરે,
લડથડતુ પણ ગજબચ્ચુ, ગાજે ગયવર સાથે રે સંભવ૦ ૪

દેશો તો તુમહિ ભલુ, બીજા તો નવિ (બીજા ઓરન) જાચુ રે,
વાચક યશ કહે સાંઇ શુ, ફળશે એ મુજ સાચુ રે સંભવ૦ ૫

---

## ૪ શ્રી અભિનંદન સ્વામીનું સ્તવન.

દીઠો હો પ્રભુ દીઠી જગ ગુરૂ તુજ,
મૂરતિ હો પ્રભુ ! મૂરતિ મોહન વેલડીજી,
મીઠી હો પ્રભુ ! મીઠી તાહરી વાણી,
લાગે હો પ્રભુ ! લાગે જેસી સેલડીજી ૧

જાણું હો પ્રભુ! જાણું જન્મ કયત્થ,
 જો હું હો પ્રભુ! જો હું તુમ સાથે મલ્યોજી;
સુરમણિ હો પ્રભુ! સુરમણિ પામ્યો હત્થ,
 આંગણે હો પ્રભુ! આંગણે મુજ સુરતરૂ ફળ્યોજી. ૨

જાગ્યા હો પ્રભુ! જાગ્યા પુણ્ય અંકુર,
 માગ્યા હો પ્રભુ! મુહ માંગ્યા પાસા ઢળ્યાજી;
વૂઠ્યા હો પ્રભુ! વૂઠ્યા અમીરસ મેહ,
 નાઠા હો પ્રભુ? નાઠા અશુભ, શુભાદિન વળ્યાંજી. ૩

ભૂખ્યા હો પ્રભુ ભૂખ્યા મલ્યા ઘૃતપૂર,
 તરશ્યા હો પ્રભુ તરશ્યા દિવ્ય ઉદક મિલ્યાજી;
થાકયા હો પ્રભુ થાકયા મલ્યા સુખપાલ,
 ચાહતાં હો પ્રભુ ચાહતાં સજ્જન હેજે હલ્યાજી. ૪

દીવો હો પ્રભુ! દીવો નિશા વનગેહ,
 સાખી હો પ્રભુ! સાખી થળેજળ નૌ મળીજી;
કલિયુગે હો પ્રભુ! કલિયુગે દુલ્લહો તુજ,
 દરિસન હો પ્રભુ! દરિશન લહ્યું આશા ફળીજી. ૫

વાચક હો પ્રભુ! વાચક યશ તુમ દાસ,
 વિનવે હો પ્રભુ! વિનવે અભિનંદન સુણોજી;
કહીએ હો પ્રભુ! કહીએ મ દેજો છેહ,
 દેજો હો પ્રભુ! દેજો સુખ દરિસન તણોજી. ૬

---

## ૫ શ્રી સુમતિનાથ સ્વામીનું સ્તવન.

સુમતિનાથ ગુણશું મિલીજી, વાધે મુજ મન પ્રીતિ;
તેલ બિંદુ જેમ વિસ્તરેજી, જલ માંહે ભલી રીતિ,
સોભાગી જિનશું લાગ્યો અવિહડ રંગ. ૧

સજ્જન શુ જે પ્રીતડીજી; છાની તે ન રખાય,
પરિમલ કસ્તૂરી તણોજી, મહીમાહે મહકાય સોભાગી ૨

આગળીએ નવિ મેરૂ ઢકાએ, છાબડીએ રવિ તેજ,
અંજલિમા [1]જીમ ગંગ ન માએ, મુજ મન તીમ પ્રભુ હેજ સો૦ ૩

હુએ છીપે નહિ અધર અરૂણ જીમ, ખાતા પાન સુરંગ,
પીવત ભર ભર પ્રભુ ગુણ પ્યાલા, તીમ મુજ પ્રેમ અભંગ સો૦ ૪

ઢાકી ઈક્ષુ પરાળશુ જી, ન રહે લહી વિસ્તાર,
વાચક યશ કહે પ્રભુ તણોજી, તીમ મુજ પ્રેમ પ્રકાર સો૦ ૫

---

## ૬ શ્રી પદ્મપ્રભ સ્વામીનુ સ્તવન.

પદ્મપ્રભ જિન જઈ અલગા રહ્યા, જીહાથી નાવે લેખોજી,
કાગળને મસી તીહા નવિ સંપજે, ન ચલે વાટ વિશેષોજી,
સુગુણ સનેહારે કદીય ન વિસરે ૧

ઇહાથી તીહા જઇ કોઇ આવે નહિ, જેહ કહે સંદેશોજી,
જેહનુ મિલવુ દોહીલુ, તેહશુ નેહ તે આપ કિલેશોજી સુ૦ ૨

વીતરાગ શુ રે રાગ તે એક પખો, કીજે કવણ પ્રકારોજી,
ઘોડો દોડેરે સાહેબ *વાજમા, મન નાણે અસવારોજી સુ૦ ૩

સાચી ભક્તિરે ભાવન રસ કહ્યો, રસ હોય તીહા દોય રીઝેજી,
હોડા હોડેરે બીહુ રસ રીઝથી, મનના મનોરથ સીઝેજી સુ૦ ૪

પણ ગુણવતારે ગોઠે ગાજીએ, મ્હોટા તે વિશ્રામજી,
વાચક યશ કહે એહજ આશરે, સુખ લહુ ઠામો ઠામજી સુ૦ ૫

---

૧ 'પસલી' એવો પણ અર્થ થાય છે.

* 'કાજમા'—કાર્યમા એવો પણ પાઠ છે

## ૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામીનું સ્તવન.

શ્રીસુપાસ જિનરાજ, તું ત્રિભુવન શિરતાજ;
આજ હો છાજેરે ઠકુરાઇ, પ્રભુ તુજ પદ તણીજી. ૧

દિવ્ય ધ્વનિ સુર ફૂલ, ચામર છત્ર અમૂલ;
આજ હો રાજેરે ભામંડલ, ગાજે દુંદુભિજી. ૨

*અતિશય સહજના ચાર, કર્મ ખપ્યાથી અગ્યાર;
આજહો કીધારે ઓગણીશે, સુર ગુણ ભાસુરેજી. ૩

*વાણી ગુણ પાંત્રિશ, પ્રતિહારજ જગદીશ;
આજ હો રાજેરે દીવાજે, છાજે આઠશુંજી. ૪

*સિંહાસન અશોક, બેઠા મોહે લોક;
આજહો સ્વામીરે શિવગામી, વાચક યશ થુણ્યોજી. ૫

---

## ૮ શ્રી ચંદ્રપ્રભ સ્વામીનું સ્તવન.

ચંદ્રપ્રભ જિન સાહેબારે, તુમ છો ચતુર સુજાણ, મનના માન્યા;
સેવા જાણો દાસનીરે, દેશો પદ નિર્વાણ, મનના માન્યા.

---

* આ સ્તવનની છેલ્લી ત્રણ ગાથાઓ નીચે મુજબ હોવી સંભવિત છે કેમકે તેથી પ્રાતિહાર્યોનો ક્રમ બરાબર સચવાય છે.

સિંહાસન અશોક, બેઠા મોહે લોક;
આજહો રાજેરે દીવાજે, છાજે આઠશુંજી. ૩

અતિશય સહજના ચાર, કર્મ ખપ્યાથી અગ્યાર;
આજ હો કીધારે ઓગણીશે, સુર ગુણ ભાસુરેજી. ૪

વાણી ગુણ પાંત્રિશ, પ્રાતિહારજ જગદીશ;
આજ હો સ્વામીરે શીવગામી, વાચક યશ થુણ્યોજી. ૫

આવો આવોરે ચતુર સુખભોગી, કીજે વાત એકાંત અભોગી;
ગુણ ગોઠે પ્રકટે પ્રેમ, મનના માન્યા ૧.

ઓછું અધિકુ પણ કહેરે, આસગાયત જેહ, મન૦
આપે ફળ જે અણ કહેરે, ગિરૂઓ સાહેબ તેહ મન૦
આવો૦ કીજે૦ ગુણ૦ ૨.

દીન કહ્યા વિણ દાનથીરે, દાતાની વાધે મામ, મન૦
જલ દીએ ચાતક ખીજવીરે, મેઘ હુઓ તીણે શ્યામ મન૦
આવો૦ કીજે૦ ગુણ૦ ૩

પીઉ પીઉ કરી તુમને જપુરે, હુ ચાતક તુમે મેહ, મન૦
એક લહેરમા દુખ હરોરે, વાધે બમણો નેહ મન૦
આવો૦ કીજે૦ ગુણ૦ ૪

મોડુ વહેલુ આપવુંરે, તો શી ઢીલ કરાય ? મન૦
વાચક યશ કહે જગ ધણીરે, તુમ તૂઠે સુખ થાય મન૦
આવો૦ કીજે૦ ગુણ૦ ૫

---

## ૯ શ્રી સુવિધિનાથ સ્વામીનુ સ્તવન.

લઘુ પણ હુ તુમ મન નવિ માવુ રે, જગ ગુરૂ તુમને દીલમા લાવુ રે;
કુણને એ દીજે સાબાશીરે, કહો શ્રીસુવિધિ જિણંદ વિમાસીરે ૧

મુજ મન અણુમાહે ભક્તિ છે ઝાઝીરે, તેહ દરીનો[1] તુ છે માજીરે[2],
યોગી પણ જે વાત ન જાણેરે, તેહ અચરિજ કુણથી હુઓ ટાણેરે. ૨

અથવા [3]થિરમાહી અથિર નમાવેરે, મ્હોટો ગજ દર્પણમા આવેરે;
જેહને તેજે બુદ્ધિ પ્રકાશીરે, તેહને દીજે એ સાબાશીરે ૩

---

૧ ન્હાનુ વહાણુ ૨ ટંડેલ (કપ્તાન) આ બંગાળી ભાષાના શબ્દો છે સંસ્કૃત ભાષામા તો 'દરીનો' અર્થ ગુફા થાય છે ૩ શંકા સમાધાનાર્થે.

ઉર્ધ્વ મૂળ તરૂઅર અધ શાખારે, છંદપુરાણે[૪]એહવી ભાખારે;
અચરિજ વાળે અચરિજ કીધુંરે, ભક્તે સેવક કારજ સીધુંરે.[૫] ૪

લાડ કરી જે બાળક બોલેરે, માતપિતા મન અમીયને તોલેરે;
શ્રીનયવિજય વિબુધનો શિષ્યોરે, યશ કહે ઇમ જાણો જગદીશોરે. ૫

---

## ૧૦ શ્રી શીતલનાથ સ્વામીનું સ્તવન.

શ્રી શીતલ જિન ભેટીએ, કરી ભક્તે ચોખું ચિત્તહો;
તેહથી કહો છાનું કીસ્યું, જેહને સોંપ્યાં તન મન વિત્તહો.
શ્રી શીતલ૦ ૧

દાયક નામે છે ઘણા, પણ તું સાયર તે કૂપ હો;
તે બહુ ખજવા તગતગે, તું દિનકર તું તેજ સ્વરૂપ હો.
શ્રી શીતલ૦ ૨

મ્હોટો જાણી આદર્યો, દાળિદ્ર ભાંજો જગ તાત હો;
તું કરૂણાવંત શિરોમણિ, હું કરૂણા પાત્ર વિખ્યાત[૬] હો.
શ્રી શીતલ૦ ૩

અંતરજામી સવિ લહો, અમ મનની જે છે વાત હો;
મા આગળ મોસાલના, શા વરણવવા અવદાત હો?
શ્રી શીતલ૦ ૪

જાણો તો તાણો કીસ્યું, સેવાફળ દીજે દેવ હો;
વાચક યશ કહે ઢીલની, એ ન ગમે મુજ મન ટેવ હો.
શ્રી શીતલ૦ ૫

---

૪      ૫

૬ જુઓ, दीनोद्धार धुरंधरस्त्वदपरो. રત્નાકર પચીશી.

## ૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્વામીનું સ્તવન.

તુમે બહુ મિત્રી રે સાહેબા, મારે તો મન એક,
તુમ વિના બીજોરે નવિ ગમે, એ મુજ મ્હોટીરે ટેક
શ્રી શ્રેયાસ કૃપા કરો ૧

મન રાખો તુમે સવિ તણા, પણ કીહા એક મળી જાઓ?
લલચાવો લખ લોકને, સાથી સહજ ન થાઓ શ્રી શ્રેયાસ ૨

રાગ ભરે જન મન રહો, પણ તિહુ કાલ વૈરાગ,
ચિત્ત તુમારા રે સમુદ્રનો, કોઇ ન પામે રે તાગ શ્રી શ્રેયાસ ૩

એવા શુ ચિત્ત મેળવ્યુ, કેળવ્યુ પહેલા ન કાઇ,
સેવક નિપટ અબુઝ છે, નિર્વહશો તુમે સાઈ શ્રી શ્રેયાસ ૪

નિરાગીશુ રે કિમ મિલે? પણ મળવાનો એકાંત[1]?
વાચક યશ કહે મુજ મિલ્યો, ભક્તે કામણ્યુવત શ્રી શ્રેયાસ ૫

---

## ૧૨ શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન.

સ્વામી તુમે કાઇ કામણ કીધુ, ચિત્તડુ હમારૂ ચોરી લીધુ,
સાહેબા વાસુપૂજ્ય જિણંદા, મોહના વાસુપૂજ્ય જિણંદા
અમેપણ તુમ શુ કામણ કરશુ, ભકતે ગ્રહી મન ઘરમા ધરશુ,
સાહેબા૦ ૧

મનઘરમા ધરીયા ઘર શોભા, દેખત નિત્ય રહેશો[1] થિર થોભા
મન વૈકુંઠ અકુંઠિત ભક્તે, યોગી ભાખે અનુભવ યુકતે સાહેબા૦૨

---

૧ 'એ તત' એવો પણ પાઠ છે તત=નિશ્ચય

૧ રહીશુ એવો પણ પાઠ છે

ક્લેશે વાસિત મન સંસાર, ક્લેશ રહિત મન તે ભવપાર;
જો વિશુદ્ધ મન ઘર તુમે આવ્યા, પ્રભુ તો અમે નવ નિધિ ઋદ્ધિ પાવ્યા. સાહેબા૦ ૩

સાતરાજ અલગા જઇ બેઠા, પણ ભગતે અમ મનમાંહે પેઠા;
અળગાને વળગ્યા જે રહેવું, તે ભાણા ખડખડ દુઃખ સ્હેવું. સાહેબા૦ ૪

ધ્યાતા ધ્યેય ધ્યાન ગુણ એકે, ભેદે છેદ કરશું હવે ટેકે;
ક્ષીર નીરપરે તુમ શું મળશું, વાચક યશ કહે હેજે હલશું. સાહેબા૦ ૫

---

## ૧૩ શ્રી વિમલનાથ સ્વામીનું સ્તવન.

સેવો ભવિયાં વિમલ જિણેસર, દુલ્લહા સજ્જન સંગાજી;
એવા પ્રભુનું દરિશન લેવું, તે આળસ માંહે ગંગાજી. સેવો૦ ૧

અવસર પામી આળસ કરશે, તે મુરખમાં પહેલોજી;
ભૂખ્યાને જેમ ઘેવર દેતાં, હાથ ન માંડે ઘેલોજી. સે૦ ૨

ભવ અનંતમાં દરિશન દીઠું, પ્રભુ એહવા દેખાડેજી;
વિકટ [૧]પંથ જે પોળી પોળીયો, કર્મ વિવર ઉઘાડેજી. સે૦ ૩

તત્વ પ્રીતિકર પાણી પાંએ, વિમલા લોકે આંજીજી;
લોયણ ગુરૂ પરમાન્ન દીએ તવ, ભ્રમ નાંખે સવિ ભાંજીજી. સે૦ ૪

ભ્રમ ભાંગ્યો તવ પ્રભુ શું પ્રેમે, વાત કરૂં મન ખોલીજી;
સરળતણે જે હઇડે આવે, તેહ જણાવે બોલીજી. સે૦ ૫

શ્રીનયવિજય વિબુધ પય સેવક, વાચક યશ કહે સાચુંજી;
કોડી કપટ જો કોઇ દિખાવે, તોહિ પ્રભુ વિણ નવિ રાચુંજી. સે૦ ૬

---

## ૧૪ શ્રી અનંતનાથ સ્વામિનું સ્તવન.

શ્રી અનત જિનશુ કરો, સાહેલડીયા,
ચોળ મજીઠનો રગરે ગુણ વેલડીયા,
સાચો રગ તે ધર્મનો, સાહેલડીયા,
બીજો રગ પતગરે, ગુણ વેલડીયા ૧

ધર્મરગ જીરણ નહિ, સા૦ દેહ તે જીરણ થાયરે, ગુણ૦
સોનુ તે વિણમે નહિ, સા૦ ઘાટ ઘડામણ જાયરે ગુણ૦ ૨

ત્રાંબુ જે રસવેધીયુ, સા૦ તે હોય જાચુ હેમરે, ગુણ૦
ફરી ત્રાંબુ તે નવિહુએ, સા૦ એહવો જગગુરૂ પ્રેમરે ગુણ૦ ૩

ઉત્તમ ગુણ અનુરાગથી, સા૦ લહીએ ઉત્તમ ઠામરે, ગુણ૦
ઉત્તમ નિજ મહિમા વધે, સા૦ દીપે ઉત્તમ ધામરે ગુણ૦ ૪

ઉદક બિંદુ સાયર ભળ્યો, સા૦ જીમ હોય અખય અભગરે ગુણ૦
વાચક યશ કહે પ્રભુ ગુણે, સા૦ તિમ મુજ પ્રેમ પ્રસગરે ગુણ૦ ૫

---

## ૧૫ શ્રી ધર્મનાથ સ્વામિનુ સ્તવન.

થાસુ[1] પ્રેમ બન્યો છે રાજ, નિર્વહશો તો લેખે, એ આંકણી૦
મે રાગી થે[2] છો નિરાગી, અણ જુગતે હોય હાસી,
એક પખો જે નેહ નિર્વહવો, તે માંકી[3] સાબાશી થાસુ ૦ ૧

નિરાગી સેવે કાંઇ હોવે[4] ? એમ મનમા નવિ આણ,
ફળે અચેતન પણ જેમ સુરમણિ, તિમ તુમ ભક્તિ પ્રમાણ થાસુ૦ ૨

---

૧ થાસુ—તમારી સાથે ૨ થે—તમે ૩ મારી—મારી [ મારવાડી ભાષા ]
૪ કાંઇ હોવે—શુ થાય [ મારવાડી ભાષા ]

ચંદન શીતલતા ઉપજાવે, અગ્નિ તે શીત મીટાવે;
સેવકનાં તિમ દુઃખ ગમાવે, પ્રભુ ગુણ પ્રેમ સ્વભાવે. થાંસું૦ ૩

વ્યસન ઉદય જે જલધિ અનુહરે, શશીને તેહ[1] સંબંધે;
અણ સંબંધે કુમુદ અનુહરે, શુદ્ધ સ્વભાવ પ્રબંધે. થાંસું૦ ૪

દેવ અનેરા તુમથી છોટા, થેં જગમાં અધિકેરે;
યશ કહે ધર્મજિનેશ્વર થાંસું, દિલ માન્યા હે મેરા. થાંસું૦ ૫

---

## ૧૬ શ્રી શાંતિનાથ સ્વામીનું સ્તવન.

ધન દિન વેળા, ધન ઘડી તેહ, અચિરારોનંદન જિન જદિ ભેટશુંજી;
લહીશુંરે સુખ દેખી મુખ ચંદ, વિરણુ વ્યથાનાં દુઃખ સવિ મેટશુંજી.૧

જાણ્યોરે જેણે તુજ ગુણ લેશ, બીજારે રસ તેહને મન નવિ ગમેજી;
ચાખ્યાંરે જેણે અમી લવલેશ, [2]બાકસ બુકસ તસ ન રૂચે કીમેજી.૨

તુજ સમકિત રસ સ્વાદનો જાણ, પાપ કુભકતે બહુ દિન સેવીયુંજી;
સેવે જો કર્મને જોગે તોહી, વાંછે તે સમકિત અમૃત ધુરે લિખ્યુંજી.૩

તાહરૂં ધ્યાન તે સમકિત રૂપ, તેહીજ જ્ઞાનને ચારિત્ર તેહ છેજી;
તેહથી જાયે સઘળાં હો પાપ, ધ્યાતા ધ્યેય સ્વરૂપ હોયે પછેજી.૪

દેખીરે અદ્‌ભૂત તાહરૂં રૂપ, અચ્રિજ ભવિક અરૂપી પદ વરેજી;
તાહરીગત તું જાણે હો દેવ, સમરણ ભજન તે વાચક યશ કરેજી.૫

---

## ૧૭ શ્રી કુંથુનાથ સ્વામીનું સ્તવન.

સાહેલાં હે કુંથુજિનેશ્વર દેવ, રત્ન દીપક અતિ દીપતો હોલાલ;
સા. મુજ મન મંદિર માંહે, આવે જો અરિબળ જીપતો હોલાલ. ૧

---

૧ તેહ—' તેજ [ પ્રકાશ ] તથા નેહ [ સ્નેહ ] એવાં એવાં પણ પાઠાંતરો છે. ૨ ( બાકસ બુકસ એટલે રસ )

સા. મિટે તો મોહ અંધાર, અનુભવ તેજે જલહલે હોલાલ,
સા ધૂમ કષાય નરેખ, ચરણ ચિત્રામણ નવિ ચલે હોલાલ ૨
સા પાત્ર કરે નહિ હેઠ, સૂરજ તેજે નવિ છીપે હોલાલ,
સા સર્વ તેજનું તેજ, પહેલાથી વાધે પછે હોલાલ ૩
સા જેહ ન [1]સમીરને ગમ્ય, ચંચલતા જે નવિ લહે હોલાલ,
સા જેહ સદા છે રમ્ય, [2]પૃષ્ઠ ગુણે નવિ કૃશ ગ્હે હોલાલ ૪
સા પુદ્ગલ તેલ ન ખેય[3], જેહ ન શુદ્ધ દશા દહે હોલાલ,
સા શ્રીનય વિજય સુશિષ્ય, વાચક યશ ઇણી પરે કહે હોલાલ ૫

## ૧૮ શ્રી અરનાથ સ્વામીનુ સ્તવન.

શ્રી અરજિન ભવજલનો તારૂ, મુજમન લાગે વારૂ રે,
મનમોહન સ્વામી,
બાહ્ય ગ્રહી ભવિજનને તારે, આણે શિવપુર આરેરે, મન૦ ૧
*તપ જપ મોહ મહા તોફાને, નાવ ન ચાલે માને રે, મન૦
પણ નવિ ભય મુજ હાથો હાથે, તારે તે છે સાથેરે મન૦ ૨
ભક્તને સ્વર્ગ સ્વર્ગથી અધિકુ, જ્ઞાનીને ફળ દેઇરે, મન૦
કાયા કષ્ટ વિના ફળ લહીએ, મનમા ધ્યાન ધરેઇરે મન૦ ૩
જે ઉપાય બહુ વિધની રચના, યોગ માયા તે જાણોરે, મન૦
શુદ્ધ દ્રવ્ય ગુણ પરજાય ધ્યાને, શિવ દીએ પ્રભુ સપરાણોરે § મન૦ ૪

૧ 'મરૂતને' એવો પણ પાઠ છે ૨ 'પુષ્ટ' એવો પણ પાઠ છે
૩ 'ક્ષેપ' (નાખવુ) એવો પણ પાઠ છે

* અથવા 'તપજપ રૂપ નાવ મોહ રૂપી મહા તોફાનને વિષે યોગ્ય મર્યાદામા ચાલે નહીં એવો પણ અર્થ ઘટી શકે § મપરાણો પ્રગણે

પ્રભુપદ વળગ્યા તે રહ્યા તાજા, અળગા અંગ ન સાજારે; મન૦
વાચક યશ કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉંરે. મન૦ ૫

## ૧૯ શ્રી મલ્લીનાથ સ્વામીનું સ્તવન.

તુજમુજ રીઝની રીઝ, અટપટ એહ ખરીરી;
લટપટ નાવે કામ, ખટપટ ભાંજ પરીરી[1]. ૧
મલ્લીનાથ તુજ રીઝ, જન રીઝે ન હુએરી;
હોય રીઝણનો ઉપાય, સામું કાં ન જુએરી ? ૨
દુરારાધ્ય છે લોક, સહુને સમ ન શશીરી;
એક દૂહવાએ ગાઢ, એક જો બોલે હસીરી. ૩
લોક લોકોત્તર વાત, રીઝ છે દોય જૂઈરી;
તાત ચક્ર ધુર પૂજ્ય, ચિંતા એહ હુઈરી. ૪
રીઝવવો એક સાંઇ, લોક તે વાત કરેરી;
શ્રીનયવિજય સુશિષ્ય, એહીજ ચિત્ત ધરેરી. ૫

## ૨૦ શ્રી મુનિસુવ્રત સ્વામીનું સ્તવન.

મુનિસુવ્રત જિન વંદતાં, અતિ ઉલ્લસિત તનમન થાયરે,
વદન અનોપમ નિરખતાં, મારાં ભવભવનાં દુઃખ જાયરે;
મારાં ભવભવનાં દુઃખ[2] જાય, જગતગુરૂ જાગતો સુખકંદરે,
સુખકંદ અમંદ આણંદ, પરમગુરૂ[3] દીપતો સુખ કંદરે.[4] ૧
નિશિદિન સૂતાં જાગતાં, હઇડાથી ન રહે દૂરરે;
જબ (જો) ઉપકાર સંભારીએ, તવ (તો) ઉપજે આનંદ પૂરરે.
તo જo સુo ૨

૧ ભાંજપડી મારવાડી ભાષા. ૨ આ દુઃખ શબ્દ કર્મ વાચી છે. કર્મના ફળરૂપે કહેલછે. ૩ 'ગુણે કરી' એવો પણ પાઠ છે. ૪ 'ભગવંતરે' એવો પણ પાઠછે.

પ્રભુ ઉપકાર ગુણે ભર્યા, મન અવગુણ એક ન સમાયરે,
ગુણ ગુણ અનુબંધી હુઆ, તેતો અક્ષય ભાવ કહાયરે
તે૦ જ૦ સુ૦ ૩

અક્ષય પદ દીએ પ્રેમજે, પ્રભુનુ તે અનુભવ રૂપરે,
અક્ષર સ્વર ગોચર નહિ, એતો અકળ અમાપ્ય અરૂપરે
એ૦ જ૦ સુ૦ ૪

અક્ષર થોડા ગુણ ઘણા, સજ્જનના ( પ્રભુજીના ) તે ન
લિખાય ( કહેવાય ) રે,
વાચક યશ કહે પ્રેમથી, પણ મનમાંહે પરખાયરે
પ૦ જ૦ સુ૦ ૫

## ૨૧ શ્રી નમિનાથ સ્વામિનુ સ્તવન.

શ્રી નમિજિનની સેવા કરતા, [૧]અલિય વિઘન સવિ દૂરે નાસેજી,
અષ્ટ મહા સિદ્ધિ નવનિધિ લીલા, આવે બહુ મહસુર[૨] પાસેજી
શ્રી૦ ૧

મયમત્તા[૩] અગણ ગય ગાજે, રાજે તેજી તુખાર[૪] તે [૫]ચગાજી,
બેટા બેટી બંધવ જોડી, લહીએ બહુ અધિકાર રંગાજી શ્રી૦ ૨

વલ્લભ[૬] સંગમ રંગ લહીજે, અણવાલહા હોય દૂર સહેજેજી,
વાછા તણો વિલંબ ન હૂએ, કારજ સીઝે [૭]ભૂરી લહેજેજી [૮] શ્રી૦ ૩

ચંદ્ર કીરણ ઉજ્જવલ યશ ઉલસે, સૂરજ તુલ્ય પ્રતાપી દીપેજી,
જે પ્રભુભક્તિ કરે નિત્ય વિનયે, અરિયણ[૯] બહુ પ્રતાપે ઝીપેજી
શ્રી૦ ૪

---

૧ અલિય-ખોટા ૪ તુખાર—ચાલાક ઘોડા ૭ ભૂરી—મ્હોટા
૨ મહસુર મપત્તિનાપ્રકાર ૫ ચંગાજી-મનોહર ૮ લહેજેજી-શિઘ્ર
૩ મયમત્તા—મદો મત્ત ૬ વલ્લભ-ભર્ત્તા, ધણી. ૯ અરિયણ—શત્રુ

મંગલમાલા લચ્છિ વિશાલા, §બાલા બહુલે પ્રેમ રંગેજી;
શ્રીનયવિજય વિબુધ પય સેવક, કહે લહીએ સુખપ્રેમ અંગેજી.
શ્રી૦ ૫

## ૨૨ શ્રી નેમિનાથ સ્વામીનું સ્તવન.

તોરણ આવી રથ ફેરી ગયાંરે હાં, પશુઆં દેઇ દોષ, મેરે વાલમા;
નવ ભવ નેહ નિવારીયોરે હાં, શો જોઇ આવ્યા જોષ ? મે૦૧
ચંદ્ર કલંકી જેહથીરે હાં, રામને સીતા વિયોગ; મેરે૦
તેહ કુરંગને[1] વયણડેરે હાં, પતિ[2] આવે કુણ લોગ[3] ? મે૦૨
ઉતારી હું ચિત્તથીરે હાં, મુક્તિ ધુતારી હેત; મેરે૦
સિદ્ધિ અનંતે ભોગવીરે હાં, તેહશું કવણ [4]સંકેત ? મેરે૦ ૩
પ્રીત કરંતાં સોહીલીરે હાં, નિર્વહેતાં જંજાળ; મેરે૦
જેહવો વ્યાલ[5] ખેલાવવોરે હાં, જેહવી અગનની ઝાલ. મેરે૦ ૪
જો વિવાહ અવસરે દીયોરે હાં, હાથ ઉપર નવિ હાથ; મેરે૦
દીક્ષા અવસર દીજીએરે હાં, શિર ઉપર જગનાથ. મેરે૦ ૫
ઇમ વલવલતી રાજુલ ગઇરે હાં, નેમિ કને વ્રત લીધ; મેરે૦
વાચક યશ કહે પ્રણમીએરે હાં, એ દંપતિ[6] દોય સિદ્ધ. મે૦૬

## ૨૩ શ્રી પાર્શ્વનાથ સ્વામીનું સ્તવન.

વામાનંદન જિનવર મુનિમાંહે વડોરે, કે મુનિમાંહે૦
જિમ સુરમાંહિ સોહે સુરપતિ પરવડોરે કે સુરપતિ૦

§ બાલા—પત્નિ, સ્ત્રી ૧ હરિણ ૨ પ્રતીતિ-વિશ્વાસ ૩ કયા લોકોને ? ૪ શો ઇસારો ? ૫ વ્યાલ—સર્પ ૬ દંપતી—વરવહુ.

જિમ ગિરિમાહિ [૧]સુરાચલ, મૃગમાહે કેશરીરે કે મૃગમાહે૦
જિમ ચદન તરૂમાહિ, સુભટમાહિ મુર અરિરે[૨] સુભટ૦
નદીયમાંહિ જિમ ગગ, [૩]અનગ સુરૂપમારે અનગ૦
ફૂલમાંહિ [૪]અરવિંદ, ભરતપતિ ભૂપમારે ભરતપતિ૦
ઐગવણુ[૫] ગજમાંહ, ગરૂડ ખગમા [૬]યથારે ગરૂડ૦
તેજવત માહિ ભાણુ,[૭] વખાણુમાહિ જિન કથારે વખાણુ૦ ૨
મત્રમાહિ નવકાર, રત્નમાહિ સુરમણિરે[૮] રત્નમાહિ૦
સાયરમાહિ સ્વયભૂ-રમણુ, શિરોમણિરે કે રમણુ૦
શુકલધ્યાન જિમ ધ્યાનમા, અતિ નિર્મલપણેરે કે અતિ૦
શ્રીનયવિજય વિબુધ પયસેવક, ઇમ ભણેરે કે સેવક૦ ૩

## ૨૪ શ્રી વર્દ્ધમાન સ્વામીનું સ્તવન.

ગિરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્દ્ધમાન જિનરાયારે,
સુણતા શ્રવણે અમી ઝરે, મ્હારી નિર્મળ થાયે કાયારે ગિ૦ ૧
તુમ ગુણ ગણ ગગાજળે, હુ ઝીલીને નિર્મળ થાઉરે,
અવર ન ધધો આદરૂ, નિશદિન તોરા ગુણ ગાઉરે ગિ૦ ૨
ઝીલ્યા જે ગગાજળે, તે છીલર જળ કિમપેસેરે ?
માલતી ફૂલે મોહિયા, તે બાવળ જઇ નવિ બેસેરે ગિ૦ ૩
એમ અમે તુમ ગુણ ગોઠશુ, રગે રાચ્યાને વળી માચ્યારે,
તે કેમ પરસુર આદરે ? જે પરનારી વશ રાચ્યારે ગિ૦ ૪
તુ ગતિ તુ મતિ આશરો, તુ આલબન મુજ પ્યારોરે,
વાચક યશ કહે માહરે, તુ જીવજીવન[૯]આધારોરે ગિ૦ ૫



૧ મેરૂ પર્વત ૨ મોગરી—વાસુદેવ ૩ કામદેવ ૪ કમલપુષ્પ ૫ ઇંદ્રનો હાથી ૬ પક્ષી ૭ સૂર્ય ૮ ચિંતામણિ રત્ન ૯ જીવનપ્રાણ એવો પણ પાઠ છે.

# શ્રી મોહનવિજયજી કૃત ચોવીશી.

## ૧ શ્રી ઋષભદેવ જિન સ્તવન.

પ્રભુજી ઓલંભડે મત ખીજો.
બાળપણે આપણે સસનેહિ, રમતા નવ નવ વેષે;
આજ તુમે પામ્યા પ્રભુતાઈ, અમે તો સંસારીને વેષે હો. પ્ર૦ ૧
જો તુમ ધ્યાતાં શિવસુખ લહિયે, તો તુમને કેઈ ધ્યાયે;
પણ ભવસ્થિતિ પરિપાક થયા વિણ, કોઈ ન મુગતિ જાયે હો. પ્ર૦ ૨
સિદ્ધનિવાસ લહે ભવિસિદ્ધિ, તેહમાં શ્યો પાડ તુમારો;
તો ઉપગાર તુમારો વહિએ, અભવ્ય સિદ્ધને તારો હો. પ્ર૦ ૩
નાણરયણ પામી એકાંતે, થઈ બેઠા મેવાશી;
તે માંહેલો એક અંશ જો આપો, તે વાતે શાબાશી હો. પ્ર૦ ૪
અક્ષયપદ દેતાં ભવિજનને, સંકીર્ણતા નવિ થાય;
શિવપદ દેવા જો સમરથ છો, તો જશ લેતાં શ્યું જાય હો. પ્ર૦ ૫
સેવાગુણ રંજ્યો ભવિજનને, જો તુમે કરો વડભાગી;
તો તુમે સ્વામી કેમ કહાવો; નિર્મમને નિરાગી હો. પ્ર૦ ૬
નાભિનંદન જગવંદન પ્યારો, જગગુરૂ જગ જયકારી;
રૂપવિબુધનો મોહન પભણે, વૃષભલંછન બલીહારી હો. પ્ર૦ ૭

---

## ૧ શ્રી ઋષભદેવ જિન સ્તવન.

( આજ હજારી ઢોલો પ્રાહુણો—એ દેશી. )

પ્રથમ તીર્થંકર સેવના, સાહિબા ઉદિત હૃદય સસનેહ જિણંદા મોરારે;
પ્રીત પુરાતન સાંભરે, સાહિબા રોમાંચિત શુચિ દેહ. જિ૦ ૧

અગમ અલૌકિક સાહિબા, સાહિબા કાગળ પણ ન લખાય, જિ૦
અંતરગતની જે વાતડી, સાહિબા જણજણને ન કહાય જિ ૨
કોડિ ટકાની હો ચાકરી, સાહિબા પ્રાપ્તિ વિણુ ન લહાય, જિ૦
મનડોજી મળવાને ઉમહ્યો, સાહિબા કિમ કરી મેળો થાય જિ૦ ૩
સાહિબા દૂર થકા પણ સાજણા, સાહિબા સાભરે નવરંગ રીત, જિ૦
પૂરવ પુન્યે પામીયે, સાહિબા પરમ પુરૂષ શ્યુ પ્રીત જિ૦ ૪
મતમત નયનય કલ્પના, સાહિબા ઇતર ઇતર પરિણામ, જિ૦
રૂપ અગોચર નવિ લહે, સાહિબા વિવાદ એ મહીઆણુ જિ૦ ૫
સમ દમ શુદ્ધ સ્વભાવમાં, સાહિબા પ્રભુ તુમ રૂપ અખંડ, જિ૦
ભગતિ વદિત સલીનતા, સાહિબા એથી પ્રગટ પ્રચંડ જિ૦ ૬
કરૂણા રસ સંજોગથી, સાહિબા દિઠો નવલ દિદાર, જિ૦
રૂપવિબુધ કવિરાજનો, સાહિબા મોહન જય જયકાર જિ૦ ૭

---

## ૨ શ્રી અજિતનાથ જિન સ્તવન.

( કાનુનરો પાણી લાગણો—એ દેશી )

ઓળગ અજિત જિણંદની, માહરે મન માની,
માલતી મધુકરની પરે, બની પ્રીત અછાની,
વારી હું જિત શત્રૂ સુત તણા, સુખડાને મટકે ૧
અવર કોઇ જાચુ નહિ, વિણુ સ્વામી સુરંગા,
ચાતક જિમ જલધર વિના, નવિ સેવે ગંગા વા૦ ૨
એ ગુણ પ્રભુ કિમ વિસરે, સુણી અન્ય પ્રશંસા,
છીલર કીણવિધ રતિ ધરે, માનસરના હંસા વા૦ ૩
શિવ એક ચંદ્રકળા થકી, લહી ઈશ્વરતાઇ,
અનંત કળાધર મેં ધર્યો, મુજ અધિક પુન્યાઇ વા૦ ૪

તું ધન તું મન તન તુંહી, સસનેહા સ્વામી;
મોહન કહે કવિ રૂપનો, જિન અંતરજામી. વા૦ ૫

## ૨ શ્રી અજિતનાથ જિન સ્તવન.

( મોતીડાની—દેશી. )

અજિત અજિત જિન અંતરજામી, અરજ કરૂં છું પ્રભુ શિરનામી;
સાહિબા સસનેહી સુગુણજી, વાતડી કહું કેહી.
આપણ બાળપણાનાં સ્વદેશી, તો હવે કિમ થાઓ છો વિદેશી; સા૦
પુન્ય અધિક તુમે હુઆ જિણંદા, આદિઅનાદિ અમે તો બંધા સા૦ ૨

તાહરે આજ મણા છે શ્યાની, તુંહિજ લીલાવંત તું જ્ઞાની; સા૦
તુજ વિણ અન્યને કાં નથી ધ્યાતા, તો જો તું છે લોકવિખ્યાતા. સા૦ ૩

એકને આદર એકને અનાદર, ઇમ કિમ ઘટે તુજને કરૂણાકર; સા૦
દક્ષીણ વામ નયન બિહુ સરખી, કુણ ઓછી કુણ અધિકી પરખી. સા. ૪

સ્વામ્યતા મુજથી ન રાખો સ્વામી, શી સેવકમાં રાખો છો ખામી; સા૦
જે ન લહે સન્માન સ્વામીનો, તો તેહને કહે સહુકો કામીનો. સા૦ ૫

રૂપાતીત જો મુજથી થાશ્યો, ધ્યાશું રૂપ કરી કિહાં જાશ્યો; સા૦
જડ પરિમાણું અરૂપી કહાયે, ગહત સંજોગે શ્યું રૂપી ન થાયે. સા૦ ૬

ધન જો ઓળગે કિમપિન દેવે, જો દિનમણી કનકાચલ સેવે; સા૦
એહવું જાણી તુજને સેવું, તાહરે હાથ છે ફળનું દેવું. સા૦ ૭

તુજ પયપંકજ મુજ મન વળગ્યું, જાયે કિહાં છંડીને અળગું. સા૦
મધુકર મયગલ અદ્યપિ રાચે, પણ સુને મુખે લાલન વિમાચે. સા૦ ૮

તારક બિરૂદ કહાવો છો મોટા, તો મુજથી કિમ થાશ્યો ખોટા; સા૦
રૂપવિબુધનો મોહન ભાખે, અનુભવરસ આણંદશું ચાખે. સા૦ ૯

## ૩ શ્રી સંભવનાથ જિન સ્તવન.

( આંધા આમ પધારો—એ દેશી )

સમકિત દાતા સમકિત આપો, મન માગે થઈ મીઠું,
છતી વસ્તુ દેતા શ્યુ શોચો, મીઠું જે સહુએ દીઠું,
પ્યારા પ્રાણ થકી છો રાજ, સંભવ જિનજી મુજને ૧
ઇમ મત જાણો જે આપે લહીયે, તે લાધું શું લેવું,
પણ પરમારથ પ્રીછી આપે, તેહજ કહિયે દેવું પ્યા૦ ૨
અર્થી હું તું અર્થ સમર્પક, ઈમ મત કરજ્યો હાંસું,
પ્રગટ હતું તુજને પણ પહિલા, એ હાંસાનુ પાસું પ્યા૦ ૩
પરમ પુરૂષ તમે પ્રથમ ભજીને, પામ્યા ઇમ પ્રભુતાઈ,
તેણે રૂપે તુમને એ ભજીયે, તિણે તુમ હાથ વડાઇ પ્યા૦ ૪
તુમે સ્વામી હું સેવાકામી મુજરે સ્વામી નિવાજે,
નહિ તો હઠ માંડી માગતા, કિણ વિધ સેવક લાજે પ્યા૦ ૫
જ્યોતે જ્યોતિ મળે મન પ્રીછો, કુણ લહશે કુણ ભજશે,
સાચી ભક્તિ તે હંસ તણી પરે, ખીર નીર નય કરશે પ્યા૦ ૬
ઓળખ કીધી જે લેખે આવી, ચરણભેટ પ્રભુ દીધી,
રૂપવિબુધનો મોહન પભણે રસના પાવન કીધી પ્યા૦ ૭

---

## ૪ શ્રી અભિનંદન જિન સ્તવન.

( આડેવાલની દેશી )

અકળ કળા અવિરૂદ્ધ, ધ્યાન ધરે પ્રતિબુધ,
આછેલાલ, અભિનંદન જિન ચંદનાજી,

રોમાંચિત થઇ દેહ, પ્રગટ્યો પૂરણ નેહ;
આછેલાલ, ચંદ્ર જ્યું વન અરવિંદનાજી. ૧

એકો ખીણ મનરંગ, પરમ પુરૂષને સંગ;
આછેલાલ, પ્રાપ્તિ હોવે સો પામીયેંજી;
સુગુણી સલુણી ગોઠ, જિમ સાકર ભરી પોઠ;
આછેલાલ, વિણ દામે વિવસાઇયેંજી; ૨

સ્વામી ગુણમણી તુજ, નિવસો મનડે મુજ;
આછેલાલ, પણ કહિયેં ખટકે નહીજી;
જિમ રજનયણે વિલંગ, નીર ઝરે નિરવંગ;
આછેલાલ, પણ પ્રતિબિંબ રહે સંસહીજી. ૩

મેં જાચ્યા કેઇ લક્ષ, તારક ભોળે પ્રત્યક્ષ;
આછેલાલ, પણ કો સાચ ન આવ્યો વગેજી;
મુજ બહુ મિત્ર દેખ, પ્રભુ કાં ઉવેખ;
આછેલાલ, આતુર જન બહુ ઓળગેજી. ૪

જગ જોતાં જગનાથ, જિમ તિમ આવ્યા છો હાથ;
આછેલાલ, પણ હવે રખે કુમયા કરોજી;
બીજા સ્વારથી દેવ તું પરમારથ હેવ;
આછેલાલ, પામ્યો હવે હું પટંતરોજી. ૫

તેં તાર્યા કેઈ કોડ, તો મુજથી શી હોડ;
આછેલાલ, મેં એવડો શ્યો અલેહણોજી;
મુજ અરદાસ અનંત, ભવની છે ભગવંત;
આછેલાલ, જાણને શું કહેવું ઘણુંજી. ૬

સેવાફળ દ્યો આજ, ભોળવો કાં મહારાજ;
આછેલાલ, ભુખ ન ભાગે ભામણેજી;

રૂપવિબુધ સુપસાય, મોહન એ જિનરાય,
આછેલાલ, ભૂખ્યો ઉમાહે ઘણોજી ૭

## ૫ શ્રી સુમતિનાથ જિન સ્તવન.

( વારી હુ ઉદયાપુર તણે—એ દેશી )

પ્રભુજી શુ બાંધી પ્રીતડી, એ તો જીવન જગદાધાર સનેહી,
સાચો તે સાહિબ સાભરે, ખણુ માહે કોટિક વાર,
સનેહી વારી હુ સુમતિ જિણદ

પ્રભુ થોડા બોલો ને નિપુણ ઘણો, એ તો કાજ અનત કરનાર,સ૦
ઓળગ જેહની જેવડી, ફ્ળ તેહવો રસ દેનાર સ૦ વા૦ ૨

પ્રભુ અતિ ધીરો લાજે ભર્યો, જિમ સિચ્યો સુકૃત માલ, સ૦
એકણુ કરૂણાની લેહેરમા, સુનિવાજે કરે નિહાલ સ૦ વા૦ ૩

પ્રભુ ભવસ્થિતિ પાકે ભક્તને, કોઇ કહે કિનરે પસાય, સ૦
રૂતુ વિના કહો કિમ તરૂવરે, ફ્લ પાકીને સુદર થાય સ૦ વા૦ ૪

અતિ ભૂખ્યો પણુ શુ કરે, કાઇ બિહુ હાથે ન જમાય, સ૦
દાસ તણી ઉતાવળે પ્રભુ, કિણુ વિધ રીઝ્યો જાય સ૦ વા૦ ૫

પ્રભુ લખિત હોયે તો લાભીયે, મનમાન્યાને મહારાજ, સ૦
ફળ તો સેવાથી સપજે, વિણુ ખચણુ ન ભાજે ખાજ સ૦ વા૦ ૬

પ્રભુ વીસર્યા નવિ વીસરો, સાહમુ અધિક હોવે છે નેહ, સ૦
મોહન કહે કવિ રૂપનો, મુજ વ્હાલો છે જિનવર એહ સ૦ વા૦ ૭

## ૬ શ્રી પદ્મપ્રભ જિન સ્તવન.

( ઢોલા મારૂ મડી એક કરહો ઓઘાર હો—એ દેશી. )

પરમ રસ ભીનો માહરો, નિપુણ નગીનો માહરો સાહિબો;
પ્રભુ મોરા પદ્મપ્રભુ પ્રાણાધાર હો, જ્યોનિરમા આલિંગીને.
પ્ર૦ અષ્ટક છકયો દિનરાત હો, ઓળગ પણ નવિ સાંભળે;
પ્ર૦ તો શી દરશણ વાત હો. પ્ર૦ ની૦ સા૦ ૧

નિરભય પદ પામ્યા પછે, પ્ર૦ જાણીયેં ન હોવે તેહ હો;
તો નેહ જાણે આગળે, પ્ર૦ અળગા તે નિરાનેહ હો. પ૦ ની૦ સા૦ ૨

પદ લેહતાં તો લહ્યો વિભુ, પ્ર૦ પણ નિજ નિજ દ્રવ્ય કહાય હો;
અમે સુદ્રવ્ય સુગુણ ઘણું પ્ર૦ સહિ તો તિણે શરમાય હો. પ. ની. સા. ૩

તિહાં રહ્યા કરૂણા નયણથી, પ્ર૦ જોતાં શું ઓછું થાય હો;
જિહાં તિહાં જિન લાવણ્યતા પ્ર૦ દહલી દીપક ન્યાય હો. પ. ની સા. ૪

જો પ્રભુતા અમે પામતા, પ્ર૦ કહેવું ન પડે તો એમ હો;
જો દેશો તો જાણું અમે, પ્ર૦ દરિશણ દરિદ્રતા કેમ હો. પ. ની સા. ૫

હાથે તો નવિ શકો, પ્ર૦ ન કરો કોઈનો વિશ્વાસ હો;
પણ ભોળવીયેં જો ભક્તિથી, પ્ર. કહેજ્યો તો શ્યાબાશ હો. પ. ની સા ૬

કમળલંછન કીધી મયા, પ્ર૦ ગુનહ કરી બગસિસ હો;
રૂપવિબુધના મોહને ભણી, પ્ર૦ પૂરજો સકલ જગીશ હો. પ. ની. સા.૭

---

## ૭ શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવન.

( ઝીણા મારૂજીની કરહલડી—એ દેશી. )

વાલ્હા મેહ બપીયડા અહિકુળને મૃગકુળને,
તિમ વળી નાદે વાહ્યો હો રાજ, મધુકરને નવમલ્લિકા;
તિમ સુજને ઘણી વાહલી, સાતમા જિનની સેવા હો રાજ. ૧

અન્ય ઉચિક સુર છે ઘણા, પણ મુજ મનડું તેહથી,
નાવે એકણુ રાગે હો રાજ, રાચ્યો હું રૂપાતીતથી,
કારણ મન માન્યાનું સ્યું, કાંઈ આપો હાથે હો રાજ ૨

મૂળની ભકતે રીઝશે, નહિ તો અવરની રીત,
કારે પણ નવિ ખીજે હો રાજ, ઓળગડી મોઘી થસ્યે,
કંબળ હોવે ભારી, જિમ જિમ જળથી ભીજે હો રાજ ૩

મનથી નિવાજસ નહિ કરે, જો કર ગ્રહીને લીજે,
આવશે તે લેખે હો રાજ, મોટાને કેહવું કિસ્યું,
પગ દોડી અનુચરની, અંતરજામી દેખે હો રાજ ૪

એહથી સ્યું અધિકો અછે, આવી મનડે વસીઓ
માહામો સુગુણ સનેહી હો રાજ, જે વશ્ય હોશે આપણે,
તેહને માગ્યું દેતા, અજર રહે કહો કેહી હો રાજ ૫

અતિ પરચે વિરચે નહિ, નિત નિત નવલો નવલો,
પ્રભુજી મુજથી ભાસે હો રાજ, એ પ્રભુતા એ નિપુણતા,
પરમ પુરૂષ જે જેહવી, કિહાથી કોઇ પાસે હો રાજ ૬

ભીનો પરમ મહા રસે, માહરો નાથ નગીનો,
તેહને તે કુણ નિંદે હો રાજ, સમકિત દઢતા કારને,
રૂપવિબુધનો મોહન, સ્વાતી સુપાસને વંદે હો રાજ ૭

---

## ૮ શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન.

( નંદ સલુણા નંદનારે લોલ—એ દેશી )

શ્રી શંકર ચંદ્રપ્રભુરે લોલ, તું ધ્યાતા જગનો વિભુરે લોલ,
તિણે હું ઓળગે આવિયોરે લોલ, તુમે પણ મુજને મયા કીયોરે
લોલ૦ ૧

દીધી ચરણની ચાકરીરે લોલ, હું સેવું હરખે કરીરે લોલ;
સાહિબ સાહમું નિહાલજ્યોરે લોલ, ભવ સમુદ્રથી તારજ્યોરે
લોલ૦ ૨

અગણિત ગુણ ગણવા તણીરે લોલ; મુજમન હોંશ ધરે ઘણીરે લોલ;
જિમ નભને પામ્યા પંખીરે લોલ, દાખે બાલક કરથી લખીરે
લોલ૦ ૩

જો જિન તું છે પાંસરો લોલ, કરમ તણો શ્યો આશરો લોલ;
જો તુમે રાખશો ગોદમાંરે લોલ, તો કિમ જાશું નિગોદમાંરે લોલ૦૪

જબ તાહરી કરૂણા થઈરે લોલ, કુમતિ કુગતિ દૂરે ગઈરેલોલ;
અધ્યાતમ રવિ ઉગીયોરે લોલ, પાપ તિમિર કિહાં પૂગીયોરેલોલ૦૫

તુજ મૂરતિ માયા જિસિરે લોલ, ઉર્વશી થઇ ઉઅરે વશીરેલોલ;
રખે પ્રભુ ટાળો એક ઘડીરે લોલ, નિજર વાદળ છાંહડીરેલોલ૦૬

તાહરી ભકિત ભલી બનીરે લોલ, જિમ ઔષધી સંજીવનીરે લોલ;
તત મન આણંદ ઉપનોરે લોલ, કહે મોહન કવિ રૂપનોરે લોલ૦૭

---

## ૯ શ્રી સુવિધિનાથ જિન સ્તવન.

( મોતીડાની—દેશી. )

અરજ સુણો સુવિધિ જિનેસર, પરમ કૃપાનિધિ પરમેસર;
સાહેબા સુજ્ઞાનિ જુઓ તો વાત છે માન્યાની;
કહેવાઓ પંચમ ચરણના ધારી, કિમ આદરી અશ્વની અસવારી.
સા૦ ૧

છો ત્યાગી શિવવાસ વસો છો, દઢ રથસુત રથે કિમ બેસોછો; સા૦
આંગી પ્રમુખ પરિગ્રહમાં પડશો, હરિહરાદિકને કીણ વિધ નડશ્યો.
સા૦ ૨

ધ્રુરથી સકળ સ સાર નિવાર્યો, કિમ ફરી દેવ દ્રવ્યાદિક ધાર્યો, સા૦
તજી સ જમને થાશો ગૃહવાસી, કુણ આશાતના તજશે ચોરાશી
સા૦ ૩

સમકિત મિથ્યા મતમે નિર તર, ઇમ કિમભાજશેપ્રભુજીઅ તર,સા૦
લોકતો દેખશે તેહવુ કેહશ્યે, ઈમ જિનતા તુમ કિણ વિધ રહશ્યે
સા૦ ૪

પણ હવે શાસ્ત્રગતે મતિ પોહચી, તેહથી મે જોયુ ઉંડુ આલોચી,સા૦
ઈમ કીધે પ્રભુતાઈ ન ઘટે, સાહમુ ઇમ અનુભવ ગુણ પ્રગટે,
સા૦ ૫

હય ગય ગદ્યપિ તુ આરોપાએ, તો પણ સિદ્ધપણુ ન લોપાએ, સા૦
જિમ મૂગટાદિક ભૂષણ કહેવાએ, પણ ક ચનની ક ચનતા નજાએ
સા૦ ૬

ભકતની કરણી દોષ ન તુમને, અઘટિત કહેવુ અજુકત અમને, સા૦
લોપાએ નહિ તુ કોઇથી સ્વામી, મોહન વિજય કહે શિરનામી
સા૦ ૭

---

## ૧૦ શ્રી શીતલનાથ જિન સ્તવન.

( ઘોડી તો આઇ થારા દેશમા—એ દેશી )

શીતલ જિનવર સેવના, સાહેબજી, શીતલ જિન શશિબિંબહો,
સસનેહી મૂરત માહરે, મન વસી સા૦
સાપુરીષસુ ગોઠડી, સા૦ મોટો તે આલાલુબહો મ૦ ૧

ખીણ એક મુજને નવી વીસરે, સા૦ તુમ ગુણ પરમ અન તહો મ૦
દેવ અવરને શ્યુ કરૂ, સા૦ ભેટ થઈ ભગવત હો સ૦ ૨

તુમે છો મુગટ ત્રિહુ લોકના, સા૦ હુ તુમ પગની એહહો,સ૦
તુમે છો સઘન રૂતુ મેહુલો, મા૦ હુ પશ્ચિમ દિશિ મેહહો સ૦ ૩

નિરાગી પ્રભુ રિઝવું, સા૦ તે ગુણ નહિ મુજ માંહિહો; સ૦
ગુરૂ ગુરૂતા સાહમું જુઓ, સા૦ ગુરૂતા તે મૂકે નહિહો. સ૦ ૪
મોટા સેંતીબરોબરી, સા૦ સેવક કોણ વિધ થાય હો; સ૦
આસંગો કિમ કિજીયેં, સા૦ તિહાં રહી આલુભાયહો. સ૦ ૫
જગગુરૂ કરૂણા કીજીયેં, સા૦ ન લખ્યો આભાર વિચારહો; સ૦
મુજને રાજ નિવાજશો, સા૦ તો કુણ વારણહાર હો. સ૦ ૬
ઓળગ અનુભવ ભાવથી, સા૦ જાણો જાણ સુજાણહો; સ૦
મોહન કહે કવિ રૂપનો, સા૦ જિનજી જીવન પ્રાણ હો. સ૦ ૭

---

## ૧૧ શ્રી શ્રેયાંસનાથ જિન સ્તવન.

( કંકણની—દેશી. )

શ્રેયાંસ જિન સુણો સાહિબારે, જિનજી દાસ તણી અરદાસ;
દિલડે વસી રહ્યો, દુર રહ્યાં જાણું નહિરે; પ્રભુ તુમારે પાસ. દિ૦ ૧
હાંરે મૃગને જયું મધુર આલાપ દિ૦ મોરને પીંછ કલાપ; દિ૦
દૂર રહ્યા જાણે નહિરે, પ્રભુ તુમારે પાસ. દિ૦ ૨
જલ થલ મહિયલ જોવતાંરે, જિનજી ચિંતામણિ ચઢ્યો હાથ;દિ૦
ઉણપ શી હવે માહરેરે, જિ૦ નીરખ્યો નયણે નાથ. દિ૦ ૩
ચરણે તેહને વિલંબિયેંરે, જિ૦ જેથી સીઝે કામ; દિ૦
ફોકટ શું ફેરો તિહાંરે, જિ૦ પૂછે નહિ પણ નામ. દિ૦ ૪
કૂડો કલિયુગ છોડીનેરે, જિ૦ આને રહ્યા એકાંત; દિ૦
આપોપું રાખે ઘણારે, જિ૦ પર રાખે તે સંત. દિ૦ ૫
દેવ ઘણા સેં દેખિયારે, જિ૦ આડંબર પટરાય; દિ૦
નિગય નહિ પણ સોડથીરે, જિ૦ આઘા પસારે પાય. દિ૦ ૬

સેવકને જો નિવાજીયે રે, જિ૦ તો તિહા શ્યાને જાય, દિ૦
નિપટ નિરાગી હોવતા રે, જિ૦ સ્વામીપણુ કિમ થાય દિ૦ ૭

મે તો તુજને આદર્યો રે, જિ૦ ભાવે તુ જાણુ મ જાણુ, દિ૦
રૂપ વિજય કવિરાયનોરે, જિ૦ મોહન વચન પ્રમાણુ દિ૦ ૮

---

## ૧૨ શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન.

( ચુનડી તો ભીજે હો સાહેબાજી પ્રેમની—એ દેશી )

પ્રભુજી શ્યુ લાગી હો પૂરણ પ્રીતડી, જીવન પ્રાણ આધાર,
ગિરૂઆ જિનજી હો રાજ, સાહેબ સુણજ્યો હો માહરી વિનતી,
દરિશણ દેજ્યો દિલભરી શ્યામજી, અહો જગ ગુરૂ શિરદાર સા૦ ૧

ચાહીને દીજે હો ચરણની ચાકરી, દ્યો અનુભવ સમ સાજ, ગિ૦
ઈમ નવિ કિજે હો સાહિબાજી સાભળો, કાઇ સેવકને શિવરાજ
ગિ૦ સા૦ ૨

ચુપરયુ છાના હો સાહિબા ને બેસીયે, કોઇ શોભા ન લહેશ્યો
કોઇ, ગિ૦

દાસ ઉધારો હો સાહિબાજી આપણો, જ્યુ હોવે સુજસ સવાય.
ગિ૦ સા૦ ૩

અરૂણ જો ઉગે હો સાહિબાજી અબરે,' નાસે તિમિર અધાર, ગિ૦
અવર દેવ હો સાહિબાજી કિંકર, મિલિયો તુ દેવ સુને સાર
ગિ૦ સા૦ ૪

અવર ન ચાહુ હો સાહિબાજી તુમ છતે, જિમ ચાતક જલધાર, ગિ૦
ખટપદ ભીનો હો સાહિબાજી પ્રેમશ્યું, તિમ હુ હૃદય મઝાર
ગિ૦ સા૦ ૫

સાત રાજને હો સાહિબાજી અંતે જઇ વશ્યા, શું કરીએ તુમ પ્રીત;ગિ૦
નિપટ નિરાગી હો જિનવર તું સહિ, એ તુમ ખોટી રીત. ગિ૦સા૦૬

દિલની વાતાં હો કિણને દાખવું, શ્રી વાસુપૂજ્ય જિનરાય; ગિ૦
ખીણ એક આવી હો પડેજી સાંભળો, કાંઈ મોહન આવે દાય.
ગિ૦ સા૦ ૭

---

## ૧૩ શ્રી વિમલનાથ જિન સ્તવન.

( તે તરીયા ભાઈ તે તરીયા—એ દેશી. )

વિમલ જિણંદશું ગ્યાન વિનોદી, સુખ છબી શશિ અવિલેહેજી;
સુરવર નિરખી રૂપ અનોપમ, હજીયે ન મેષ ન મેળેજી. વિ૦ ૧

વિષ્ણુ વરાહ થઇ ધર વસુધા, એવું કોઇક કહે છે જી;
તો વરાહ લંછન મરો પ્રભુને, ચરણે શરણ રહે છે જી. વિ૦ ૨

લીલા અકળ લલિત પુરૂષોત્તમ, સિદ્ધ વધુ રસ ભીનો જી;
વેધક સ્વામીથી મિલવું સોહિલું, જે કોઇ ટાળે કીનોજી. વિ૦ ૩

પ્રસન્ન થઇ જગનાથ પધાર્યા, મન મંદિર મુજ સુધર્યોજી;
હું નટ નવલ વિવિધ ગતિ જાણું, ખિણ એક તો લ્યો મુજરોજી.વિ૦૪

ચોરાશી લખ વેષ હું આણું, કર્મ પ્રતીત પ્રમાણેજી;
જે અનુભવ દાન ગમે તો, ના રૂચે તો કહો મચાણેજી. વિ૦ ૫

જે પ્રભુ ભક્તિ વિમુખ નર જગમેં, તે ભ્રમ ભૂલ્યો ભટકેજી;
સંગત તેહ ન વિગત લહીયે, પૂજાદિકથી ચિટકેજી. વિ૦ ૬

કીજે પ્રસાદ ઉચિત ઠકુરાઇ, સ્વામી અખય ખજાનોજી;
રૂપ વિબુધનો મોહન પભણે, સેવક વિનતી માનોજી. વિ૦ ૭

---

## ૧૪ શ્રી અનતનાથ જિન સ્તવન.

( વીર સુણો મોરી વિનતી—એ દેશી )

અનત જિણદ શુ વિનતી, મે તો કીધી હો ત્રિકરણથી આજ,
મિલતા નિજ સાહેબ ભણી, કુણ આણે હો મૂરખ મન લાજ અ૦ ૧

મુખ પકજ મન મધુકરૂ, રહ્યો લુબ્ધ હો ગુણ ગ્યાને લીન,
હરિહર આવળ ફુલ જ્યો, તે દેખ્યા હો કિમ ચિત હોવે પ્રીણ અ૦૨

ભવ કરીયો દરીયો તર્યો, પણ કોઇ હો અણ સરીઓ ન દ્વીપ,
હવે મન પ્રવહણ માહરૂ, તુમપદ ભેટે હો મે ગણ્યુ છીપ અ૦ ૩

અતરજામી મિલ્યે થકે, ફલે માહરો હો સહી કરીને ભાગ,
હવે વાહી જાવા તણી, નથી પ્રભુજી હો કોઇ ઈહા લાગ અ૦ ૪

પલ્લવ ગ્રહી રઢ લેયશુ, નહી મેળો હો જ્યારે તુમે મીટ,
આતમ અબરે જો થઈ, કીમ ઉવટે હો કરારી છીંટ અ૦ ૫

નાયક નિજ નિવાજીયે, હવે લાજીયે હો રગતા રમલૂટ,
અધ્યાતમ પદ આપવા, કાઇ નહિ પડે હો ખજાને ખુટ અ૦ ૬

જિમ તુમે તર્યા તિમ તારજ્યો, શુ બેમે હો તુમને કાઇ દામ,
નહી તારો તો મુજને, તો કિમ તુમ હો તારક કેમેશ્યો નામ અ૦૭

હુ તો જિન રૂપસ્થથી, રહુ હોઈ હો અહનિશ અનુકૂલ,
ચરણ તજી જઇયે કિહા, છે માહરી હો વાતલડીનો મૂલ અ૦ ૮

અષ્ટાપદ પદમ કરે, અન્ય તિરથ હો તજશે જિમ હેડ,
મોહન કહે કવિરૂપનો, વિના ઉપશમ હો નવિ મુક્ત કેડ અ૦ ૯

---

## ૧૫ શ્રી અનંતનાથ જિન સ્તવન.

( આદિ પુરૂષ એ આવજી—એ દેશી. )

અનંત જિણંદ અવધારીયે, સેવકની અરદાસ જિનજી;
અનંત અનંત ગુણ તુમ તણા, સાંભરે શ્વાસોશ્વાસ જિ૦ ૧

સુરમણિ સમ તુમ સેવના, પામીયે પુન્ય પંડુર; જિ૦
કિમ પ્રમાદ તણે વશે, મુકું અધખીણ દૂર. જિ૦ ૨

ભગતિ જુગતિ મનમેં વસો, મનરંજન મહારાજ; જિ૦
સેવકની તુમને અછે, બાંહ્ય ગ્રહ્યાની લાજ. જિ૦ ૩

શ્યું મીઠા ધીઠા દિયેં, તેહનો નહિ હું દાસ; જિ૦
સાથે સેવક સંભવી, કિજે જ્ઞાન પ્રકાશ. જિ૦ ૪

જાણને શ્યું કહેવું ઘણું, એક વચન મેલાપ; જિ૦
મોહન કહે કવિરૂપનો, ભક્તિ મધુર જિમ દ્રાખ. જિ૦ ૫

---

## શ્રી ધર્મનાથ જિન સ્તવન.

( હાંરે મારે જોવનીયાનો લટકો દહાડા ચારજો એ દેશી. )

હાંરે મારે ધર્મ જિણંદશું લાગી પૂરણ પ્રીત જો,
જીવડલો લલચાણો જિનજી ઓળગેરે લો;
હાંરે મુને થાશે કોઇક સમે પ્રભુ સુપ્રસન્ન જો,
વાતલડી માહારી રે સવિ થાશે વગેરે લો. ૧

હાંરે પ્રભુ દુર્જનનો ભંભેર્યો મારો માહરા હાથજો,
ઓળવશ્યે નહિ ક્યારે કીધી ચાકરીરે લો;
હાંરે મારા સ્વામી સરખો કુણ છે દુનિયાં માંહ જો,
જઇયેંરે જિમ તેહને ઘર આશ્યા કરીરે લો. ૨

હારે જસ સેવામેતી સ્વારથની નહિ સિદ્ધ જો,
ઠાલી રે શી કરવી તેહથી ગોઠડી રે લો,
હારે કાઇ જુઠું ખાય તે મીઠાઇને માટે જો,
કાઇરે પરમારથ વિણ નહી પ્રીતલડી રે લો ૩

હારે મારે અતરજામી જીવન પ્રાણઆધાર જો,
વાયોરે નવિ જાણ્યો કલિયુગ વાયરો રે લો,
હારે મારે લાયક નાયક ભગતવછલ ભગવત જો,
વારૂરે ગુણ કેરો સાહિબ સાયરૂ રે લો ૪

હારે મારે લાગી મુજને તાહરી માયા જોર જો,
અળગા રે રહ્યાથી હોય ઓસ્મગળો રે લો,
હારે કુણ જાણે અતરગતની વિણ મહારાજ જો,
હેજેરે હસી બોલો છાડી આમળો રે લો. ૫

હારે તારે મુખને મટકે અટક્યુ માહરૂ મન જો,
આખલડી અણીયાળી કામણગારીઆ રે લો,
હારે માગ નયણા લપટ જોવે ખીણ ખીણ તુજ જો,
ગતે રે પ્રભુરૂપે ન રહે વારીઆ રે લો ૬

હારે પ્રભુ અળગા તોપણ જાણજ્યો કરીને હજુર જો,
તાહરી રે બલીહારી હુ જાઉ વારણે રે લો,
હારે કવિરૂપ વિબુધનો મોહન કરે અરદાસ જો,
ગિરૂઆથી મન આણી ઉલટ અતિ ઘણે રે લો, ૭

## ૧૬ શ્રી શાંતિનાથ જિન સ્તવન.

( ધણ સરવરીઆરી પાળ–એ દેશી )

સોળમા શ્રી જિનરાજ ઓળગ સુણો અમતણી લલનાં
ભગતથી એવડી કેમ કરો છો ભોળામણી લલનાં
ચરણે વળગ્યો જેહ આવીને થઇ ખરો લ૦
નિપટ જ તેહથી કોણ રાખે રસ આતરો લ૦ ૧

મેં તુજ કારણ સ્વામી ઊવેખ્યા સુર ઘણા, લ૦
માહરી દિશાથી મેં તો ન રાખી કાંઇ મણા, લ૦
તો તુમે મુજથી કેમ અપુંઠા થઇ રહો, લ૦
ચુક હોવે જો કોય સુખે મુખથી કહો. લ૦ ૨

તુજથી અવર ન કોય અધિક જગતિ તળે, લ૦
જેહથી ચિત્તની વૃત્તિ એકાંગી જઇ મળે, લ૦
દીજે દરશન વાર ઘણી ન લગાવીએ, લ૦
વાતલડી અતિ મીઠી તે કેમ વીરમાવીએ. લ૦ ૩

તું જો જળ તો હું કમળ કમળ તો હું વાસના, લ૦
વાસના તો હું ભ્રમર ન ચુકુ આસના, લ૦
તું છોડે પણ હું કેમ છોડું તુજ ભણી; લ૦
લોકોત્તર કોઇ પ્રીત આવી તુજથી બની, લ૦ ૪

ધુરથી શ્યાને સમકિત દઇને ભોળવ્યો, લ૦
ખોટે હવે કેમ જાઉં દિલાસે ઓળવ્યો; લ૦
જાણી ખાસો દાસ વિમાસો છો કિશું લ૦
અમે પણ ખિજમતમાંહિ ખોટા કિમ થાય શું. લ૦ ૫

બીજી ખોટીં વાત અમે રાચું નહિ, લ૦
મે તુજ આગળ માહરા મનવાળી કહી, લ૦

પૂરણ ગણો પ્રેમ વિમાસો શું તમે, લ૦
અવસર લહી એકાંત વિનવીએ છીએ અમે લ૦ ૬

અંતરજામી સ્વામી અચિરાનંદના, લ૦
શાંતિકરણ શ્રી શાંતિજી માનજ્યો વંદના, લ૦
તુજ સ્તવનાથી તન મન આનંદ ઉપન્યો, લ૦
કહે મોહન મનરંગ પંડિત કવિ રૂપને। લ૦ ૭

---

## ૧૬ શ્રી શાંતિનાથ જિન સ્તવન.

( નંદ સનુણા નંદના રે કોને—એ દેશી )

શાંતિ જિણંદ સોહામણા રે જોજો, સોળમા જિનરાય, સોગ સાહિબા રે,
ઠકુરાઇ ત્રિહું લોકની રે જોજો, સેવે સુરનર પાય સો૦ શા૦ ૧

મુખ શારદકો ચંદલો રે જોજો, હસત લલિત નિશદીશ, સો૦
આંખડી અમીય કચોલડી રે જોજો, પૂરવો સકળ જગીશ સો૦ શા૦ ૨

આંગી અનોપમ હેમની રે જોજો, ઝગમગ વિવિધ જડાવ, સો૦
દેખી મૂરત સુંદરૂ રે જોજો, ભજે અનમિષતા ભાવ સો૦ શા૦ ૩

છત્રત્રય શિર શોભતા રે જોજો, મહિમાનો અવતંસ, સો૦
અજુઆળ્યો તીરથ આપણા રે જોજો, વિશ્વસેન નૃપનો વંશ સો૦ શા૦ ૪

સકળ કળા જિનચંદ તણી રે જોજો, મનોહર રૂપ અમીત, સો૦
શીતલપૂરે શોભતા રે જોજો, ભક્તિવચ્છલ ભગવંત સો૦ શા૦ ૫

કેવળનાણ દિવાકરૂ રે જોજો, સમકિત ગુણના ભંડાર, સો૦
પારેવો તે ઉગારીઓ રે જોજો, એમ અનેક ઉપગાર સો૦ શા૦ ૬

હું બલીહારી તાહરી રે જોજો, જિન તુમે દેવાધિદેવ, સો૦
મોહન કહે કવિ રૂપનો રે જોજો, ભવોભવ દેજો સેવ સો૦ શાં૦ ૭

---

## ૧૬ શ્રી શાંતિનાથ જિન સ્તવન.

( રાગ—સારંગ. )

શાંતિજિણંદ મહારાજ, જગગુરૂ, શાંતિજિણંદ મહારાજ;
અચિરાનંદન ભવિમનરંજન, ગુણનિધિ ગરીબનિવાજ. જ૦ ૧

ગર્ભ થકી જિણે ઇતિ નીવારી, હરષિત સુરનર કોડી;
જનમ થયે ચોસઠ ઈંદ્રાદિક, પદ પ્રણમે કર જોડી. જ૦ ૨

મૃગલંછન ભવિક તુષગંજન, કંચનવાન શરીર;
પંચમનાણી પંચમ ચક્રી, સોળસમો જિન ધીર. જ૦ ૩

રત્નજડિત ભૂષણ અતિ સુંદર, આંગી અંગઉદાર;
અતિ ઉછરંગ ભગતિ નૌતમ ગતી, ઉપશમ રસ દાતાર. જ૦ ૪

કરૂણાનિધિ ભગવાન કૃપાકર, અનુભવ ઉદિત આવાસ;
રૂપવિબુધનો મોહન પભણે, દીજે જ્ઞાન વિલાસ. જ૦ ૫

---

## ૧૭ શ્રી કુંથુનાથ જિન સ્તવન.

( ચંદનરી કટકી ભલી, એ દેશી. )

કુંથુજિણંદ કરૂણા કરો, જાણી પોતાનો દાસ; સાહિબા મોરા,
શું જાણી અળગા રહ્યા, જાણ્યુ કે આવશે પાસ. સાહિબા મોરા. ૧

અજબ રંગીલા પ્યારા, અકળ અલક્ષ્મી ન્યારા,
પરમ સસનેહીગારી વિનતી.

અંતરજામી વાલ્હા જોવા મીટ મીલાય; સા૦
ખિણ મહસો ખિણમાં હસો, ઈમ પ્રીત નિવાહો કિમ થાય. સા૦ ૫૦ ૨

રૂપી હોવો પાલવ ગ્રહુ, અરૂપીને શુ કહેવાય, સા૦
કાન માડ્યા વિના વારતા, કહોનેજી કેમ બકાય સા૦ ૫૦ ૩

દેવ ઘણા દુનિઆમા અછે, પણ દિલમેળો નવિ થાય, સા૦
જિણુ ગામે જાવુ નહિ, તે વાટ કહો શુ પૂછાય સા૦ ૫૦ ૪

મુજ મન અતર મુહૂર્ત્તનો, મે ગ્રહ્યો ચપળતા દાવ, સા૦
પ્રીતિ સમે તો જુઉ કહો, એ શો સ્વામી સ્વભાવ સા૦ ૫૦ ૫

અતર શો મળીયા પછે, નવિ મળીયે પ્રભુ મૂળ, સા૦
કુમયા કિમ કરવી ઘટે, જે થયો નિજ અનુકૂળ સા૦ ૫૦ ૬

જાગી હવે અનુભવ દિશા, લાગી પ્રભુ શુ પ્રીત, સા૦
રૂપવિજય કવિરાયનો, કહે મોહન રસ રીત સા૦ ૭

---

## ૧૭ શ્રી કુથુનાથ જિન સ્તવન.

( જાદનપતિ તોરણ આવ્યા—એ દેશી )

મુજ અરજ સુણો મુજ પ્યારા, સાચી ભગતિથી કિમ રહો ન્યારા રે,
સનેહી મોરા, કુથુ જિણુદ કગે કરૂણા ૧

હુ તો તુમ દરિશણનો અરથી, ઘટે કિમ કરી શકે કરથી રે, સ૦
થઈ ગિરૂઆ એમ જે વિમાસો, તે તો મુજને હોય છે તમાસો રે સ૦ ૨

લલચાવીને જે કિજે, કિમ દાસને ચિત પતીજે રે, સ૦
પદ મોટે કહાવો મોટા, જિણુ તિણુ વાતે ન હુઓ ખોટા રે સ૦ ૩

મુજ ભાવ મહેલમે આવો, ઉપશમ રસ પ્યાલો ચખાવો રે, સ૦
સેવકનો તો મન રીઝે, જો સેવકનુ કારજ સીઝે રે સ૦ ૪

મન મેળુ થઇ મન મેળો, ગ્રહે આવી મગ અવહેલો રે, સ૦
તુમે જાણો છો એકરૂ લીલા, પણ અરથ સદ્દહે કરી સીલા રે સ૦ ૫

પ્રભુ ચરણ સરોહ લેહવું, ફળપ્રાપ્તિ લેહણું લેવું રે;
કવિ રૂપવિબુધ જયકારી, કહે મોહન જિન બલિહારી. સ૦ ૬

---

## ૧૮ શ્રી અરનાથ જિન સ્તવન.

( ભટીઆણીની=દેશી,

અરનાથજી અવિનાશી હો, સુવિલાશી ખાસી ચાકરી;
કાંઇ ચાહુ અમે નિસદિશ;
અંતરાયને રાગે હો અનુરાગે કીણપરે કીજીયે,
કાંઇ શુભ ભાવે સુજગીશ. અ૦ ૧

સિદ્ધ સ્વરૂપી સ્વામી હો ગુણધામી અલખ અગોચરૂં,
કાંઇ દીઠા વીણ દિદાર,
કેમ પતીજે કીજે હો હો કેમ લીજે ફળ સેવા તણું,
કાંઇ દીસે ન પ્રાણાધાર. અ૦ ૨

જ્ઞાન વિના કુણ પેખે હો સંક્ષેપે સૂત્રે સાંભળ્યો;
કાંઇ અથવા પ્રતિમા રૂપ,
સાંગે જો સંપેખું હો પ્રભુ દેખુ દિલભર લોયણે,
કાંઇ તો મન પહુંચે ચુપ. અ૦ ૩

જગનાયક જિનરાયા હો મનભાયા મુજ આવી મળ્યા,
કાંઇ મહેર કરી મહારાજ
સેવક તો સસનેહી હો નિસનેહી પ્રભુ કેમ કિજીએ,
કાંઇ ઇસડીઈ વહીયેરે લાજ; અ૦ ૪

ભકિત ગુણે ભરમાવી હો સમજાવી પ્રભુજીને ભોળવી,
કાંઇ રાખુ હૃદય મઝાર,

તો કહેજો શાબાશી હો પ્રભુ ભાસી જાણી સેવના,
કાંઇ એ અમચો એક તાર અ૦ ૫

પાણીનીરને મેલે હો કિણુ ખેલે એકત હોયે રહુ,
કાઇ નહિ રે મિલણુનો જોગ,
જો પ્રભુ દેખુ નયણે હો કહિ વયણા સમજાવુ સહિ,
કાઇ તે ન મિલે સજોગ અ૦ ૬

મનમેળુ કેમ રીઝે હો શ્યુ કીજે અતરાય એવડો,
કાઇ નિપટ નહેજા નાથ,
સાતરાજને અતે હો કિણુ પાખે તે આવીને મીળુ,
કાઇ વિકટ તુમારો સાથ અ૦ ૭

ઓળગ એ અનુભવની હો મુજ મનની વાતા સાભળી,
કાઈ કીજે આજ નિવાજ,
રૂપવિબુધનો મોહન હો મન મોહન સ્વામી વિનતી,
કાઇ દીજે શિવપુર રાજ અ૦ ૮

---

## ૧૯ શ્રી મલ્લિનાથ જિન સ્તવન.

( થારા મોહલાઉ–એ દેશી )

સુગુરૂ ગુણી ઉપદેશ, ધ્યાયો દિલમે ધરી હો લાલ, ધ્યા
કીધી ભગતિ અનત, ચવી ચવી ચાતુરી હો લાલ, ચ૦
સેવ્યો રે વિસવાવીશ, ઉલટ ધરી ઉલશ્યો હો લાલ, ઉ૦
દિઠો નવિ દિદાર, કાન કિણુહી લગ્યો હો લાલ કા૦ ૧

પરમેસરશુ પ્રીત, કહો કીમ કીજીયે હો લાલ, ક૦
નિમેષ ન મેળે મીટ, દોષ કિણુ દીજીયે હો લાલ દો૦

કોણ કરે તકસીર, સેવામાં સાહિબા હો લાલ, સે૦
કીજે ન છોકરવાદ, ભરત ભરમાય વા હો લાલ. ભ૦ ૨

જાણ્યું તમારૂં જાણ, પુરૂષ નાં પારખો હો લાલ પુ૦
સુગુણ નિગુણનો રાહ, કર્યો શ્યું સારીખો હો લાલ ક૦
દીધો દીલાસો દીન, દયાળ કહાવશો હો લાલ, દ૦
કરૂણા રસ ભંડાર, બિરૂદ કેમ પાળશ્યો હો લાલ બિ૦ ૩

શ્યું નિવરયા તુમે સિદ્ધ, સેવકને અવગણી હો લાલ સે૦
દાખો અવિહડ પ્રીત, જાવા દ્યો ભોલામણી હો લાલ જા૦
જો કોઇ રાખે રાગ, નિરાગમ રાખીયે હો લાલ, નિ૦
ગુણ અવગુણની વાત, કહી પ્રભુ ભાખીયે હો લાલ ક૦ ૪

અમચા દોષ હજાર, તિકે મત ભાળજ્યો હો લાલ તિ૦
તુમે છો ચતુર સુજાણ, પ્રીતમ ગુણ પાળજ્યો હો લાલ, પ્રી૦
મલ્લિનાથ મહારાજ, મ રાખો અંતરો હો લાલ. મ૦
દ્યો દરિસણ દિલધાર, મિટે જ્યું આંતરો હો લાલ. મિ૦ ૫

મન મંદિર મહારાજ, વિરાજે દિલ મલી હો લાલ, વિ૦
ચંદ્રાતપ જિમ કમળ, હૃદય વિકસે કહી હો લાલ, હૃ૦
કવિરૂપ વિબુધ સુપસાપ, કરો અમરંગ રળી હો લાલ, ક૦
કહે મોહન કવિરાય, સકળ આશા ફળી હો લાલ. સ૦ ૬

---

## ૨૦ શ્રી મુનિસુવ્રતસ્વામિ જિન સ્તવન.

( હો પીઉ પંખીડા–એ દેશી. )

હો પ્રભુ મુજ પ્યારા ન્યારા થયા કેઈ રીતજો,
 ઓળગુઆને આળાલુંબન તાહરો રે લો;
હો૦ ભક્તિવચ્છલ ભગવંતજો,
 આપ વસો મનમંદિર સાહિબ માહરે રે લો. ૧

હો૦ ખીણ ન વીસારૂ તુજ જો,
તબોલીના પત્રતણી પરે ફેરેતો રે લો,
હો૦ લાગી મુને માયા જોરજો,
દિણયર વાસી સુસાહિબ તુમને હેરતો રે લો ૨

હો૦ તુ નિસનેહી જિનરાયજો,
એકપખી પ્રીતલડી કીણપરે રાખીયે રે લો,
હો૦ અતગ્ગતની મહાગજજો,
વાતલડી વીણ સાહિબ કેહને દાખીયે રે લો ૩

હો૦ અલખરૂપ થઇ આપજો,
જઇ વશ્યો શિવમદિરમાંહિ તુ જઇ રે લો,
હો૦ લાધ્યો તુમારો ભેદજો,
સૂત્ર સિદ્ધાત ગતિને સાહિબ તુમલહી રે લો ૪

હો૦ જગજીવન જિનરાયજો,
મુનિસુવ્રત જિન મુજગે માનજો માહગે રે લો,
હો૦ પય પ્રણમી જિનરાયજો,
ભવ ભવશરણો સાહિબ સ્વામી તાહગે રે લો ૫

હો૦ ગખશુ હ્રદય મઝાગ્જો,
આપો શામળીયા દ્યો પદવી તાહરી રે લો,
હો૦ રૂપવિજયનો શિષ્યજો,
મોહન મન લાગી માયા તાહરી રે લો ૬

---

## ૨૧ શ્રી નમિનાથ જિન સ્તવન.

( આસણુરારે યોગી—એ દેશી. )

આજ નમિનાથરાજને કહીયેં,
મીઠે વચન પ્રભુ મન લહીયેં રે. સુખકારી સાહેબજી,
પ્રભુ છે નિપટ નિસનેહી નગીના,
તો હિયડે છું સેવક આધિનારે. સુખકારી૦ ૧

સુનિજર કરશો તો વરશો વડાઈ,
સુકહીશે પ્રભુને લડાઇરે, સુખકારી૦
તુમે અમને કરશ્યો મોટા,
કુણ કહેશે પ્રભુ તુમને ખોટારે. સુખકારી૦ ૨

નિશંક થઈ શુભ વચનો કહેશ્યો,
તો જગ શોભા અધિકી લહેશ્યોરે, સુખકારી૦
અમે તો રહ્યા છું તુમને રાચી,
રખે આપ રહો મત ખાંચીરે. સુખકારી૦ ૩

અમે તો કિશું અંતર નવિ રાખું,
જે હોવે હ્રદયેં તે કહી દાખુંરે, સુખકારી૦
ગુણીજન આગળ ગુણ કહેવાયેં,
જે વારે પ્રીત પ્રમાણે થાયેરે, સુખકારી૦ ૪

વિષધર ઈસ હ્રદયે લપટાણો,
તેહવો અમને મળ્યો છે ટાણોરે; સુખકારી૦
નિરવહશ્યો જો પ્રીત અમારી,
કલીમાં કીરત થાશ્યેં તમારીરે. સુખકારી૦ ૫

ધુતાઈ ચિતડે નવિ ધરશ્યો,
કાંઇ અવળો વિચાર ન કરશ્યોરે, સુખકારી૦

જિમ તિમ જાણી સેવક જાણયેજો,
અવસર લહી સુધ લહેજ્યોરે સુખકારી૦ ૬

આસગે કહીએ છે તુમને,
પ્રભુ દીજે દિલાસા અમનેરે, સુખકારી૦
મોહન વિજય સદા મન રગે,
ચિત્ત લાગ્યો પ્રભુને મન મગેરે સુખકારી૦ ૭

---

## ૨૨ શ્રી નેમિનાથ જિન સ્તવન.

( દક્ષિણ દોહિલો હો રાજ—એ દેશી )

દા ગ્રથવાળો હો રાજ, સાહસુ નિહાળો હો રાજ,
પ્રીત સભાળો રે, વાલ્હા યદુકુળ સેહરા,
જીવન મીઠા હો રાજ, મત હોજો ધીઠા હો રાજ,
દીઠા અળજે રે, વાહલા નિર્વહો નેહરા ૧

નવ ભવ ભજ્જત હો રાજ, તિહા શી લજ્જત હો રાજ,
તજત ભજ્જતરે, કમે રણુકા વાછયા,
શિવાદેવી જાયા હો રાજ, માની હ્યો માયા હો રાજ,
કિમહીક પાયારે, વાહલા મધુકર ગાછયા ૨

સુણી હરણીનો હોરાજ, વચન કામિનીના હો રાજ,
સદી તો બીહનારે, વાહલા આઘા આવતા,
કુરગ ડરાવ્યા હો રાજ, ચુક ટાળ્યા હો રાજ,
જાણ્યા વાહલારે, દેખી વર્ગ કુરગનો ૩

વિધુ શુન્ડે ચટકી હો રાજ, છાડો મા છટકી હો રાજ,
કટકી ન કીજે રે, વાહલા કીડી ઉપરે,

રોસ નિવારો હો રાજ, મહેલ પધારો હો રાજ;
કાંઈ વિચારોરે, વાહલા ડાખું જીમણું. ૪

એસી હાંસી હો રાજ, હો એ વિકાશી હો રાજ,
જુઓ વિમાસીરે, અતિશે રોસ ન કીજીયે;
આ ચિત્રશાળી હો રાજ, સેજ સુંઆળી હો રાજ,
વાત હેતાળીરે, વાહલા મહારસ પીજીયે. ૫

મુગતિ વનિતા હો રાજ, સામાન્ય વનિતા હો રાજ,
તજી પરિણતારે, વાહલા કાં તુમે આદરો;
તુમને જે ભાવે હો રાજ, કુણ સમજાવે હો રાજ,
કિમ કરી આવેરે, તાણ્યો કુંજર પાધરો. ૬

વચને ન ભીનો હો રાજ, નેમ નગીનો હો રાજ,
પરમ ખજાનોરે, વાહલા નાણ અનુપનો;
વ્રત સવિ સ્વામી હો રાજ, રાજુલ પામી હો રાજ,
કહે હિતકામીરે, મોહન બુધ રૂપનો. ૭

---

## ૨૨ શ્રી નેમિનાથ જિન સ્તવન.

( અંબરીઓને ગાજે હો ભટીઆણી રાણી બડચૂએ–એ દેશી. )

રાજુલ કહે રથ વાળો હો, નણદીરા વીરા હઠ તજો,
કાંઇ પાળો પૂરવ પ્રીત, મૂકો કિમ વિણ ગુનહે હો;
નણદીરાવીરા વિલપતાં, કાંઈ એ શી શીખ્યાં રીત. રા૦ ૧

હું તો તુમ ચરણારી હો, નણદીરા વીરા મોજડી,
કાંઈ સાંભળો આતમરામ, તો મુજને ઉવેખો હો;
નણદીરા વીરા શ્યાવતી, નહી એ સુગણારો કામ. રા૦ ૨

પશુઆને કરી કરૂણા હો, નણદીરા વીરા મૂકીયા,
તો મે શી ચોરી કીધ, પશુઆથી શ્યુ હીણી હો,
નણદીરા વીરા ત્રેવડી, જે મુજને વિછોહો દીધ રા૦ ૩

એહવુ જો મન ખાટુ હો, નણદીરા વીરા જો હતુ,
તો પાડી કા નેહને ફંદ, ઊળઝુ તે નવિ સુળઝે હો,
નણદીરા વીરા મનડુ, કાઇ કોડિ મિળે જો ઇંદ્ર રા૦ ૪

મે તો કહો કિણુ વાતે હો, નણદીરા વીરા દુહવ્યા,
શ્યાને રાખો છો રોષ, માહરે તો તુમ સાથે હો,
નણદીરા વીરા અલેહણ, તો કેહને દાખુ દોષ રા૦ ૫

તાત ગુણ્યાની પરેહા, નણદીરા વીરા જોડીએ,
કાઈ કતુઆરીના જેમ, ઠેલી જે નહી પાખે હો,
નણદીરા વીરા વળગતા, કાઈ નેહ ન ચાલે એમ રા૦ ૬

ઈમ કહેતી વ્રત લેતી હો, નણદીરા વીરા નેમજી,
કાઇ શિવ પહિલે કીઓ વાસ, ધન ધન તે જગમાહે હો,
નણદીરા વીરા પ્રીતડી, કાઈ મોહન કહે શાબાશ રા૦ ૭

---

## ૨૩ શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

( કાનુડો વેણુ વજાવેરે, કાળી નદીને તીર—એ દેશી )

વામાનંદન હો પ્રાણ થકી છો પ્યારા,
નાહી દીજે હો નયણ થકી પણ ન્યારા,

પુન્નાદાણી શામળ વરણો, શુદ્ધ સમકિતને ભાને,
શુદ્ધ પૂજ જિણે કીધો તેહને, ઉજ્વળ વરણ પ્રકાશે વા૦ ૧

તુમ ચરણે વિષધર પણ નિરવિષ, દંસણે જાયે વિડોજા;
જોતા એમ શુદ્ધ સ્વભાવિકા ન હુએ, એહ અમે ગૃહ્યા છોજા. વા૦૨

કમઠરાય મદ કિણ ગીણતીમાં, મોહ તણાં મદ જોતાં;
તાહરી શક્તિ અનંતી આગળ, કેઈ કેઇ મર ગયા ગોતાં. વા૦ ૩

તેં જિમ તાર્યા તિમ કુણ તારે, કુણ તારક કહું એહવો.
સાયરમાન તે સાયર સરિખો, તિમ તું પણ તું જેહવો. વા૦ ૪

કિમપિ ન બેસો કરૂણા ઠર તે, પણ મુજ પ્રાપ્તિ અનંતી;
જેમ પડે કણ કુંજર મુખથી, કીડી બહુ ધન વંતી. વા૦ ૫

એક આવે એક મોજાં પાવે, એક કરે ઓળગડી;
નિજગુણ અનુભવ દેવા આગળ, પડખે નહીં તું બેઘડી. વા૦ ૬

જેહવી તુમથી માહરી માયા, તેહવી તુમે પણ ધરજ્યો;
મોહનવિજય કહે કવિ રૂપનો, પરતક્ષ કરૂણા કરજ્યો. વા૦ ૭

---

## ૨૪ શ્રી મહાવીર જિન સ્તવન.

( પછેડાની—દેશી. )

દુર્લભ ભવ લહી દોહલોરે, કહો તરીયે કેણઉપાયરે; પ્રભુજીને વિનવું રે
સમકિત સાચો સાચવુંરે, તે કરણી કિમ થાયરે. પ્ર૦ ૧

અશુભ મોહ જો મેટીયેરે, કાંઇ શુભ પ્રભુને જાયરે;
નિરાગે પ્રભુ ધ્યાઇયેરે, કાંઇ તો વિણ રાગ કહાયરે. પ્ર૦ ૨

નામ ધ્યાતા જો ધ્યાઇએરે, કાંઇ પ્રેમ વિના નવિતાન; પ્ર૦
મોહ વિકાર જિહાં તિહાંરે, કાંઇ કિમ તરીયે ગુણધામરે. પ્ર૦ ૩

મોહ બંધજ બંધિઓરે, કાઇ બંધ જિહાં નહી મોચરે, પ્ર૦
કર્મ બંધન કીજીયેરે, કર્મ બંધન ગયે જોયરે પ્ર૦ ૪

તેહમાં શો પાડ ચઢાવીયેરે, કાઇ તુમે શ્રી મહારાજરે, પ્ર૦
વીણુ કરણી જો તારશોરે, કાઇ સાચા શ્રી જિનરાજરે પ્ર૦ ૫

પ્રેમ મગનની ભાવનારે, કાઇ ભાવ તિહાં ભવ નાશરે પ્ર૦
ભાવ તિહાં ભગવત છેરે, કાઇ ઉદશ્યે આતમ સારરે પ્ર૦ ૬

પૂરણુ ઘટાભ્યતર ભર્યોરે, કાઈ અનુભવ અનુહારરે, પ્ર૦
આતમ ધ્યાને ઓલખીરે, કાઇ તરશ્યુ ભવનો પારરે પ્ર૦ ૭

વર્ધમાન મુજ વિનતીરે, કાઈ માનજો નિશદિશરે, પ્ર૦
મોહન કહે મનમંદિરેરે, કાઇ વસીયો તું વીસવાવીશરે પ્ર૦ ૮

શ્રી મોહનવિજયજી કૃત ચોવીશી સમાસ.



# પર્વ તિથી તથા તીર્થોના સ્તવનો.

---

## બીજનું સ્તવન.

પ્રણમી શારદમાય, શાસન વીર સુહંકરૂજી;
બીજ તિથી ગુણ ગેહ, આદરો ભવિયણ સુંદરજી. ૧

એહ દિન પંચ કલ્યાણ, વિવરીને કહું તે સુણોજી;
માહા સુદિ બીજે જાણ, જન્મ અભિનંદન તણોજી. ૨

શ્રાવણ સુદિની હો બીજ, સુમતિ ચવ્યા સુરલોકથીજી;
તારણ ભવોદધિ તેહ, તસ પદ સેવે સુરલોકથીજી. ૩

સમેત શિખર શુભ ઠાણ, દશમા શિતલજિન ગણુંજી;
ચૈત્ર વદિની હો બીજ, વર્યા મુક્તિ તસ સુખ ઘણુંજી. ૪

ફાલ્ગુન માસની બીજ, ઉત્તમ ઉજ્જવલ માસનીજી;
અરનાથ તસ ચ્યવન, કર્મક્ષયેં તવ પાસનીજી. ૫

ઉત્તમ માઘજ માસ, સુદિ બીજે વાસુપૂજ્યનોજી;
એહિજ દિન કેવલનાણ, શરણ કરો જિનરાજનોજી. ૬

કરણી રૂપ કરી ખેત, સમકિત બીજ રોપો તિહાંજી;
ખાતર કિરિયા હો જાણ, ખેડ સમતા કરી જિહાંજી. ૭

ઉપશમ તદ્રુપ નીર, સમકિત છોડ પ્રગટ હોવેજી;
સંતોષ કરી અહો વાડ, પચ્ચખાણવ્રત ચોકી સોહેજી. ૮

નાસે કર્મ રિપુ ચોર, સમકિત વૃક્ષ ફલ્યો તિહાંજી;
માંજર અનુભવ રૂપ, ઉતરે ચારિત્ર ફલ જિહાંજી. ૯

શાતિ સુધારસ વારી, પાન કરી સુખ લીજીયેજી,
તબોલ સમ લ્યો સ્વાદ, જીવને સતોષ રસ કિજીએજી. ૧૦

બીજ કરો બાવીસ માસ, ઉત્કૃષ્ટી બાવીસ માસનીજી,
ચોવિહાર ઉપવાસ, પાલિયે શીલ વસુધાસનીજી ૧૧

આવશ્યક દોય વાર, પડિલેહણ દોય લીજીયેજી,
દેવવદન ત્રણ કાલ, મન વચ કાયાયે કીજિયેજી ૧૨

ઉજમણુ શુભ ચિત્ત, કરી ધરીયે સયોગથીજી,
જિનવાણી રસ એમ, પીજિયે શ્રુત ઉપયોગથીજી ૧૩

ઈણ વિધ કરીયે હો બીજ, રાગને દ્વેષ દૂરે કરીજી,
કેવલ પદ લહી તાસ, વરે મુક્તિ ઉલટ ધરીજી ૧૪

જિન પુજા ગુરૂ ભક્તિ, વિનય કરી સેવો સદાજી,
પદ્મવિજયનો શિષ્ય, ભક્તિ પામે સુખ સપદાજી ૧૫

---

## બીજ તીથીનુ મોટુ સ્તવન.

### ઢાળ ૧ લી. ( દેશી–સુરતી મહીમાની )

સરસ વચનરસ વરસતિ, સરસતી કળા ભડાર,
બીજ તણો મહિમા કહુ, જેમ કહ્યો શાસ્ત્ર મોઝાર ૧

જબૂ દ્વીપના ભરતમા, રાજગૃહિ નગરી ઉદ્યાન,
વીર જીણદ સમોસર્યા, વાદવા આવ્યા રાજન ૨

શ્રેણીક નામે ભૂપતિ, બેઠા બેસણઠાય,
પુછે શ્રી જીનરાયને, દ્યો ઉપદેશ મહારાય ૩

ત્રિગડે બેઠા ત્રિભુવનપતિ, દેશના દીયે જીનરાય,
કમળ સુકોમળ પાખડી, એમ જીન હૃદય સોહાય. ૪

શશી પ્રગટે જેમ તે દીને, ધન્ય તે દીન સુવિહાણ;
એક મને આરાધતાં, પામે પદ નીર્વાણ. ૫

---

ઢાળ ૨ જી. ( અષ્ટાપદ અરિહંતજી–એ રાગ )

કલ્યાણક જીનના કહું, સુણ પ્રાણીજીરે;
અભિનંદન અરિહંત, એ ભગવંત, ભવિ પ્રાણીજીરે;
માઘ સુદી બીજીને દીને, સુણ૦
પામ્યા શિવસુખ સાર હરખ અપાર. ભવિ પ્રાણી૦ ૧

વાસુપૂજ્ય જીન બારમા, સુણ૦
એહજ તીથે થયું નાણ, સફળ વિહાણ, ભવિ પ્રાણી૦
અષ્ટ કર્મ ચુરણ કરી, સુણ પ્રાણીજીરે૦
અવગાહન એકવાર મુક્તિ મોઝાર, ભવિ પ્રાણીજીરે ૨

અરનાથ જીનજી નમુ, સુણ પ્રાણીજીરે,
અષ્ટાદશમા અરિહંત એ ભગવંત, ભવિ૦
ઉજવળ તિથી ફાગણની ભલી, સુણ પ્રાણી૦
વરિયા શિવ વધુ સાર સુંદર નાર. ભવિ૦ ૩

દશમા શીતળ જીનેશ્વરૂ, સુણ પ્રાણી૦
પરમ પદની એવલ ગુણની ગેલ, ભવિ પ્રાણી૦
વૈશાખ વદી બીજને દીને, સુણ પ્રાણી૦
મુક્યો સરવે એ સાથ, સુરનર નાથ. ભવિ૦ ૪

શ્રાવણ સુદની બીજ ભલી, સુણ૦
સુમતિનાથ જિનદેવ સારે સેવ, ભવિ૦
એણી તીથીએ જિનજી તણાં સુણ૦
કલ્યાણક પંચે સાર ભવનો પાર. ભવિ૦ ૫

ઢાળ ૩ જી.

જગપતિ જિન ચોવીશમોરે લાલ,
એ ભાખ્યો અધિકારરે ભવિકજન, શ્રેણિક આદે સહુ મળ્યારે લાલ,
શક્તિ તણે અનુસારે ભવિકજન, ભાવધરીને સાભળોરે લાલ ૧

દોય વરસ દોય માસનીરે લાલ, આરાધો ધરી ખતરે, ભવિક
ઉજમણું વિધીસ્યું કરોરે લાલ, બીજતે મુક્તિ મહતરે ભ ભા૦ ૨

માર્ગ મિથ્યા દૂરે તજોરે લાલ, આરાધો ગુણના થોકરે, ભવિક
વીરની વાણી સાભળીરે લાલ, ઉચ્છરગ થયા બહુ લોકરે ભ ભા૦ ૩

એણિ બીજે કેઇ તર્યારે લાલ, વળી તરશે કરશે મગરે, ભવિક
શશિ સિદ્ધિ અનુમાનથીરે લાલ, શૈલ નાગધાર અકરે, ભ ભા૦ ૪

અષાડ સુદિ દશમી દીનેરેલાલ, એ ગાયો સ્તવન રસાળરે, ભવિક
નવલવિજય સુપસાયથીરે લાલ, ચતુરને મગળ માલરે ભ ભા૦ ૫

---

કળશ.

એમ વીર જિનવર, સયલ સુખકર ગાયો અતિ ઉલટ ભરે,
અષાઢ ઉજ્જવળ દશમી દીવસે, સવત અઢાર અઠોતરે,
બીજ મહીમા એમ વર્ણવ્યો, રહી સિદ્ધપુર ચોમાસએ,
જેહ ભવિક ભાવે સુણે ગાવે, તસઘર લાલ વિલાસએ ૧

---

## જ્ઞાન પચમીનુ સ્તવન ( મોટું )

( ઢાલ પહેલી )

સુત સિદ્ધારથ ભૂપનોરે, સિદ્ધારથ ભગવાન,
બાર પર્ષદા આગળેરે, ભાખે શ્રી વર્દ્ધમાનોરે ૧

ભવિયણ ચિત્તધરો; મન વચ કાય ઉમ્હાયોરે
જ્ઞાન ભક્તિ કરો. એ આંકણી. ૧

ગુણ અનંત આતમ તણારે, મુખ્યપણે તિહાં હોય;
તેમાં પણ જ્ઞાનજ વડુંરે, જિણથી દંસણ હોયરે. ભ૦ ૨

જ્ઞાને ચારિત્ર ગુણ વધેરે, જ્ઞાને ઉદ્યોત સહાય;
જ્ઞાને સ્થવીરપણું લહેરે, આચારજ ઉવઝાયોરે. ભ૦ ૩

જ્ઞાની શ્વાસોશ્વાસમાંરે, કઠિણ કરમ કરે નાશ;
વન્હિ જેમ ઇંધણ દહેરે, ક્ષણમાં જ્યોતિ પ્રકાશોરે. ભ૦ ૪

પ્રથમ જ્ઞાન પછે દયારે, સંવર મોહ વિનાશ;
ગુણસ્થાનક પગથાલીયેરે, જેમ ચઢે મોક્ષ આવાસોરે. ભ૦ ૫

મઇ સુઅ ઓહિ મણપજજવારે, પંચમ કેવલ જ્ઞાન;
ચઉ મુંગા શ્રુત એક છેરે, સ્વપર પ્રકાશ નિદાનોરે. ભ૦ ૬

તેહનાં સાધન જે કહ્યાંરે, પાટી પુસ્તક આદિ;
લખે લખાવે સાચવેરે, ધર્મી ધરી અપ્રમાદોરે. ભ૦ ૭

ત્રિવિધ આશાતના જે કરેરે, ભણતાં કરે અંતરાય;
અંધા બ્હેરા બોબડારે, મુંગા પાંગુલા થાયરે. ભ૦ ૮

ભણતાં ગુણતાં ન આવડેરે, ન મલે વલ્લભ ચીજ;
ગુણમંજરી વરદત્ત પરેરે, જ્ઞાન વિરાધન બીજ. ભ૦ ૯

પ્રેમે પૂછે પરખદારે, પ્રણમી જગગુરૂ પાય;
ગુણમંજરી વરદત્તનોરે, કરો અધિકાર પસાયોરે. ભ૦ ૧૦



ઢાલ બીજી.

જબૂદ્વિપના ભરતમારે, નયર પદ્મપુર ખાસ,
અજિતસેન રાજા તિહારે, રાણી યશોમતી તાસરે
પ્રાણી આરાધો વરજ્ઞાન, એહજ મુક્તિ નિદાનરે પ્રાણી૦ ૧

વરદત્ત કુવર તેહનોરે, વિનયાદિક ગુણવત,
પિતરે ભણવા મુકિઓરે, આઠ વર્ગ્મ જબહુતરે પ્રા૦ ૨

પડિત યત્ન કરે ઘણોરે, છાત્ર ભણાવણ હેત,
અક્ષર એક ન આવડેરે, ગ્રથ તણી શી ચેતરે ? પ્રા૦ ૩

કોઢે વ્યાપી દેહડીરે, રાજા ગણી સચિત,
શ્રેષ્ઠી તેહીજ નયરમારે, સિહદાસ ધનવતરે પ્રા૦ ૪

કર્પૂરતિલકા ગેહિનીરે, શીલે શોભિત અગ,
ગુણમજરી તસ બેટડીરે, મુગી રોગે વ્યગરે પ્રા૦ ૫

શોલ વરસની સા થઇરે, પામી યોવન વેષ,
દુર્ભગ પણ પરણે નહીરે, માત પિતા ધરે ખેદ પ્રા૦ ૬

તેણે અવસરે ઉદ્યાનમારે, વિજયસેન ગણધાર,
જ્ઞાનરયણ રયણાયરૂ રે, ચરણ કમલ વ્રતધારરે પ્રા૦ ૭

વનપાલક ભૂપાલનેરે, દીધ વધાઇ જામ,
ચતુરગી સેના સજીરે,વદન જાવે તામરે પ્રા૦ ૮

ધર્મદેશના સાભલેરે, પુરજન સહિત નરેશ,
વિકસિત નયણ વદન મુદારે, નહિ પ્રમાદ પ્રવેશરે પ્રા૦ ૯

જ્ઞાન વિરાધન પરભવેરે, મૂરખ પર આધીન,
રોગે પીડ્યા ટલવલેરે, દીસે દુખીયા દીનરે પ્રા૦ ૧૦

જ્ઞાન સાર સસારમારે, જ્ઞાન પરમ સુખ હેત,
જ્ઞાન વિના જગ જીવડારે, ન લહે તત્વ સકેતરે પ્રા૦ ૧૧

શ્રેષ્ઠી પુછે મુણિંદનેરે, ભાખો કરૂણાવંત;
ગુણમંજરી મુજ અંગજારે, કવણ કરમ વિરતંતરે. પ્રા૦ ૧૨

---

ઢાળ ત્રીજી ( ૩ )

ધાતકી ખંડના ભરતમાં, ખેટકનયર સુઠામ;
વ્યવહારી જિનદેવ છે, ઘરણી સુંદરી નામ. ૧

અંગજ પાંચ સોહામણા, પુત્રી ચતુરા ચાર;
પંડિત પાસે શીખવા, તાતે મુકચા કુમાર. ૨

બાલ સ્વભાવે રમત, કરતાં દહાડા જાય;
પંડિત મારે ત્યારે, મા આગલ કહે આય. ૩

સુંદરી શંખણી શીખવે, ભણવાનું નહિ કામ;
પંડ્યો આવે તેડવા, તો તસ હણજ્યો તામ. ૪

પાટી ખડિયા લેખણા, બાલી કીધાં રાખ;
શઠને વિદ્યા નવિ રૂચે, જેમ કરહાને દ્રાખ. ૫

પાડા પરે મોટા થયા, કન્યા ન દીયે કોય;
શેઠ કહે સુણ સુંદરી, એ તુજ કરણી જોય. ૬

ત્રટકી ભાખે ભામિની, બેટા બાપના હોય;
પુત્રી હોયે માતની, જાણે છે સહુ કોય. ૭

રે રે પાપિણી સાપીણી, સામા બોલ મ બોલ;
રીસાડી કહે તાહરો, પાપી બાપ નિટોલ. ૮

શેઠે મારી સુંદરી, કાલ કરી તતખેવ;
એ તુજ બેટી ઉપની, જ્ઞાન વિરાધન હેવ. ૯

મુચ્છાગત ગુણમંજરી, જાતિ સમરણ પામી;
જ્ઞાન દિવાકર સાચો, ગુરૂને કહે શિર નામી. ૧૦

શેઠ કહે સુણો સ્વામી, કેમ જાયે એ રોગ,
ગુરૂ કહે જ્ઞાન આરાધો, સાધો વંછિત યોગ ૧૧

ઉજ્જવલ પંચમી સેવો, પંચ વરસ પંચ માસ,
નમો નાણુસ્સ ગણણું ગણો, ચોવિહારો ઉપવાસ ૧૨

પુરવ ઉત્તર સનમુખ, જપિયે દોય હજાર,
પુસ્તક આગળ ઢોઇયે, ધાન્ય ફલાદિ ઉદાર ૧૩

દીવો પંચ દીવટતણો, સાથિઓ મંગલ ગેહ,
પોસહમાં ન કરી શકે, તેને વિધિ પારણું એહ ૧૪

અથવા સોભાગ્યપંચમી, ઉજ્જવલ કાર્તિક માસ,
જાવજીવ લગે સેવીયે, ઉજમણું વિધિ ખાસ ૧૫

---

## ઢાળ ચોથી

પાંચ પોથી રે, ઠવણી પાઠાં વિટાંગણાં,
ચાબખી દોરા રે, પાટી પાટલા વરતણાં,
મસી કાગલ રે, કાંબી ખડીઆ લેખિણી,
કવલી ડાબલી રે, ચંદુઆ ઝરમર પુંજણી ૧

ત્રુટક–પ્રાસાદ પ્રતિમા તાસ ભૂષણ, કેસર ચંદન ડાબલી,
વાસ કૂંપી વાલાકૂંચી, અંગલુહણાં છાબડી,
કલશ થાલી મંગલ દીવો, આરતિને ધૂપણાં,
ચરવલા મુહપત્તિ સાહમ્મિવચ્છલ, નોકારવાલી થાપના ૨

ઢાળ–જ્ઞાન દરિસણ રે, ચરણના સાધન જે કહ્યાં,
તપ સંયુત રે, ગુણમંજરીએ સદ્દહ્યાં,
નૃપ પૂછે રે, વરદત્ત કુંવરને અંગરે,
રોગ ઊપનો રે, કવણ કરમના ભંગ રે ૩

**ત્રુટક**–મુનિરાજ ભાખે જંબૂદ્વીપે, ભરત સિંહપુર ગામ એ,
વ્યવહારી વસુ તાસ નંદન, વસુસાર વસુદેવ નામએ;
વન માંહે રમતાં દોય બંધવ, પુણ્ય યોગે ગુરૂ મલ્યા,
વૈરાગ્ય પામી ભોગ વામી, ધર્મ ધામિ સંવર્યા. ૪

**ઢાલ**–લઘુ બાંધવરે, ગુણવંત ગુરૂ પદવી લહે,
પણસય મુનિનીરે, સારણ વારણ નિત દિએ;
કર્મ યોગેરે, અશુભ ઉદય થયો અન્યદા,
સંથારે રે, પોરિસી ભણી પોઢ્યો યદા. ૫

**ત્રુટક**–સર્વઘાતિ નિંદ વ્યાપી, સાધુ માગે વાયણા,
ઉંઘમાં અંતરાય થાતાં, સૂરિ હુઆ દૂયણા;
જ્ઞાન ઉપર દ્વેષ જાગ્યો, લાગ્યો મિથ્યાત્વ ભુતડો,
પુણ્ય અમૃત ઢોલી નાંખ્યું, ભર્યો પાપ તણો ઘડો. ૬

**ઢાલ**–મન ચિંતવે રે, કાં મુજ લાગ્યું પાપ રે,
શ્રુત અભ્યાસો રે, તો એવડો સંતાપ રે;
મુજ બાંધવ રે, ભોયણ સયણ સુખે કરે,
મૂરખના રે, આઠ ગુણ મુખ ઉચ્ચરે. ૭

**ત્રુટક**–બાર વરસ કોઇ મુનિને, વાયણા દીધી નહી,
અશુભ ધ્યાને આયુ પૂરી, ભૂપ તુંજ નંદન સહી;
જ્ઞાન વિરાધન મૂઢ જડપણું, કોઢની વેદના લહી,
વૃદ્ધ બાંધવ માનપરવર, હંસ ગતિ પામ્યો સહી. ૮

**ઢાલ**–વરદત્તને રે, જાતિ સમરણ ઉપન્યું,
ભવ દીઠો રે, ગુરૂ પ્રણમી કહે શુભમનો;
ધન્ય ગુરૂજીરે, જ્ઞાન જગત્રય દીવડો,
ગુણ અવગુણરે, ભાસન જે જગ પરવડો. ૯

ત્રુટક–જ્ઞાન પાવન સિદ્ધિ સાધન, જ્ઞાન કહો કેમ આવડે,
શુરૂ કહે તપથી પાપ નાસ્યે, ટાઢ જેમ ઘન તાવડે,
ભૂપ પભણે પુત્રને પ્રભુ, તપની શક્તિ ન એવડી,
શુરૂ કહે પચમી તપ આરાધો, સપદા લ્યો ખેવડી ૧૦

---

## ઢાળ પાચમી.

સદ્‌ગુરૂ વચણ સુધારસેરે, ભેદી સાતે ધાત,
તપશુરગ લાગો, ગુણમજરી વરદત્તનોરે, નાઠો રોગ મિથ્યાત ત૦૧

પચમી તપ મહિમા ઘણોરે, પસર્યો મહીયલ માહી, ત૦
કન્યા સહસ સયવગરે, વરદત્ત પરણ્યો ત્યાહી ત૦ ૨

ભૂપે કીધો પાટવીરે, આપ થયો મુનિ ભૂપ, ત૦
ભીમ કાતિ ગુણે કરીરે, વરદત્ત રવિ શશિ રૂપ ત૦ ૩

ગજ રમા રમણી તણારે, ભોગવે ભોગ અમખ, ત૦
વરસે વરસે ઉજવેરે, પચમી તેજ પ્રચડ ત૦ ૪

ભુક્તભોગી થયો સજમીરે, પાલે વ્રત ખટ કાય, ત૦
ગુણમજરી જિનચદ્રનેરે, પરણાવે નિજ તાય ત૦ ૫

સુખ વિલસી થઈ સાધવીરે, વૈજયતે દોય દેવ, ત૦
વરદત્ત પણ ઉપનોરે, જિહા સીમધર દેવ ત૦ ૬

અમરસેન રાજા ઘરે રે, ગુણવત નારી પેટ, ત૦
લક્ષણ લક્ષિત રાયનેરે, પુણ્યે કીધો ભેટ ત૦ ૭

શૂરસેન રાજા થયોરે, સો કન્યા ભરતાર, ત૦
સીમધર સ્વામી કનેરે, સુણી પચમી અધિકાર ત૦ ૮

તિહા પણ તે તપ આદર્યું રે, લોક સહિત ભૂપાલ, ત૦
દશ હજાર વરસા લગેરે, પાલે રાજ્ય ઉદાર ત૦ ૯

ચાર મહાવ્રત ચોપશુંરે, શ્રી જિનવરની પાસ, ત૦
કેવલધર મુક્તિ ગયોરે, સાદિ અનંત નિવાસ. ત૦૧૦

રમણી વિજય સુભાપુરીરે, જંબૂ વિદેહ મઝાર; ત૦
અમરસિંહ મહીપાલનેરે, અમરાવતી ઘરનાર. ત૦૧૧

વૈજયંત થકી ચવીરે, ગુણમંજરીનો જીવ; ત૦
માન સમ જેસર હંસલોરે, નામ ધર્યું સુગ્રીવ. ત૦૧૨

વીશે વરસે રાજવીરે, સહસ ચોરાશી પુત્ર; ત૦
લાખ પૂરવ સમતા ધરેરે, કેવલ જ્ઞાન પવિત્ર. ત૦૧૩

પંચમી તપ મહિમા વિષેરે, ભાખે નિજ અધિકાર; ત૦
જેણે જેહથી શિવપદ લહ્યુંરે, તેને તસ ઉપકાર. ત૦૧૪

---

## ઢાળ છઠી.

ચોવીશ દંડક વારવા, હું વારીલાલ ચોવીશમો, જિનચંદરે, હું વારીલાલ.
પ્રગટ્યો પ્રાણત સ્વર્ગથી, હું૦ ત્રિશલા ઉર સુખકંદરે. હું૦ ૧

મહાવીરને કરૂં વંદના, હું૦ એ આંકણી.
પંચમી ગતિને સાધવા, હું૦ પંચમ નાણ વિલાસરે; હું૦
મહાનિશીથ સિદ્ધાંતમાં, હું૦ પંચમી તપ પ્રકાશરે. હું૦ ૨

અપરાધી પણ ઉદ્ધર્યો, હું૦ ચંડકોસિઆ સાપરે; હું૦
યજ્ઞ કરંતાં બાંભણા, હું૦ સરખા કીધા આપરે. હું૦ ૩

દેવાનંદા બ્રાહ્મણી, હું૦ રિષભદત્ત વળી વિપ્રરે; હું૦
બ્યાશી દિવસ સંબંધથી, હું૦ કામિત પૂર્યાં ક્ષિપ્રરે. હું૦ ૪

કર્મ રોગને ટાલવા, હું૦ સવિ ઔષધનો જાણરે; હું૦
આદર્યો મેં આશા ધરી, હું૦ મુજ ઉપર હિત આણરે. હું૦ ૫

શ્રી વિજયસિંહ સૂરીશનો, હું૦ સત્યવિજય પન્યાસરે, હું૦
શિષ્ય કર્પૂરવિજય કવિ, હું૦ ચંદકિરણ જસ જાસરે હું૦ ૬

પાસ પંચાસરા સાન્નિધ્યે, હું૦ ખિમાવિજય ગુરૂ નામરે, હું૦
જિનવિજય કહે સુજહજો, હું૦ પંચમી તપ પરિણામરે હું૦ ૭

---

કળશ.

ઇમ વીર લાયક વિશ્વનાયક, સિદ્ધિ દાયક સંસ્તવ્યો,
પંચમી તપ સંસ્તવન ટોડર, ગુંથી નિજ કંઠે ઠવ્યો,
પુણ્ય પાટણ ક્ષેત્ર માંહે, સત્તર ત્રાણું સંવત્સરે,
શ્રી પાર્શ્વ જન્મ કલ્યાણ દિવસે, સકલ ભવિ મંગલ કરે ૮

---

## શ્રી અષ્ટમીનું સ્તવન.

ઢાળ ૧ લી

હારે મારે ઠામ ધરમના સાડા પચવીશ દેશજો,
દીપેરે તીહાં દેશ મગધ સૌમાં શીરેરે લોલ,
હારે મારે નગરી તેહમાં રાજગૃહિ સુવિશેષજો,
રાજેરે તીહાં શ્રેણીક ગાજે ગજ પરેરે લોલ હારે ૧

હારે મારે ગામ નગરપુર પાવન કરતા નાથજો,
વિચરતા તીહાં આવી વીર સમોસર્યારે લોલ,
હારે મારે ચૌદ સહસ મુનિવરના સાથે સાથજો,
સુધારે તપ સંયમ શીયલે અલંકર્યારે લોલ. ૨

હારે મારે ફુલ્યા રસભર ઝુલ્યા અંબકદંબજો,
જાણરે ગુણશીલ વન હસી રોમાં ચિયોરે લોલ,

હાંરે મારે વાયા વાય સુવાય તિહાં અવિલંબજો,
વાસરે પરીમલ ચિહું પાસે સંચિયોરે લોલ. ૩

હાંરે મારે દેવ ચતુર્વિધ આવે કોડા કોડજો,
ત્રિગડુંરે મણિહેમ રજતનું તે રચેરે લોલ;
સાંરે મારે ચોસઠ સુરપતિ સેવે હોડાહોડજો,
આગેરે રસ લાગે ઇંદ્રાણી નચેરે લોલ. ૪

હાંરે મારે મણિમય હેમ સિંહાસન બેઠા આપજો,
ઢાળેરે સુર ચામર મણીરત્ને જડયારે લોલ;
હાંરે સુણતાં દંદુભિ નાદ ટળે સવીતાપજો,
વરસેરે સુરફુલ સરસ જાનું અડયાંરે લોલ. ૫

હાંરે મારે તાજે તેજે ગાજે ઘન જેમ લુંબજો,
રાજેરે જિનરાજ સમાજે ધર્મનેરે લોલ;
હાંરે મારે નિરખી હરખી આવે જન મન લુંબજો,
પોષેરે રસ ન પડે ઘોષે ભર્મમાંરે લોલ. ૬

હાંરે મારે આગમ જાણી જિનનો શ્રેણીકરાયજો,
આવ્યોરે હય ગય રથ પાયગોરે લોલ;
હાંરે મારે દઈ પ્રદક્ષિણા વંદી બેઠો ઠાયજો,
સુણવારે જીન વાણી મોટે ભાયગેરે લોલ. ૭

હાંરે મારે ત્રિભુવન નાયક લાયક તવ ભગવંતજો,
આણીરે જન કરૂણા ધર્મકથા કહેરે લોલ;
હાંરે મારે સહજ વિરોધ વિસારી જગના જંતજો,
સુણવારે જિનવાણી મનમાં ગહગહેરે લોલ. ૮

---

ઢાળ બીજી

વીર જીનવર ઇમ ઉપદીશે, સાભળો ચતુર સુજાણરે,
મોહની નિંદમા કાં પડો, ઓળખો ધર્મના ઠાણરે ૧

વિરતીએ સુમતિ ધરી આદરો, પરિહરો વિષય કષાયરે,
બાપડા પચ પરમાદથી, કા પડો કુગતિમા ધાયરે વિ૦ ૨

કરી શકો ધર્મ કરણી સદા, તો કરો એ ઉપદેશરે,
સર્વ કાળે કરી નવી શકો, તો કરો પર્વ સુવિશેષરે વિ૦ ૩

જુજુઆ પર્વ પટના કહ્યા, ફળ ઘણાં આગમે જોયરે,
વચન અનુસારે આરાધતા, સર્વદા સિદ્ધિ ફળ હોયરે વિ૦ ૪

જીવને આયુ પરભવ તણો, તિથિ દિને બધ હોય પ્રાયરે,
તે ભણી એહ આરાધતા, પ્રાણીઓ સદ્ગતિ જાયરે વિ૦ ૫

તેહવે અષ્ટમી ફળ તિહા, પુછે ગૌતમ સ્વામરે,
ભવિક જીવ જાણવા કારણે, કહે વીરપ્રભુ તામરે વિ૦ ૬

અષ્ટ મહા સિદ્ધિ હોય એહથી, સપદા આઠની વૃદ્ધિરે,
બુદ્ધિના આઠ ગુણ સપજે, એહથી અષ્ટ ગુણ સિદ્ધરે. વિ૦ ૭

લાભ હોય આઠ પડિહારનો, આઠ પવયણ ફળ હોયરે,
નાશ આઠ કર્મનો મૂળથી, અષ્ટમીનુ ફળ જોયરે વિ૦ ૮

આદિજીન જન્મ દિક્ષાતણો, અજિતનો જન્મ કલ્યાણરે,
ચ્યવન સભવતણો એહ તિથે, અભિનદન નિરવાણરે વિ૦ ૯

સુમતિ સુવ્રત નમિ જનમીયા, નેમનો મુગતિદીન જાણરે,
પાર્શ્વજીન એહ દિને સિદ્ધલા, સાતમજિન ચ્યવન માણરે વિ૦ ૧૦

એહ તિથી સાધનો ગજીયો, દંડવીરજ લહ્યો મુક્તિરે,
કર્મ હણવા ભણી અષ્ટમી, કહે સૂત્ર નિરયુક્તિરે વિ૦ ૧૧

અતિત અનાગત કાળના, જિનતણાં કેઇ કલ્યાણરે;
એહ તિથે વળી ઘણા સંયમી, પામશે પદ નિરવાણરે. વિ૦ ૧૨

ધર્મવાસિત પશુ પંખીયા, એહ તિથે કરે ઉપવાસરે;
વ્રતધારી જીવ પોસહ કરે, જેહને ધર્મ અભ્યાસરે. વિ૦ ૧૩

ભાંખીયો વીરે આઠમતણો, ભવિક હિત એ અધિકારરે;
જિનમુખે ઉચ્ચરી પ્રાણીયા, પામશે ભવતણો પારરે. વિ૦ ૧૪

એહથી સંપદા સવિ લહે, ટળે કષ્ટની કોડીરે;
સેવજો શિષ્ય બુધપ્રેમનો, કહે કાંતિ કરજોડીરે. વિ૦ ૧૫

---

॥ કળશ ॥

ઇમ ત્રિજગભાસન અચલ શાસન વર્દ્ધમાન જિનેશ્વરૂ,
બુધ પ્રેમ ગુરૂ સુપસાય પામી સંથુણ્યો અલવેસરૂ;
જિન ગુણ પ્રસંગે ભણ્યો રંગે સ્તવન એ આઠમતણો,
જે ભવિક ભાવે સુણે ગાવે કાંતિ સુખ પાવે ઘણો.

---

## શ્રી મૌન એકાદશીનું યશોવીજયજી કૃત દોઢસો કલ્યાણકનું સ્તવન.

### ઢાળ પહેલી.

ધુર પ્રણમું જિન મહરસી, સમરૂં સરસતી ઉલ્લસી,
ધસમસી સુજમતિ જિન ગુણ ગાયવા એ. ૧

હરિ પૂછે જિન ઉપદિશિ, પરવ મૌન એકાદશી;
મન વસી, અહ નિશિ, તે ભવિ લોકને એ. ૨

તરીઆને ભવજલ તરસી, એમ પરવ પૌષધ ફરશી;
મન હરસી, અવસર જે આરાહશી એ. ૩

ઉજમણે જે ધારશી, વસ્તુ ઇગ્યાર ઇગ્યારશી,
વારશી, તે દુર્ગતિના બારણા એ ૪
એ દિન અતિહિ સુહામણો, દોઢસો કલ્યાણક તણો,
મન ઘણો ગુણણું કરતા સુખ હોયે એ ૫

---

ઢાળ બીજી.

પાડે પાડે ત્રણ ચોવીશી, દ્વીપ ક્ષેત્ર જિન નામે,
પાડે પાડે પાચ કલ્યાણક, ધારો શુભ પરણામે ૧
જિનવર ધ્યાઇયેરે, મોક્ષ માર્ગના દાતા, એ ટેક
સર્વજ્ઞાય નમો એમ પહેલે, નમો અરિહત એ બીજે,
ત્રીજે નમો નાથાય તે ચોથે, સર્વજ્ઞાય કહીજે જિન ૨
પાચમે નમો નાથાય કહીજે, પાડે પાડે જાણો,
ત્રણ નામ તીર્થંકર કેરા, ગુણણા પાચ વખાણો જિન ૩
ત્રણ ચોવીસી એક એક ઢાલે, ત્રણ નામે જિન કહીશુ,
કોડી તપે કરી જે ફલ લહિયે, તે જિન ભકતે લહિશુ જિન ૪
કામ સર્વેસીજે જિન નામે, સફલ હોએ નિજ જિહા,
જે જાએ જિન ગુણસમરતા, સફલ જન્મ તે દિહા જિન ૫

---

ઢાળ ત્રીજી.

જબૂદ્વિપ ભરત ભલુ, અતિત ચોવીસી સાર મેરે લાલ,
ચોથા મહાજશ કેવલી, છઠ્ઠા સર્વાનુભૂતિ ઉદાર મેરેલાલ ૧
જિનવર નામે જય, હુએ ટેક
શ્રી સીધરજિન સાતમા, હવે ચોવીશી વર્તમાન મેરે લાલ,
શ્રીનમિજિન એકવીસમા, ઓગણીસમા મલ્લી પ્રધાન મેરેલાલ જિ ૨

શ્રી અરનાથ અઢારમા, હવે ભાવી ચોવીશી ભાવ મેરેલાલ;
શ્રી સ્વયંપ્રભ ચોથા નમું, છઠ્ઠા દેવસુત મન લાવ મેરેલાલ. જિન.૩

ઉદયનાથ જિન સાતમાં, તેહને નામે મંગલ માલ મેરેલાલ;
ઓચ્છવરંગ વધામણા, વળી લહિયે પ્રેમ રસાળ મેરેલાલ. જિન.૪

અલિય વિઘન દૂર ટલે, દુરજનનું ચિંત્યું નવિ થાય મેરેલાલ;
મહિમા મહોટાઈ વધે, વલી જગમાં સુજસ ગવાય મેરેલાલ. જિન.૫

---

## ઢાળ ચોથી.

પૂરવ ભરતે ધાતકી ખંડેરે, અતિત ચોવીસી ગુણ અખંડેરે;
ચોથા શ્રી અકલંક સોભાગીરે, છઠ્ઠા દેવ સુભંકર ત્યાગીરે. ૧

સપ્તનાથ સપ્તમ જિનરાયરે, સુરપતિ પ્રથમે તેહના પાયારે;
વર્તમાન ચોવીસી જાણોરે, એકવીસમાં બ્રહ્મેંદ્ર વખાણો. ૨

ઓગણીસમા ગુણનાથ સમરીયેરે, અઢારમાં ગાંગિક મન ધરીયેરે;
કહું અનાગત હવે ચોવીસમારે, ધાતકી ખંડે હિયડે હિસીરે. ૩

શ્રી સાંપ્રતિ ચોથા સુખદાયીરે, છઠ્ઠા શ્રીમુનિનાથ અમાયીરે;
શ્રી વિસિષ્ટ સપ્તમ સુખકારારે, તે તો લાગે મુજમન પ્યારા. ૪

શ્રી જિન સમરણ જેહવું મીઠુંરે, એહવું અમૃત જગમાં ન દીઠુંરે;
સુજન મહોદય શ્રી જિન નામેરે, વિજય લહીજે ઠામોઠામેરે. ૫

---

## ઢાળ પંચમી.

પુખ્ખર અર્દ્ધ પૂરવ હુઆ, જિન વાંદીયેરે,
ભરત અતીત ચોવીસી કે, પાપ નિકંદીયેરે;
ચોથા સુમૃદુ સુહંકર, જિ૦ છઠ્ઠા વ્યક્ત જગદીસકે. પા૦૧

શ્રી કલાસત સપ્તમ ગુણ ભર્યા, જિ૦ હવે ચોવીસી વર્તમાનકે, પા૦
કલ્યાણિક શ્રી દિન હુવા, જિ૦ લીજીયે તેહના અભિધાનકે પા૦૨
અરણ્યવાસ એકવીસમા, જિ૦ ઓગણીસમા શ્રી યોગકે, પા૦
શ્રી અયોગ તે અઢારમા, જિ૦ દીએ શીવ રમણી સયોગકે પા૦૩
ચોવીશી અનાગત ભલી, જિ૦ તિહા ચોથા પરમ જિનેશકે; પા૦
સુધારતી છઠ્ઠા નમુ, જિ૦ સાતમા શ્રી નિ કેશકે પા૦૪
પ્રિયમેલક પરમેશ્વરૂ, જિ૦ એહનુ નામ તે પરમ નિધાનકે, પા૦
મ્હોટાનો જે આશરો જિ૦ તેહથી લહિયે જસ બહુ માનકે પા૦૫

---

ઢાળ છઠ્ઠી.

ધાતકી ખડેરે પશ્ચિમ ભરતમા અતીત ચોવીશી સભાર,
શ્રી સર્વારથ ચોથા જિનવરૂ, છઠ્ઠા હરિભદ્ર ધાર
જિનવર નામેરે મુજ આણદ ઘણો ૧
શ્રી મગધાધિપ વદુ સાતમા, હવે ચોવીશી વર્તમાન,
શ્રી પ્રયચ્છ પ્રણમુ એકવીશમા, જેહનું જગમા નહી ઉપમાન, જિન ૨
શ્રી અક્ષોભ જિનવર ઓગણીશમા અઢારમા મલ્લસિંહનાથ,
હવે અનાગત ચોવિશી નમુ, ચોથા દિનરૂક ગિવ સાથ જિન ૩
છઠ્ઠા શ્રી જિનધનદ સભારીયે, સાતમ પોષધ દેવ,
હર્ષે તેહના ચરણકમલ તણી, સુરનર સારે રે સેવ જિન ૪
ધ્યાને મલવુ એહવા પ્રભુ તણું, આલસ માહેરે ગગ,
જન્મ સફલ કરી માનુ તેહથી, સુજસ વિલાસ સુરગ જિન ૫

## ઢાળાળ સાતમી.

પુખ્ખર પશ્ચિમ ભરત તણાં, ધારો અતિત ચોવીશીરે;
ચોથા પ્રબંધ જિનેસરૂ, પ્રણમુ હિયડલે હિંસીરે. ૧
એહવા સાહિબ નવિ વીસરે, ક્ષણ ક્ષણ સમરીયે હેજેરે;
પ્રભુ ગુણ અનુભવ યોગથી, શોભીયે આતમ તેજેરે. એહવા.૨
છઠ્ઠા ચારિત્ર નિધિ સતામા, પ્રશમરાજિત ગુણ ધામરે;
હવે વર્તમાન ચોવીશીયે, સમરી જે જિન નામરે. એહવા. ૩
સ્વામી સર્વજ્ઞ જયંકરૂ, એકવીશમા ગુણ ગેહરે;
શ્રી વિપરીત ઓગણીશમા, અવિહડ ધરમ સનેહરે. એહવા. ૪
નાથ પ્રસાદ અઢારમા, હવે અનાગત ચોવીશીરે;
ચોથા શ્રી અઘટિત જિન વંદીએ, કર્મ સંતતિ જેણે પીસીરે. એહ. ૫
શ્રી બ્રહ્મેંદ્ર છઠ્ઠા નમું, ઋષભ ચંદ્રભિધ વંદુંરે;
સાતમા જગ જશ જયકરૂ, જિન ગુણ ગાતાં આણંદુંરે. એહવા. ૬

---

## ઢાળ આઠમી.

જંબૂદ્વીપ ઐરવતેજી, અતિત ચોવીશી વિચાર,
શ્રી દયાંત ચોથા નમુંજી, જગજનના આધાર. ૧
મન મોહનજી, મનથી નહી મુજ દૂર. એ ટેક.
અભિનંદન છઠ્ઠા નમુંજી, સાતમા શ્રી રતનેશ;
વર્તમાન ચોવીશીએજી, હવે જિન નામ ગણેશ. મન. ૨
શ્યામકોષ્ટ એકવીશમાજી, ઓગણીશમા મરૂદેવ;
શ્રી અતિપાર્શ્વ અઢારમાજી, સમરૂં ચિત્ત નિત મેવ. મન. ૩
ભાવિ ચોવીશી વંદીએજી, ચોથા શ્રી નંદીષેણ;
શ્રી વ્રતધર છઠ્ઠા નમુંજી, ટાલે કરમની રેણ. મન. ૪

શ્રી નિર્વાણિ તે સાતમાજી, તેહશુ સુજસ સનેહ,
જેણુ ચકોર ચિત્ત ચદશુજી, તેમ મોરા મન મેહ મન ૫

ઢાળ નવમી.

પૂરવ અરધે ઘાતકીજી, ઐરવતે જે અતીત,
ચોવીશી તેહમા કહુજી, કલ્યાણક સુપ્રતીત ૧
મહોદય સુદર જિનવર નામ, એ ટેક

ચોથા શ્રી સૌદર્યનેજી, વદુ વારોવાર,
છઠ્ઠા ત્રિવિક્રમ સમરીએજી, સાતમા નરસીંહ સાર મહોદય૰ ૨

વર્તમાન ચોવીશીયેજી, એકવીસમા ક્ષેમત,
સતોષિત ઓગણીસમાજી, અઢારમા કામનાથ સત મહોદય૰ ૩

ભાવિ ચોવીશી વદીએજી, ચોથા શ્રી મુનિ નાથ,
ચદ્રદાહ છઠ્ઠા નમુજી, ભવદવનીરદ પાથ મહોદય૰ ૪

દિલાદિત્ય જિન સાતમાજી, જન મન મોહન વેલ,
સુખ જશ લીલા પામીયેજી, જશ નામે રગરેલ મહોદય૰ ૫

ઢાળ દશમી.

પુખ્ખર અર્દ્ધે પૂરવ ઐરવતે, અતીત ચોવીશી મભારૂ,
શ્રી અષ્ટાહીક ચોથા વદી, ભવ વન ભ્રમણુ નિવારૂ રે ૧
ભવિકા, એહવા જિનવર ધ્યાવો, ગુણવતના ગુણુ ગાવો રે,
ભવિકા૰ એહવા૰ એ ટેક.

વણિક નામ છઠ્ઠા જિન નમીયો, શુદ્ધ ધર્મ વ્યવહારી,
ઉદયનાથ સાતમા સભારી, ત્રણુ ભુવન ઉપગારી રે ભવિકા એહવા ૨

વર્તમાન ચોવીશી વંદુ એકવીશમા તમો કંદ;
શાયકાક્ષ ઓગણીસમા સમરો જન મન નયનાનંદ રે.
ભવિકા૦ એહવા૦ ૩

શ્રી ક્ષેમંત અઢારમા વંદો ભાવિ ચોવીશી ભાવો;
શ્રી નિર્વાણી ચોથા જિનવર, હૃદયકમળમાં લાવો રે. ભવિકા.એહવા.૪

છઠ્ઠા રવિરાજ સાતમા, પ્રથમ નાથ પ્રણમીજે,
ચિદાનંદ સુજસ મહોદય, લીલા લચ્છિ લહીજે રે. ભવિકા૦ એહવા૦૫

---

### ઢાળ અગીયારમી,

પશ્ચિમ ઐરવતે ભલો, ધાતકી ખંડે અતીત કે;
ચોવીશી રે પુરૂરવા, ચોથા જિન સુપ્રતીત કે. ૧

જિનવર નામ સોહામણું, ઘડીએ ન મેલ્યું જાય કે,
રાતદિવસ મુજ સાંભરે, સંભારે સુખ થાય કે. જિન૦ ૨ એ ટેક.

શ્રી અવબોધ છઠ્ઠા નમું, સાતમા શ્રી વિક્રમેંદ્ર કે,
ચોવીશી વર્તમાનના, સંભારૂં જિનેંદ્ર કે. જિન૦ ૩

એકવીશમા શ્રી સ્વસાંતજી, ઓગણીશમા હરનામ કે;
શ્રી નંદીકેશ અઢારમા, હોજો તાસ પ્રણામ કે. જિન૦ ૪

ભાવિ ચોવીશી સંભારીયે, ચોથા શ્રી મહામૃગેંદ્ર કે;
છઠ્ઠા અશોચિત વંદીયે, સાતમા શ્રી ધર્મેંદ્ર કે. જિન૦ ૫

મન લાગ્યું જસ જેહશું, ન સરે તેહ વિણ તાસે કે;
તેમ મુજ મન જિન ગુણ થુણી, પામે સુજસ વિલાસ કે. જિ૦ ૬



## ઢાળ બારમી.

પુખ્ખર પશ્ચિમ ઐરવતે હવે, અતીત ચોવીશી વખાણુજી,
અશ્વવૃંદ ચોથા જિન નમીયે, છઠ્ઠા કુટિલક જાણુજી,
સાતમા શ્રી વર્દ્ધમાન જિનેશ્વર, ચોવીશી વર્તમાનજી,
એકવીશમા શ્રી નદીકિશ જિન, તે સમરૂ શુભ ધ્યાનેજી ૧

ઓગણીશમા શ્રી ધર્મચંદ્ર જિન, અઢારમા શ્રી વિવેકોજી,
હવે અનાગત ચોવીશીમા, સંભારૂ શુભ ટેકોજી,
શ્રી કળાપક ચોથા જિન છઠ્ઠા, શ્રી વિસોમ પ્રણમીજેજી,
સાતમા શ્રી આરણ્ય જિન ધ્યાતા, જન્મનો લાહો લીજેજી ૨

શ્રી વિજયપ્રભ સૂરીશ્વર ગજે, દિન દિન અધિક જગીશેજી,
ખભનયરમા રહીએ ચોમાસુ, સંવત સત્તર છત્રીશેજી,
દોઢસો કલ્યાણકનું ગુણણુ, તે મે પૂરણ કીધુ જી,
દુખ ચૂરણ દીવાળી દિવસે, મનવંછિત ફળ લીધુ જી ૩

શ્રી કલ્યાણ વિજય વર વાચક, વાદી મત્તગજ સિંહોજી,
તાસ શિષ્ય શ્રી લાભવિજય બુધ, પંડીત માહિ લિહોજી,
તાસ શિષ્ય શ્રી જિતવિજય બુધ, શ્રી નયવિજય સોભાગીજી,
વાચક જસવિજયે તસ શિષ્યે, થુણીયા જિન વડભાગીજી ૪

એ ગુણણુ જે કંઠ કરશે, તે શિવરમણી વરશેજી,
તરશે ભવ હરશે સવિ પાતક, નિજ આતમ ઉદ્ધરશેજી,
બાર ઢાલ જે નિત્યે સમરશે, ઉચિત કાજ આદરશેજી,
સુકૃત સંદોદય સુજસ મહોદય, લીલા તે આદરશેજી ૫

### કળશ.

એ બાર ઢાળ રસાળ બારહ, ભાવના તરૂ મંજરી,
વર બાર અંગ વિવેક પલ્લવ, બાર વ્રત શોભા કરી;
એમ બાર તપ વિધ સાડ સાધન, ધ્યાન જિન ગુણ અનુસરી;
શ્રી નયવિજય બુધ ચરણ સેવક, જસવિજય જયશ્રી વરી. ૧

---

## એકાદશીનું સ્તવન.

જગપતિ નાયક નેમિ જિણંદ, દ્વારિકા નગરી સમોસર્યા;
જગપતિ વંદવા કૃષ્ણ નરિંદ, જાદવ કોડ શું પરિવર્યા. ૧

જગપતિ ધીગુણ ફૂલ અમૂલ, ભક્તિગુણે માળા રચી;
જગપતિ પૂજી પૂછે કૃષ્ણ, ક્ષાયિક સમકિત શિવરૂચિ. ૨

જગપતિ ચારિત્ર ધર્મ અશક્ત, રક્ત આરંભ પરિગ્રહે;
જગપતિ મુજ આતમ ઉદ્ધાર, કારણ તુમ વિણ કોણ કહે. ૩

જગપતિ તુમ સરિખો મુજ નાથ, માથે ગાજે ગુણ નિલો;
જગપતિ કોઇ ઉપાય બતાવ, જિમ વરે શિવવધૂ કંતલો. ૪

નરપતિ ઉજ્જવલ માગશિર માસ, આરાધો એકાદશી;
નરપતિ એકસો ને પચાસ, કલ્યાણક તિથિ ઉલ્લસી. ૫

નરપતિ દશ ક્ષેત્રે ત્રણ કાળ, ચોવીશી ત્રીશે મળી;
નરપતિ નેવું જિનનાં કલ્યાણ, વિવરી કહું આગળ વળી. ૬

નરપતિ અરદીક્ષા નમી નાણ, મલ્લી જન્મ વ્રત કેવળી;
નરપતિ વર્ત્તમાન ચોવીશી માંહિ, કલ્યાણક કહ્યાં વળી. ૭

નરપતિ મૌનપણે ઉપવાસ, દોઢસો જપમાળા ગણી;
નરપતિ મન વચ કાય પવિત્ર, ચરિત્ર સુણો સુવ્રત તણો. ૮

નરપતિ દાહિણ ધાતકી ખંડ, પશ્ચિમ દિશિ ઇક્ષુકારથી,
નરપતિ વિજય પાટણ અભિધાન, સાચો નૃપ પ્રજાપાળથી ૯

નરપતિ નારી ચંદ્રાવતી તાસ, ચંદ્રમુખી ગજ ગામિની,
નરપતિ શ્રેષ્ટિ શૂર વિખ્યાત, શિયળ સલીલા ડામિની ૧૦

નરપતિ પુત્રાદિક પરિવાર, સાર ભૂષણ ચીવર ધરી,
નરપતિ જાયે નિત્ય જિન ગેહ, નમન સ્તવન પૂજા કરે ૧૧

નરપતિ પોષે પાત્ર સુપાત્ર, સામાયિક પોષધ વરે,
નરપતિ દેવવદન આવશ્યક, કાળ વેળાયે અનુસરે ૧૨

---

## શ્રી નેમનાથજી નવભવનું સ્તવન.

( વીરપ્રભુ આવ્યારે, વિમળાચલકે મેદાન એ દેશી )

નેમપ્રભુ આવ્યારે, સહેસા વનકે મેદાન, કરૂણા લાવ્યારે, જીન પદ નમકે નિદાન, કૃષ્ણજી વદન કરે કામ દેઈ વનપાળકને બહુદામ, સાથે મેના લઇ અભિરામ પ્રભુજી પેખીરે, પચાભિગમ પ્રકાર વદના કીધીરે, માને સફળ અવતાર દેશના દીધીરે, પ્રભુજીએ ભવિ ઉપગાર નેમ૦ ૧

કૃષ્ણજી પૂછે પ્રભુજીને એમ, રાજુલને તમ ઉપર પ્રેમ, અરિહા નેમજી બોલે એમ નવભવ કેરીરે, વાત સુણીને કાહાન, ધન્ય ધન મતિ અભિમાન સમકિત સારૂરે,પામ્યા મોક્ષ નિદાન નેમ૦ ૨

ધનદત્ત ભાઇ બીજો ધનદેવ, મર્મ્યંગ્ કરતા સજમ મેવ, સહુએ ઉપન્યા સોહન દેવ, સહુજણ પ્રીતેરે, સુખ ભોગવે સુરસાલ, યાત્રા કરતારે શાશ્વતા ચૈત્ય વિશાળ વિચારતા વદેરે, જીનવર પરમ દયાલ નેમ૦ ૩

વિદ્યાધર હવે ચિત્ર ગતિરાય, તેહની રાણી રત્નવતિ થાય, મન ગતિ ચપળગતિ દોય ભાઇ, ત્રીજા ભવમાંરે સુજસ કેવળની પાસ, સમક્તિ પામ્યારે, દિશા દમધર શકાસ, ચારિત્ર પાળીરે, ઉપન્યા મહેંદ્ર સુર વાસ. નેમ૦ ૪

( સમકિત ચોપડીમાં છે. )

હવે પંચમ ભવ ઉપન્યાતેહ, અપરાજિત કુમર ગુણગેહ, પ્રીતિ-મતિ તસ રાણી જેહ; તેણે ભવ કીધોરે, બહુ જનને ઉપગાર, પૃથ્વી ભમતાંરે, મળીઆ કેવલી અણગાર, મિત્રને સાથેરે પ્રણમ્યા ભક્તિ ઉદાર. નેમ૦ ૫

કેવળી કહે તું સમકિતવંત, ભરતમાં બાવીસમો અરિહંત, વિમલ બોધ ગણધર એતંત, સૂરસોમનામેરે ભાઇ તે પણ ગણધાર, સાંભળી પામ્યારે, મનમાં હર્ષ અપાર અનુક્રમે બોધ્યારે, લીધો સંજમ ભાર. નેમ૦ ૬

સંજમ પાળી નિરત્તિચાર, આરણ દેવલોકમાં અવતાર, પાંચે જણ મેં પ્રીતિ અપાર, લીધો ત્યાંથીરે શ્રીમતિ કુખે અવતાર, હથ્થિણા ઊરેરે નામે શંખકુમાર, તેજબળરૂપેરે શશીસુરજ અનુકાર. નેમ૦ ૭

સુરનર નારી જશ ગુણ થાય, જશ કીર્તિ કાંઇ કહી નવ જાય. ધન્યમતિ જીવ જશોમતિ થાય, મતિપ્રભ મંત્રીરે, જીવ વિમળ બોધ રાય તેણે ભવ વાંદ્યારે, શાશ્વતા ચૈત્ય ઉદામ, બહુવળી પરણ્યારે, વિદ્યાધરી રૂપ નિધાન નેમ૦ ૮

જશધર ગણધર નામે ભાઇ, ઉપજ્યા હવે શ્રીખેણ જેતાય, દિક્ષા લઇને કેવળી થાય, તાતની પાસેરે થયા પાંચે મુની રાય, ચારિત્ર પાલેરે, આઠે પ્રવચન માય શંખમુની સીધેરે, વીસસ્થાનક સુખદાય. નેમ૦ ૯

કરે નિકાચિત જીનપદ નામ, અણસણ આદરે સહુ તિણે ઠામ, પાદપોપ નામે ગુણકામ, અપગજીતેરે, આયુસાગર બત્રીશ અનુત્તરે હુઆરે, દેવ સદા સુજગીશ, ત્યાથી આવ્યારે, સુણ યાદવના અધિશ નેમ૦ ૧૦

ઈણેભવ અભિધા નેમકુમાર, રાજેમતિ નામે એ નાર, ક્ષિણ ભોગ હુઆઈણ મસાર તેણે નવ પરણ્યારે, વલીયા તોરણથી એમ રાજુલ વીનવેરે નવ ભવનો ધરી પ્રેમ સહુ પડી બોહ્યારે ગણધરપદ લહ્યા ક્ષેમ નેમ૦ ૧૧

પ્રેમે દુખીઆ હોવે સસાર, પ્રેમે ઘેલા હોવે નરનાર, પ્રેમ વિહુધ્યારે, માનવી કરે ઝપાપાત, અગ્નિમા પેસેરે, મોર સાપ ને જળઘાત ગળેદીએ ફાસોરે, તેમની કહી કરૂ વાત૦ નેમ૦ ૧૨

સાભળી બુઝયા કેઇ નરનાર, રાજુલા લીધા મહાવ્રત ચાર, પામી કેવળજ્ઞાન ઉદાર પ્રભુજી પેહેલારે પોતી મોક્ષ મઝાર, પ્રભુ વિચરતારે અનુક્રમે આવ્યા ગિરનાર, મુનીવર વૃદેરે પરવર્યા જગતઆધાર નેમ૦ ૧૩

પાચમે છત્રીસ મુની પરિવાર, રૂધીયોગ અનેક પ્રકાર, સમય એક ઉર્ધગતિ માર, સિદ્ધિવર્યારે છોડી મડળ જજાળ, મોહેજનદીરે, સાદી અનત વીહામાર નિજ ગુણ ભોગીરે આત્મશક્તિ અજુઆલ નેમ૦ ૧૪

જહા નિજ એક અવગાહણ હોય, તિહા રહે સિદ્ધઅનત જોય, કોઇને બાધક ન કરે કોય, નિજ નિજ સત્તારે, નિજપામે હવત કોઈની સત્તારે, કોઈમા ન ભળે એતત, નિશ્ચય નયથીરે, આતમ ક્ષેમ રહુ નેમ૦ ૧૫

વ્યવહારે રહીયા લોપંત, દંપતિ એમ થયા સુખવંત, પ્રેમે પ્રણમું ભવિભગવંત પ્રભુજી ગાયારે, સાગર અગનિ ગજચંદ, સંવત જાણોરે કાર્તિક વદી સુખકંદ, પોશાલપોઢરે પાટણ રહી શીવાનંદ નેમ૦ ૧૬

સાતમ દિન સુરજ સુતપાર, જીનજી ઉત્તમ ગુણ ગણધાર, બ્રહ્મચારી માંહે સિરદાર, તેહના વંદુરે, લળી લળી હું પાય, શિવપદ માગુંરે, ફરી ફરી નિગોદ ખિછાય, પ્રેમે ગાયારે, પદ્મવિજય જીનરાય, નેમપ્રભુ આવ્યારે, સેહેસાવ૦ કે મેદાન. નેમ૦ ૧૭

ઈતી શ્રી નેમનાથજી નવભવનું સ્તવન.

---

## શ્રી નેમિનાથ સ્તવન.

( અજિત જીણંદ શું પ્રીતડી. એ દેશી. )

પરમાતમ પૂરણ કલા, પૂરણ ગુણ હો પૂરણ જન આશ;
પૂરણ દૃષ્ટિ નિહાળીયે, ચિત્ત ધરિયે હો અમચી અરદાસ. પ૦ ૧

સર્વ દેશ ઘાતી સહુ, અઘાતી હો કરી ઘાત દયાળ;
વાસ કીયો શિવમંદિરે, મોહે વીસરી હો ભમતો જગજાળ. પ૦ ૨

જગતારક પદવી લહી, તાર્યા સહી હો અપરાધી અપાર;
તાત કહો મોહે તારતાં, કિમ કીની હો ઇણ અવસર વાર. પ૦ ૩

મોહ મહા મદ છાકથી હું છકીયો હો નહિં શુદ્ધ લગાર;
ઉચિત સહી ઇણે અવસરે, સેવકની હો કરવી સંભાળ. પ૦ ૪

મોહ ગયા જો તારશો, તિણ વેળા હો કહા તુમ ઉપગાર;
સુખ વેળા સજ્જન ઘણાં, દુઃખ વેળા હો વિરલા સંસાર. પ૦ ૫

પણ તુમ દરિસન જોગથી, થયો હૃદયે હો અનુભવ પરકાશ;
અનુભવ અભ્યાસી કરે, દુઃખદાયી હો સહુ કર્મ વિનાશ. પ૦ ૬

કર્મકલંક નિવારીને, નિજ રૂપે હો રમતા રામ,
લહત અપૂરવ ભાવથી, ઇણ રીતે હો તુમ પદ વિશ્રામ ૫૦ ૭
ત્રિકરણ જોગે વિનવું, સુખદાયી હો શિવાદેવીના નંદ,
ચિદાનંદ મનમેં સદા, તુમે આવો હો પ્રભુ નાણનિણંદ ૫૦ ૮

---

## રાજૂલનો વિંજણો.

આવા ઉનાળાના દહાડા કે,
ગજૂલ વિંજણીયો શું ન લાવી,
મ્હારા નેમને ઢોળે વા વાય,
પ્રભુજીના ચરણે શીશ નમાવી કે   રાજૂલ૦ ૧

રાજૂલ કહે સૂણો સૈયર મોરી,
વીજણીયો શા કારણ હું લાવું,
સ્વામી મૂકી ગયા ગિરનાર કે,
મસાર છોડી મુનિવર થાવું કે   ગજૂલ૦ ૨

ચન્દ્ર કહે સુણો ગજૂલબાળા,
મરળ મોભાગી ન રહો,
એકલા તે કારણ સ્વામી તજી,
એકે બીજો વર તુમે મનમાં ભજીએ ગજૂલ૦ ૩

રાજૂલ કહે ન બોલમ ખોટા,
શ્યામ વસ્તુમાં ગુણ છે મોટા,
એ તો ત્રણ ભૂવનનો સ્વામિ,
હું તો પૂરવ પૂન્યે પામી   રાજૂલ૦ ૪

જીનજી જીવ દયા મન આણી,
રથડો ફેરી ચાલ્યા,

પાપ જાણી પશુડાં ઉગારી દાન તે દીધાં,
  કુંવરે મનવંછિત ફળ લીધાં. રાજૂલ૦ ૫

માત કહે સુણો પુત્ર સુજાણ,
  તમે તો અનંતગુણી ભગવાન;
અમારી આશા પુરો એક વાર,
  કન્યા પરણી વાન વધારો. રાજૂલ૦ ૬

પુત્ર કહે સુણો માતા હમારી,
  પરણું નહી હું મનુષ્યની નારી;
સંયમ નારી મનમાં ધારી,
  કે મુજને લાગે અતિ પ્યારી. રાજૂલ૦ ૭

રાજુલ કહે સૂણો સૈયર મોરી,
  હું તો નવ ભવ કેરી નારી;
બીજો કંઇ મનમાં ધારી,
  જાણે શિવવધૂ તારી. રાજૂલ૦ ૮

જીનજી દાન સંવત્સચ્છરી દીધું,
  ભવિ પ્રાણીનું કારજ સીધ્યું;
સંયમ યાદવ જાન લઈ વરીયા,
  દુરતિ ધર્મધ્યાનમાં ભળીયાં. રાજૂલ૦ ૯

આવી નવ લોકાંતીક મળીયા,
  દેવતા અવસરે અટકીયા;
લઈ ભવજળની નીધિ તરીયા,
  કેવળ પામી શિવસુખ વરીય. રાજૂલ૦ ૧૦

રાજૂલ દાન પૂનનીત કરતી,
  તેમનું ધ્યાન હૃદયમાં ધરતી;

સયમ લઈ ગીરનારે ચડતી,
અષ્ટકર્મના દળીયા તોડી રાજૂલ૦ ૧૧

જગમા ધન ધન એહ નરનારી,
હુવા બાળથી બ્રહ્મચારી,
થયા દંપતિ એ વ્રત ધારી,
પામ્યા શિવપદવી સુખકારી રાજૂલ૦ ૧૨

એવો વિઝણીયો જે કોઈ ગાશે,
તસ ઘર મન વછિત સુખ થાશે,
અમરવિજય એણીપરે બોલે,
નહી મારા નેમરાજૂલની તોલે રાજૂલ૦ ૧૩

---

## શ્રી સિદ્ધાચળજીનાં સ્તવનો.

### ( ૧ )

સુણ સુણ શત્રુજય ગિરિ સ્વામી,
હુ તો અરજ કરૂ શીરનામી. કૃપાનિધિ૦ ટેક
વિનતિ અવધારે ભવમાયર પાર ઉતારે કૃપાનિધિ૦ ૧

પ્રભુ સુરતી મોહનગારી, નીરખ્યા હરખે નરનારી,
જાઉં વાર વાર હજારી કૃપાનિધિ૦ ૨

હવે કીસીય વિમાસન કીજે, મુજ ઉપર મ્હેર ધરીજે,
દીલરજન દરિસન દીજે કૃપાનિધિ૦ ૩

આજ મયળ મનોરથ ફલીયા, ભવભવના પાતિક ગળીયા,
પ્રભુજી મુજને સુખ મળીયા કૃપાનિધિ૦ ૪

સમર્યાં સંકટ ટળી જાય, નિત નવ નવ મંગળ થાય;
મુજ આતમ પુન્ય ભરાય. કૃપાનિધિ૦ ૫

કર જોડી વિનતિ કીજે, કેસર ચંદન ચરચીજે,
દીન ધન્ય ધન તેહ ગણીજે. કૃપાનિધિ૦ ૬

સેવો સ્વામી સદા સુખદાઇ, કમના રહે ન ઘર કાંઇ;
વાધે સંપત્તિ શોભ સવાઇ. કૃપાનિધિ૦ ૭

પ્રભુ દરસ લહ્યો સરસ તેરો, અતી હરખી હોવે ચીત મોરો;
જેમ દીઠો ચંદચકોરો. કૃપાનિધિ૦ ૮

નાભિરાયા કુમર કુળચંદા, ભવિજન મન નયન આનંદા;
ઓળંગે સુર અસુર દિણંદા. કૃપાનિધિ૦ ૯

જયકારી રીષભ જીણંદા, પ્રહસમ ધરે પરમ આનંદા;
વંદે શ્રી જીનભક્તિ મુનિંદા. કૃપાનિધિ૦ ૧૦

---

( ૨ )

ઉમૈયા મુજને ઘણી, જીહો ભેટું વિમળગિરીરાય;
દોઇતરા મુજ પાંખડી;
જીહો લળી લળી લાગું પાય કે, મોહનગારા હો રાજ રૂડા;
મારા સાંભળ સુગુણા સુડા. ૧

શેત્રુંજે શિખર સોહામણો, જીહો ધન્ય ધન્ય રાયણ રૂખ;
ધન્ય પગલાં પ્રભુજી તણાં, જીહો દીઠડે ભાંખે ભુખ કે;
મોહનગારા હો રાજ રૂડા. ૨

ઇણ ગિરિ આવી સમોસર્યા, જીહો નાભિનરિંદ મલ્હાર;
પાવન કીધી વસુંધરા, જીહો પૂર્વ નવાણું વાર કે. મોહનગારા૦ ૩

કોડી ગણેરૂં ફળ, શ્રી સિદ્ધાચળ ભેટે,
જેમ રે અનાદિનાં દુરિત ઉમેટે. ભવિકા૦
ભાવ અનંતે અનંત ફળ પાવે,
જ્ઞાનવિમળ સૂરિ એમ ગુણ ગાવે. ભવિકા૦ ૪

---

( ૪ )

વીરજી આવ્યા રે વિમળાચળકે મેદાન, સુરપતિ પાયા રે સમવસરણકે મંડાણ; દેશના દેવે વીરજી સ્વામ, શેત્રુંજા મહિમા વરણવે તામ, ભાખ્યું આઠ ઉપર સો નામ, તેહમાં ભાખ્યું રે પુંડરિકગિરિ અવિધામ, સોહમ ઇંદો રે, તવ પૂછે બહુ માન કિમ થયું સ્વામી રે, ભાખો તાસ નિદાન. વીરજી આવ્યા રે. ૧

પ્રભુજી ભાખે સાંભળ ઇંદ, પ્રથમ જે હુવા રીષભ જીણંદ; તેહના પુત્ર તે ભરત નરિંદ, ભરતના હુઆ રે, રિષભદેવ પુંડરિક, રિષભજી પાસે રે, દેશના સુણી તહકીત, દીક્ષા લીધી રે, ત્રીપદી જ્ઞાન અધિક. વીરજી આવ્યા રે. ૨

ગણધર પદવી પામ્યા તામ, દ્વાદશાંગી ગુંથી અભિરામ, વિચરે મહિયલમાં ગુણધામ, અનુક્રમે આવ્યા રે શ્રી સીદ્ધાચળ ઠામ, મુનિવર ક્રોડી રે, પંચતણે પરિણામ અણસણ કીધા રે, નીજ આતમને ઉદાન. વીરજી આવ્યા રે. ૩

ચૈત્રી પુનમ દિવસે એહ, પામ્યા કેવળ જ્ઞાન અછેહ, શીવસુખ વરિઆ અમર આ દેહ, પુરણાનંદી રે અગુરૂ લઘુ અવગાહ, અજ અવિનાશી રે, નિજ પદ ભોગી અબાહ, નિજ ગુણ ધરતા રે, પર પુદ્દગળે નહીં ચાહ. વીરજી આવ્યા રે. ૪

તેણે પ્રગટ્યુ પુડરિકગિરિ નામ, સાભળ મોહમ દેવલોક સ્વામ;
એહનો મહિમા અધિક ઉદ્દામ, તેણે દીન કીજે રે, તપ જપ
પૂજા ને દાન, વૃત વળી પોસહ રે, જે કરે અની દાન, ફળ
તમ પામે રે, પચ ક્રોડ ગુણુ માન વીરજી આવ્યા રે ૫

ભગતે ભવ્ય જીવ જે હોય, ભવ પચમે મુક્તિ લહે મોય,
એહમા બાધક છે નહીં કોય વ્યવહાર કેરી રે, મધ્યમ ફળની
એ વાત ઉત્કૃષ્ટ ચોગે રે, અતર મુહુર્ત વિખ્યાત, શિવસુખ
સાધે રે નિજ આતમ ને અવદાત વીરજી આવ્યા રે ૬

ચૈત્રી પુનમ દીવસે એહ, પૂજા પચ પ્રકારી વિશેષ, કીજે નહીં
ઉણુમા કાંઈ રેહ, એણી પેરે ભાખી રે, જિનવર ઉત્તમ વાણુ,
સાભળી બુઝયા રે, કેઇક ભવિક સુજાણરે, એણી પેરે ગાયો રે,
પદ્મવિજય સુપરીણામ વીરજી આવ્યા રે, ૭

---

( ૫ )

આખડીએ રે મે આજ શત્રુજય દીઠોરે, સવા લાખ ટકાનો
દહાડો રે, લાગે મુને મીઠો રે સફળ થયો માર મનનો ઉમાયો,
વાલા મારા ભવનો સશય ભાગ્યોરે, નરક તીર્થંચ ગતિ દુર નિવારી
ચરણે પ્રભુજીને લાગ્યો રે શેત્રુજે ( ૧ )

માનવ ભવનો લાહો લીજે વાલા૦ દેહડી પાવન કીજેરે, સોના
રૂપાને ફુલડે વધાવી પ્રેમે પ્રદક્ષિણા દીજેરે શેત્રુજે ( ૨ )

દુધડે પખાળીને કેસર ઘોળી વાલા૦ શ્રી આદીશ્વર પુજ્યારે શ્રી
સિદ્ધાચળ નયણે જોતા પાપ ભવારી ધ્રુજ્યારે શેત્રુજે ( ૩ )

શ્રી મુખ સૌધર્મા સુરપતિ આગે વાલા૦ વીરજીણદ એમ બોલેરે
ત્રણ ભુવનમા તિરથ મોટું નહિ કોઇ શેત્રુજય તોલેરે શેત્રુજે (૪)

મણિ માણેક મુકતા ફળેએ, રજત કનકનાં ફુલ પુજો૦
કેસર ચંદન ઘસી ઘણાએ, બીજી વસ્તુ અમુલ. પુજો૦ ૨

છઠે અંગે દાખીઓએ, આઠમે અંગે ભાખ; પુજો૦
સ્થિરાવળી પયન્ને વરણવ્યોએ, એ આગમની સાખ. પુજો૦ ૩

વિમળ કરે ભવિ લોકનેએ, તેણે વિમળાચળ જાણ; પુજો૦
શુક રાજાથી વિસ્તર્યાએ, શત્રુંજય ગુણખાણ. પુજો૦ ૪

પુંડરીક ગણધરથી થયોએ, પુંડરીકગિરિ ગુણ ધામ; પુજો૦
સુરનરકૃત એમ જાણીએ, ઉત્તમ એકવીશ નામ. પુજો૦ ૫

એ ગિરિવરના ગુણ ઘણાએ, નાણીએ નવી કહેવાય; પુજો૦
જાણે પણ કહીનવી શકેએ, મુગદ ગુવડને ન્યાય. પુજો૦ ૬

ગિરિવર ફરશન નવિ કર્યાએ, તે રહ્યો ગરભાવાસ; પુજો૦
નમન દરશન ફરશન કર્યાએ, પુરે મનની આશ. પુજો૦ ૭

આજ મહોદય મે લહ્યોએ, પામ્યો પ્રમોદ રસાળ; પુજો૦
મણિ ઉદ્યોત ગિરિ સેવતાંએ, ઘેર ઘેર મંગળ માળ. પુજો૦ ૮

---

( ૮ )

( મારા પાસજીરે લોલ—એ રાગ. )

પ્રભુજી જાવુ પાલીતાણા સહેરકે, મન હરખે ઘણુંરે લોલ;
પ્રભુજી સંઘ ઘણેરા આવે કે, એ ગિરિ ભેટવારે લોલ.

પ્રભુજી આવું પાલીતાણા સહેરકે, તલાટી શોભતિરે લોલ;
પ્રભુજી ડુંગરીએ ચંઢતા કે, મન હરખે ઘણુંરે લોલ.

પ્રભુજી આવ્યો હીંગલાજનો હડો કે, કેડે હાથ દઈ ચડોરે લોલ;
પ્રભુજી આવી રામજ પોલકે, સામી મોતી વસીરે લોલ.

મોતી વસી દીઠે ઝાક ઝમાલકે, જોયાની જુગતિ ભલીરે લોલ,
પ્રભુજી આવી વાઘણ પોળકે, ડાભા ચક્રેશ્વરીરે લોલ

ચક્રેશ્વરી જીનશાસન રખવાળકે, સંઘની સહાય કરેરે લોલ,
પ્રભુજી આવી હાથણ પોલકે, સામા જગધણીરે લોલ

પ્રભુજી આવ્યા મુલગભારેકે, આદેશ્વર ભેટીયારે લોલ,
આદેશ્વર ભેટે ભવ દુખ જાયકે, શીવસુખ પામીયેરે લોલ

પ્રભુજીનુ મુખડુ પુનમ કેરો ચંદકે, મોહ્યો સુરપતિરે લોલ,
પ્રભુજી તુમ થકી નહી રહું દુરકે, ગિરિ પંથે વસ્યારે લોલ
એવી વીરવિજયની વાણકે શીવ સુખ આપજો લોલ,

---

( ૯ )

સિદ્ધાચળ ગિરિ ભેટ્યારે ધન ભાગ્ય હમાગ,
એ ગિગ્વિરનો મહિમા મોટો કહેતા ન આવે પાર,
ગયણ રૂપભ સમોસર્યા સ્વામિ, પૂર્વ નવાણું વારાઁ ધન૦ ૧

મુળનાયક શ્રી આદિ જીનેશ્વર, ચૌમુખ પ્રતિમા ચાર,
અષ્ટ દ્રવ્ય શુ પુજો ભાવે, સમક્તિ મુળ આધારારે ધન૦ ૨

ભાવ ભક્તિશુ પ્રભુ ગુણ ગાવે, અપના જન્મ સુધારા,
યાત્રા કરી ભવિજન શુભ ભાવે, નર્ક તિર્યંચ ગતિ વારારે ધન૦ ૩

દૂર દેશાતરથી હુ આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા,
પતિત ઉદ્ધારણ બિરૂદ તુમારો, એ તિર્થ જગસારારે ધન૦ ૪

સંવત અઢારમે ત્યાસી માસ અષાડા, વદ આઠમ ભોમવાર,
પ્રભુકે ચરણ પ્રતાપે સંઘમા, ખીમા રતન પ્રભુ પ્યારારે ધન૦ ૫

---

( ૧૦ )

વિમળાચળ વિમળા પ્રાણી, શિતળ તરૂ છાયા ઠરાણી;
રસવેધક કંચન ખાણી, કહે ઈંદ્ર સુણો ઈંદ્રાણી;
સ્નેહી સંત એ ગિરિ સેવો.
હાંરે ચૌદ ક્ષેત્રમાં તીરથ નહી એવો. સ્નેહી.૦ ૧

ખટરી પાળી ઉલ્લસિએ, છઠ્ઠ અઠ્ઠમ કાયા કસીએ;
મોહ મલ્લની સામા ધસીયે, વિમળાચળ વેગે વસીએ. સ્નેહી૦ ૨

અન્ય સ્થાનક કર્મ જે કરીએ, તે હિમગિરિ હેઠા હરીએ;
પાછલ પ્રદક્ષિણા ફરીએ, ભવજલધી હેલા તરીએ. સ્નેહી૦ ૩

શિવમંદિર ચડવા કાજે; સોપાનની પંક્તિ વિરાજે;
ચઢતાં સમકિતી છાજે, દુર ભવ્ય અભવ્ય તે લાજે. સ્નેહી૦ ૪

પાંડવ પમુહા કેઈ સંતા, આદીશ્વર ધ્યાન ધરંતા;
પરમાતમ ભાવ ભજંતા, સિદ્ધાચળ સિદ્ધ અનંતા. સ્નેહી૦ ૫

ષટમાસી ધ્યાન ધરાવે, શુક રાજાનું રાજ્યને પાવે;
બહિરંતર શત્રુ હરાવે, શત્રુંજય નામ ધરાવે. સ્નેહી૦ ૬

પ્રાણીધાને ભજો ગિરિ જાચો, તીર્થંકર નામ નિકાચો;
મોહરાયને લાગે તમાચો, શુભ વીર વિમળગિરિ સાચો. સ્નેહી૦ ૭

---

## શયણનું સ્તવન.

નિલુડી રાયણ તરૂતળે, સુણ સુંદરી૦ પીલુડા પ્રભુના પાયરે; ॥ ગુણ મંજરી૦ ઉજ્વળ ધ્યાને ધ્યાઇએ. સુણ૦ એહીજ મુક્તિ ઉપાયરે ગુણ૦ ૧ શીતળ છાયાએ બેસીએ; સુણ૦ રાતડો કરી મન રંગરે, ગુણ૦ પુજીએ સોવન ફુલડે સુણ૦ જેમ હોય

પાવન અગરે, ગુણુ૦ ૨ ખીર ઝરે જેહ ઉપરે સુણુ૦ નેહ ધરીને એ હરે, ગુણુ૦ ત્રીજે ભવે તે શીવ લહે સુણુ૦ થાયે નિરમળ દેહરે, ગુણુ૦ ૩ પ્રીત ધરી પ્રદક્ષિણા સુણુ૦ દીસે એહને જે સારરે, ગુણુ૦ અભગ પ્રીતિ હોય તેહને સુણુ૦ ભવભવ તુમ આધારરે ગુણુ૦ ૪ કુસુમ ફળ પત્ર મજરે, સુણુ૦ શાખા થડને મુલરે, ગુણુ૦ દેવતણા વાસાય છે સુણુ૦ તિરથને અનુકુળરે, ગુણુ૦ ૫ જ્ઞાન વિમલ ગુણ ભાખીયો સુણુ૦ શેત્રુંજા માહાત્મ્ય માહરે ગુણુ૦ ઇતિ.

---

## શ્રી પુંડરીક સ્વામીનુ સ્તવન.

એક દિન પુડરીક ગણધરૂરે લાલ, પૂછે શ્રી આદિ જીણદ સુખકારીરે,
કહીએ તે ભવજલ ઉતરીરે લાલ, પામીશ પરમાનદ ભવવારીરે
એક દિન૦ ૧

કહે જીન ઇણ ગિરિ પામશો રે લાલ, જ્ઞાન અને નિર્વાણ જયકારીરે,
તિરથ મહિમા વાધશેરે લાલ, અધિક અધિક મડાણ નિર્ધારીરે.
એક દિન ૨

એમ નિસુણી તિહા આવીયારેલાલ, ઘાતિકર્મ કર્યા દુર તમ વારીરે,
પચ કોડી મુનિ પરિવર્યારે લાલ, હુયા સિદ્ધ હજુરભવ વારીરે.
એક દિન૦ ૩

ચૈત્રી પુનમ દિન કીજીએરે લાલ, પૂજા વિવિધ પ્રકાર દીલ ધારીરે;
ફલ પ્રદક્ષિણા કાઉસગ્ગારે લાલ, લોગસ્સ થુઈ નમુક્કાર નરનારીરે.
એક દિન૦ ॥ ૪ ॥

દશ વીસ ત્રીશ ચાલીશ ભલારે લાલ, પચાસ પુષ્પની માલ અતિ સારીરે
નરભવ લાહો લીજીયેરે લાલ, જિમ હોય જ્ઞાન વિશાલ મનોહારીરે.
એકદિન ૫

# આદિજીન વિનંતિ.

( લાવણી )

સુણ જીનવર શેત્રુંજા ધણીજી, દાસ તણી અરદાસ;
તુજ આગળ બાળક પરેજી, હું તો કરૂં વેષાસરે.
જીનજી મુજ પાપીને તું તાર;
તું તો કરૂણા રસ ભર્યોજી, તું સહુનો હિતકારરે. જીનજી૦ ૧

હું અવગુણનો ઓરડોજી, ગુણતો નહીં લવલેશ;
પરગુણ પેખી નવી શકુંજી, કેમ સંસાર તરેશરે. જીનજી૦ ૨

જીવ તણા વધ મેં કર્યાજી, બોલ્યા મૃષાવાદ;
કપટ કરી પરધન હર્યાંજી, સેવ્યા વિષય સંવાદરે. જીનજી૦ ૩

હું લંપટ હું લાલચીજી, કર્મ કીધાં કેઇ કોડ;
ત્રણ ભુવનમાં કો નહીંજી, જે આવે મુજ જોડરે. જીનજી૦ ૪

છિદ્ર પરાયાં અહનિશેજી, જોતા રહું જગનાથ;
કુગતિ તણી કરણી કરીજી, જોડ્યો તેહશું સાથરે. જીનજી૦ ૫

કુમતી કુટીલ કદાગૃહીજી, વાંકી ગતિ મતિ મુજ;
વાંકી કરણી માહરીજી, શી સંભળાવું તુજરે. જીનજી૦ ૬

પુન્ય વિના મુજ પ્રાણીઓજી, જાણે મેલું આથ;
ઉંચા તરૂવર મોરીયાજી, ત્યાંહી પસારે હાથરે. જીનજી૦ ૭

વીણ ખાધાં વીણ ભોગવ્યાંજી, ફોગટ કર્મ બંધાય;
આર્તધ્યાન મીટે નહીંજી, કીજે કવણ ઉપાયરે. જીનજી૦ ૮

કાજળથી પણ શામળાજી, મારા મન પરીણામ;
સોણામાંહી તાહરૂંજી, સંભારૂં નહીં નામરે. જીનજી૦ ૯

મુગ્ધ લોક ઠગવા ભણીજી, કરૂ અનેક પ્રપંચ,
કુડ કપટ બહુ કેળવીજી, પાપ તણો કરૂ મંચરે જિનજી૦ ૧૦

મન ચંચળ ન રહે કીમેજી, રાચે રમણીરે રૂપ,
કામ વિટંબણા શી કહુજી, પડીશ હું દુર્ગતિ કૂપરે જિનજી૦ ૧૧

કિસ્યા કહું ગુણ માહરાજી, કિસ્યા કહું અપવાદ,
જેમ જેમ સંભારૂં હૈયેજી, તેમ તેમ વાધે વિખવાદરે જિનજી૦ ૧૨

ગિરૂઆ તે નવી લેખવેજી, નિગુણ સેવકની વાત,
નીચ તણે પણ મંદિરેજી, ચંદ્ર ન ટાળે જ્યોતરે જિનજી૦ ૧૩

નિગુણ તો પણ તાહરોજી, નામ ધરાવ્યું દાસ,
કૃપા કરી સંભાળજોજી, પુરજો મુજ મન આશરે જિનજી૦ ૧૪

પાપી જાણી મુજ ભણીજી, મત મુકશો વિસાર,
વિષ હળાહળ આદર્યોજી, ઇશ્વર ન તજે તાસરે જિનજી૦ ૧૫

ઉત્તમ ગુણકારી હુએજી, સ્વાર્થ વિના સુજણ,
કરસણ સિંચે સર ભરેજી, મેહ ન માગે દાણરે જિનજી૦ ૧૬

તું ઉપગારી ગુણ નીલોજી, તું સેવક પ્રતિપાળ,
તું સમરથ સુખ પુરવાજી, કર મારી સંભાળરે જિનજી૦ ૧૭

તુજને શું કહીએ ઘણુંજી, તું સૌ વાતેરે જાણ,
મુજને થાજો સાહિબાજી, ભવભવ તાહરી આણરે જિનજી૦ ૧૮

નાભિરાયા કુળ ચંદલોજી, મારૂદેવીનો નંદ,
કહે જિન હરખ નિવાજજ્યોજી, દેજો પરમાનંદરે જિનજી૦ ૧૯



# શ્રી રીખવ દેવજીનું સ્તવન.

સીધની શોભાહું શી કહું, ભરતજી કહે સુણોમાવડી પ્રગટ્યો નવનિધાનરે,
નીત નીત દેતાં ઓલંભા, હવે જુઓ પુત્રના માનરે;
ઋષભની શોભા હું શી કહું. ૧

અઢાર કોડાકોડી સાગરે, વસીયો નયર અનુપરે;
ચાર જોયણનું માન છે, ચાલો જોવાને ચુપરે. રીખભ૦ ૨

પહેલો રૂપાનો કોટ છે, કાંગરા કંચન સાજરે;
બીજો કનકનો કોટ છે, કાંગરા રત્ન સામજરે. રીખભ૦ ૩

તીજો રતનનો કોટ છે, કાંગરા મણીમય જાણુરે;
તેમાં મધ્ય સિંહાસણે, હુકમ કરે પ્રમાણુરે. રીખભ૦ ૪

પુરવ દીશાની સંખ્યા સુણો, પગથીયા વીશ હજારરે;
એણી પેરે ગણતાં ચારે દીશા, પગથીયાં એંસી હજારરે. રીખભ ૫

શીરપર ત્રણ છત્ર જલહળે, તેહથી ત્રીભોવન રાયરે;
ત્રણ ભુવનનોરે બાદશાહ, પગથીયાં એંસી હજારરે. રીખભ૦ ૬

વીશ બત્રીશ દશ સુરપતિ, વળી દોય ચંદ્રને સૂર્યરે;
દોય કરજોડી ઉભા ખડા, તુમ સુત ઋષભ હજુરરે. રીખભ૦ ૭

ચામર જોડી ચોવીસ છે, ભામંડળ જળકે તરે;
ગાજે ગગને દુંદુંભી, ફુલ પગર વર સંતરે. રીખભ૦ ૮

બાર ગુણો પ્રભુ દેહથી, અશોક વૃક્ષ શ્રીકારરે;
મેઘ સમાની દેશના; અમૃતવાણી જયકારરે. રીખભ૦ ૯

પ્રાતિહાર જ આઠમી, તુમ સુત દીપે દેદારરે;
ચાલો જોવાને માવડી, ગયવર અધે અસ્વારરે. રીખભ૦ ૧૦

દુરથીરે વાત્ત સાભળી, જોવા હરખ ન માય રે,
હરખના આસુથી ફાટીયા, પડલ તે દુર પલાયરે રીખભ૦ ૧૧

ગયવર ખધેથી દેખીયા, નીરૂપમ પુત્ર દેદારરે,
આદર દીધો નહીં માયને, માય મન ખેદ અપારરે રીખભ ૧૨

કેના છોકરાને માવડી, એતો છે વીતરાગરે,
એણી પેરે ભાવના ભાવતા, કેવલ પામ્યા માહાભાગ્યરે રીખભ૦ ૧૩

ગજવર ખધે જુગતે ગયા, અતગડ કેવળી એહરે,
વંદો પુત્રને માવડી, આણી અધીક સનેહરે રીખભ૦ ૧૪

રીખભની શોભાને વરણવી, સમકીત પુર મોજારરે,
સીધ ગેરી મહાતમ સાભળો, સઘને જયજય કારરે રીખભ૦ ૧૫

સવત અઢાર એસીયે, સાગસર માસ સોહાયરે,
દીપવિજય કવિરાયનો, મગળમાળ સોહાયરે રીખભ૦ ૧૬

---

## રૂષભદેવનું સ્તવન.

સમકીત દ્વાર ગભારે પેસતાજી, પાપ પડલ ગયા દુરરે,
મોહન મરૂદેવીનો લાડલોજી, દીઠો મીઠો આનદ પુરરે સમ૦ ૧

આયુવર્જિત સાતે કર્મનીજી, સાગર કોડાકોડી હીણરે,
સ્થિતી પ્રથમ કરણે કરીજી, વીર્ય અપુરવ મોઘર લીધરે સમ૦ ૨

ભુગળ ભાગી આઘ કષાયનીજી, મીથ્યાત્વ મોહની સાકળ સાથરે,
બાર ઉઘાડ્યા શમ સવેગનાજી, અનુભવ ભુવને બેઠા નાથરે સમ૦૩

તોરણ બાધ્યા જીવદયા તણાજી, સાથીયો પૂર્યો શ્રદ્ધા રૂપરે,
ધુપઘટી પ્રભુ ગુણ અનુમોદનાજી, ધીગુણ મગલ આઠ અનુપરે. સમ૦૪

સંવર પાણી અંગ પખાલણેજી, કેશર ચંદન ઉત્તમ ધ્યાનરે;
આતમ ગુણરૂચી મૃગમદ મહમહેજી, પંચાચાર કુસુમ પ્રધાનરે. સમ.૫

ભાવ પુજાએ પાવન આતમાજી, પુજો પરમેસર પુન્ય પવિત્રરે;
કારણ જોગે કારજ નીપજેજી, ખીમાવિજય જિન આગમ રીતરે.
સમકીત. ૬

---

## શ્રી આદિનાથ સ્તવન. પદ.

( રાગ ધનાશ્રી )

રૂષભદેવ હિતકારી, જગત ગુરૂ ઋષભદેવ હિતકારી;
પ્રથમ તીર્થંકર પ્રથમ નરેસર, પ્રથમ યતિ બ્રહ્મચારી. રૂ૦ ૧

વરસી દાન દેઇ તુમ જગમેં, ઇલતિ ઇતિ નિવારી;
તૈસી કાહી કરતુ નાહી કરૂના, સાહિબ બેર હમારી. રૂ૦ ૨

માંગત નાહિ હમ હાથી ઘોડે, ધન કન કંચન નારી;
દિયો મોહિ ચરન કમલકી સેવા, યાહિ લગત મોહે પ્યારી. રૂ૦ ૩

ભવ લીલા વાસિત સુર ડારે, તું પર સબહી ઉન્વારી;
મેં મેરો મન નિશ્ચલ કીનો, તુમ આણા શિર ધારી. રૂ૦ ૪

એસો સાહિબ નહિં કોઉ જગમેં, યાસું હોય દિલદારી;
દિલહી દલાલ પ્રેમકે બીચે, તિહાં હઠ ખેંચે ગમારી. રૂ૦ ૫

તુમહિ સાહિબ મેં હું બંદા, યા મત દેઓ વિસારી;
શ્રી નયવિજય વિબુધ સેવક કે, તુમહો પરમ ઉપકારી. રૂ૦ ૬



## શ્રી અષ્ટાપદ સ્તવન.

અષ્ટાપદ અરિહંતજી, મહારા વાલાજીરે, આદીશ્વર અવધાર, નમીયે નેહશુ મહા૦ દશ હજાર મુણિંદશુ મહા૦ વરિયા શિવ વધુસાર, નમીયે૦ ૧ ભરત ભૂપ ભાવે કર્યો મ૦ ચઉમુખ ચૈત્ય ઉદાર, ન૦ જિનવર ચોવીશે જિહા મ૦ થાપ્યા અતિ મનોહાર, ન૦ ૨ વરણ પ્રમાણે બિરાજતા, મ૦ લછનને અલકાર ન૦ શમતા સાથે શોભતા, મ૦ ચિહુ દિશે ચાર પ્રકાર ન૦ ૩ મદોદરી રાવણ તિહા મ૦ નાટક કરતા વિચાલ ન૦ ત્રુટિ તાત તવ રાવણે મ૦ નિજ કર વિણા તતકાલ ન૦ ૪ કરી બજાવી તિણે સમે, મ૦ પણ નવિ ત્રોડયુ તે તાન, ન૦ તીર્થંકર પદ બાધીયુ, મ૦ અદ્ભૂત ભાવશુ ગાન ન૦ ૫ નિજ લબ્ધે ગૌતમ ગુરૂ, મ૦ ફરવા આવ્યા તે જાત, ન૦ જગ ચિંતામણિ તિહા કર્યુ, મ૦ તાપસ બોધ વિખ્યાત ન૦ ૬ ગિરિમહિમા મોટકો, મ૦ તેણે ભવ પામે જે સિદ્ધ, ન૦ જે નિજ લબ્ધે જિન નમે, મ૦ પામે શાશ્વતઋદ્ધ ન૦ ૭ પદ્મવિજય કહે એહના, મ૦ કેતા કરૂરે વખાણ, ન૦ વીરે સ્વમુખે વરણવ્યો, મ૦ નમતા કોડી કલ્યાણ ન૦ ૮

---

## સમેત શિખર સ્તવન.

ફિંદી ફરી ઘરે આવીયો એ દેશી

સમેત શિખર જિન વદીએ, મોટુ તીરથ એહ રે,
પાર પમાડે ભવ તણો, તીરથ કહીએ તેહ રે સમેત૦ ૧

અજિતથી સુમતિ જિણંદ લગે, સહસ મુનિ પરિવાર રે,
પદ્મપ્રભ શિવ સુખ વર્યા, ત્રણસે અડ અણગાર રે સમેત૦ ૨

પાંચસે મુનિ પરિવારશું, શ્રી સુપાસ જિણંદ રે;
ચંદ્રપ્રભ શ્રેયાંસ લગે, સાથે સહસ મુણિંદ રે. સમેત૦ ૩

છ હજાર મુનિરાજ શું, વિમળ જિનેશ્વર સીધા રે;
સાત સહસ શું ચૌદમા, નિજ કારજ બર કીધા રે. સમેત૦ ૪

એકશો આઠ શું ધર્મ્મજી, નવસે શું શાંતિનાથ રે;
કુંથુ અર એક સહસ શું, સાચો શિવપુર સાથ રે. સમેત૦ ૫

મલ્લિનાથ શત પાંચશું, મુનિ નમિ એક હજાર રે;
તેત્રીસ મુનિ યુત પાસજી, વરિયા શિવસુખ સાર રે. સમેત૦ ૬

સત્તાવીશ સહસ ત્રણસે, ઉપરે ઓગણપચાસ રે;
જિન પરિકર બીજા કેઈ, પામ્યા શિવપુર વાસ રે. સમેત૦ ૭

એ વીશે જિન એણે ગિરે, સિદ્ધા અણસણ લેઈરે;
પદ્મવિજય કહે પ્રણમીયે, પાસ સામલશું ચેઇ રે. સમેત૦ ૮

---

## શ્રી તીર્થમાલા સ્તવન.

શત્રુંજે રૂષભ સમોસર્યા ભલા ગુણ ભર્યા રે, સિદ્ધા સાધુ અનંત; તીરથ તે નમું રે, તીન કલ્યાણક તિહાં થયાં, મુગતે ગયા રે; નેમીશ્વર ગિરનાર. તી૦ ૧ અષ્ટાપદ એક દેહરો ગિરિ સેહરો રે, ભરતે ભરાવ્યાં બિંબ; તી૦ આબુ ચઉમુખ અતિભલો, ત્રિભુવન તિલોરો; વિમલ વસે વસ્તુપાલ. તી૦ ૨ સમેત શીખર સોહામણો, રળીઆમણો રે; સિદ્ધા તીર્થંકર વીશ, તી૦ નયરી ચંપા નીરખીયેં, હૈયે હરખીયેં રે; સિદ્ધા શ્રી વાસૂપૂજ્ય. તી૦ ૩ પૂર્વ દિશેં પાવાપુરી, રૂદ્ધેં ભરી રે; મુક્તિ ગયા મહાવીર તી૦ જેસલમેર જુહારીએં, દુઃખ વારીયેં રે; અરિહંત બિંબ અનેક. તી૦ ૪ વિકાનેરજ વંદીએ, ચીર નંદીયે રે; અરિહંત દેહરાં

આઠ, તી૦ મેગીસરો સખેશ્વરો પચાસરો રે, ફ્લોદી થભણ પાસ તી૦ ૫ અતગ્કિ અજાવરો, અમીજગ્ગે રે, જીરાવલો જગનાથ, તી૦ ત્રૈલોકય દીપક દેહરો, જાત્રા કરો રે, ગણુક પુરે ગ્સિહેમ તી૦ ૬ શ્રી નાડુલાઈ જાદવો, ગોડી સ્તવો રે, શ્રી વગ્કાણો પાસ, તી૦ નદીશ્વગ્ના દેહરા, બાવન ભલા રે, રૂચક કુડલે ચાર ચાર તી૦ શાશ્વતી અશાશ્વતી, પ્રતિમા છતી રે, સ્વર્ગ મર્ત્ય પાતાલ તી૦ તીરથ યાત્રા ફ્લ તિહા, હોજો મુજ ઈહા રે, સમય સુદગ કહે એમ તી૦ ૮

---

## શ્રી સીમધર જિન સ્તવન.

( રામડાના રાગમા )

રૂપૈયો તે આલુ રોકડો, માગ વાલાજીરે, એ દેશી મનડુ તે મહારૂ મોકલે મહારા વાલાજીરે, શગીહર સાથે સદેશ જઈને કહેજો મહા૦ વાલાજી રે, એ આકણી, ભગ્તના ભક્તને તાગ્વા મહા૦ એકવાગ આવો આ દેશ જઈ ૧ પ્રભુજી વમો પુષ્કલાવતી, મહા૦ મહાવિદેહ ક્ષેત્ર મઝાર, જઈ૦ પુરીગજે પુડગીગિણી, મહા૦ જિહા પ્રભુનો અવતાર જઈ૦ ૨ શ્રી સીમધર સાહિબ, મહા૦ વિચગ્તા વીતગગ, જઈ૦ પડિબોહો બહુ પ્રાણીને, મહા૦ તેહનો પામે કોણ તાગ, જઈ૦ મન જાણે ઉડી મલુ, મહા૦ પણ પોતે નહિ પાખ, જઈ૦ ભગવત તુમ જોવા ભણી, મહા૦ અલજો ધરે છે બેહુ આખરે જઈ૦ ૪ દુર્ગમ મહોટા ડુગગ, મહા૦ નદી નાલાનો નહિ પાગ, જઈ૦ ઘાટીની આટી ઘણી, મહા૦ અટવી પવ અપાગ જઈ૦ ૫ કોડી મોર્નયે કાગીદ, મહા૦ કગ્નારો નહિ કોય, જઈ૦ કાગલીયો કેમ મોકલુ, મહા૦ હોમ તો નિત્ય નવલી હોય જઈ૦ ૬ લખું

જે જે લેખમાં, મહા૦ લાખ ગમે અભિલાષ; જઇ૦ તમે લેજામાં તે લહો, મહા૦ મુજ મન પૂરે છે સાખ. જઇ૦ ૭ લોકાલોક સ્વરૂપના, મહા૦ જગમાં તુમે છો જાણ; જઇ૦ જાણ આગે શું જણાવિયેં, મહા૦ આખર અમેં અજાણ. જઇ૦ ૮ વાચક ઉદયની વિનતી, મહા૦ સસીહર કહ્યા સંદેશ; જઇ૦ માની લેજો મહારી, મહા૦ વસ્તી દૂર વિદેશ. જઇ૦ ૯

---

સાહેબ બાહુ જીનેશ્વર વિનવું, વિનતડી અવધાર હો;
હો સાહેબ ભવભયથી હું ભમ્યો, હવે ભવપાર ઉતાર હો. સા૦ ૧

સાહેબ તુમ સરીખા મુજ શીર છતે, કર્મ કરે કીમ જોર હો;
સાહેબ ભુંજગ તણો ભય તિહાં નહી, જીહાં વન વિચરે મોર હો. સા૦ ૨

સાહેબ જીહાં રવિ તેજે જલહલે, તિહાં કિમ રહે અંધકાર હો;
સાહેબ કેશરી જીહાં ક્રીડા કરે, તિહાં નહીં ગજનો પ્રચાર હો. સા૦ ૩

સાહેબ તિમ જો તુમે મુજ મન રમો, તો નાસે દુરીત સંભાર હો;
સાહેબ વચ્છ વિજય સુસીમાપુરી, રાય સુગ્રીવ મલ્લાર હો. સા૦ ૪

સાહેબ હરણ લંછન એમ મેં સ્તવ્યો, મોહની રાણીના કંત હો;
સાહેબ વિજયાનંદન મુજ દીયો, જસ કહે સુખ અનંત હો. સા૦ ૫

---

## શ્રી સીમંધર જિન સ્તવન.

પુકખલવઇ વિજયે જયોરે, નયરી પુંડરીગિણી સાર;
શ્રી સીમંધર સાહિબારે, રાય શ્રેયાંસ કુમાર;
જિણંદરાય ધરજો ધર્મ સ્નેહ. ૧

મોટા નાના અંતરોરે, ગિરૂઆ નવિ દાખંત;
શશી દરિસણ સાયર વધેરે, કૈરવ વન વિકસંત. જિણંદ૦ ૨

ઠામ કુઠામ ન લેખવેરે, જગ વરસત જલધાર,
કર દોય કુસુમે વાસિયેરે, છાયા સવિ આધાર   જિણંદ૦ ૩

રાય ને રંક સરિખા ગણેરે, ઉદ્યોતે શશી સૂર,
ગંગાજળ તે બિહુ તણારે, તાપ કરે સવિ દૂર   જિણંદ૦ ૪

સરિખા સહુને તારવારે, તેમ તુમે છો મહારાજ,
મુજશું અંતર કિમ કરોરે, બ્રાહ્ય ગ્રહ્યાની લાજ   જિણંદ૦ ૫

મુહ દેખી ટીલું કરેરે, તે નહિ હોય પ્રમાણ,
મુજરો માને સવિ તણોરે, સાહેબ તેહ સુજાણ   જિણંદ૦ ૬

વૃષભ લછન માતા સત્યકીરે, નંદન રૂકમણિ કંત,
વાચક યશ એમ વિનવેરે ભયભંજન ભગવંત   જિણંદ૦ ૭

---

## શ્રી સીમંધર જિન સ્તવન.

ધન્ય ધન્ય ક્ષેત્ર મહાવિદેહજી, ધન્ય પુંડરિગિણી ગામ,
ધન્ય તિહાંના માનવીજી, નિત્ય ઉઠી કરે પ્રણામ
સીમંધર સ્વામી કહીયેરે, હું મહાવિદેહ આવીશ,
જયવંતા જિનવર કહીયેરે, હું તમને વાંદીશ   સી૦ ૧

ચાંદલીયા સંદેશડોજી, કહેજો સીમંધર સ્વામ,
ભરત ક્ષેત્રના માનવીજી, નિત્ય ઉઠી કરે પ્રણામ.   સી૦ ૨

સમવસરણ દેવે રચ્યું, તિહાં ચોસઠ ઇંદ્ર નરેશ,
સોના તણે સિંહાસન બેઠા, ચામર છત્ર ધરેશ   સી૦ ૩

ઇંદ્રાણી કાઢે ગહુંલીજી, મોતીના ચોક પુરેશ,
લળી લળી લીયે લુંછણાંજી, જિનવર દીયે ઉપદેશ.   સી૦ ૪

એહવે સમે મેં સાંભળ્યુંજી, હવે કરવા પચ્ચખાણ;
પોથી ઠવણી તિહાં કણેજી, અમૃત વાણી વખાણ. સી૦ ૫

રાયને વહાલાં ઘોડલાંજી, વેપારીને વહાલાં છે દામ;
અમને વહાલા સીમંધરસ્વામી, જેમ સીતાને શ્રીરામ. સી૦ ૬

નહીં માગું પ્રભુ રાજ્ય ઋદ્ધિજી, નહીં માગું ગરથ ભંડાર;
હું માગું પ્રભુ એટલુંજી, તુમ પાસે અવતાર. સી૦ ૭

દૈવે ન દીધી પાંખડીજી, કેમ કરી આવું હજુર;
મુજરો મારો માનજોજી, પ્રહ ઉગમતે સૂર. સી૦ ૮

સમયસુંદરની વિનતિજી, માનજો વારંવાર;
બે કર જોડી વિનવુંજી, વિનતડી અવધાર. સી૦ ૯

---

## શ્રી યુગમંધર જિન સ્તવન.

( મધુકરની દેશી. )

શ્રી યુગમંધરને કેજો, કે દધિસુત વિનતડી સુણજો રે,
શ્રી યુગ૦ એ આંકણી.

કાયા પામી અતિ કૂડી, પાંખ નહીં આવું ઉડી;
લબ્ધી નહીં કોઇ રૂડી રે. શ્રી યુગ૦ ૧

તુમ સેવામાંહિ સુર કોડી, ઇહાં આવે જો એક દોડી;
આશા ફળે પાતક મોડી રે. શ્રી યુગ૦ ૨

દુષમ સમયમાં ઇણે ભરતે, અતિશય વાણી નવિ વરતે;
કહીએ કહો કોણ સાંભળતે રે. શ્રી યુગ૦ ૩

શ્રવણાં સુખીયા તુમ નામે, નયણાં દરિસણ નવિ પામે;
એ તો ઝગડાને ઠામે રે. શ્રી યુગ૦ ૪

ચાર આગળ અંતર રહેવુ, શોકડલીની પેરે દુખ સહેવુ,
પ્રભુ વિના કોણુ આગળ કહેવુ રે શ્રી યુગ૦ ૫

મ્હોટા મેળ કરી આપે, એહુને તોલ કરી થાપે,
સજ્જન જસ જગમા વ્યાપે રે શ્રી યુગ૦ ૬

એહુનો એકમતો થાવે, કેવળ નાણુ જુગલ પાવે,
તો સવી વાત બની આવે રે શ્રી યુગ૦ ૭

ગજલછન ગજગતિ ગામી, વિચરે વપ્રવિજય સ્વામી,
નયરી વિજયા ગુણુધામી રે શ્રી યુગ૦ ૮

માતા સુતારાએ જાયો, સુદૃઢ નરપતિ કુળ આયો,
પંડિત જિનવિજયે ગાયો રે શ્રી યુગ૦ ૯

---

## શ્રી સીમંધર જિન સ્તવન.

સુણો ચંદાજી ! શ્રી સીમંધર પરમાતમ પાસે જાજો,
મુજ વિનતડી, પ્રેમ ધરીને એણી પેરે તુમે સંભળાવજો
જે ત્રણુ ભુવનના નાયક છે, જસ ચોસઠ ઈંદ્ર પાયક છે,
નાણુ દરિસણુ જેહને ક્ષાયક છે સુણો૦ ૧

જેની કંચનવરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે,
પુંડરીગિણી નયરીના રાયા છે સુણો૦ ૨

બાર પરષદા માંહી બિરાજે છે, જસ ચોત્રીસ અતિશય છાજે છે,
ગુણુ પાંત્રીશ વાણીએ ગાજે છે સુણો૦ ૩

ભવિજનને તે પડિબોહે છે, પણુ ભરતમા દૂરે વસીયો છુ,
રૂપ દેખી ભવીજન મોહે છે સુણો૦ ૪

તુમ સેવા કરવા રસીયો છું, પણ ભરતમાં દૂરે વસીયો છું,
મહા મોહરાય કર ફસીયો છું. સુણો૦ ૫

પણ સાહિબ ચિત્તમાં ધરીયો છે, તુમ આણ ખડ્ગ કર ગ્રહીયો છે;
પણ કાંઇક મુજથી ડરીયો છે. સુણો૦ ૬

જિન ઉત્તમ પૂંઠ હવે પૂરો, કહે પદ્મવિજય થાઉં શૂરો;
તો વાધે મુજ મન અતિ નૂરો. સુણો૦ ૭

---

## શ્રી અનંતવીર્ય જિન સ્તવન.

અનંતવીર જ અરિહંત ! સુણો મુજ વિનતિ,
અવસર પામી આજ હું આવ્યો દિલ છતી;
આતમસત્તા હારી સંસારે હું ભમ્યો,
મિથ્યા અવિરતિ રંગ કષાયે બહુ દમ્યો. ૧

ક્રોધ દાવાનળ દગ્ધ માન વિષધર ડસ્યો,
માયાજાલે બદ્ધ લોભ અજગર ગ્રસ્યો;
મન વચ કાયાના યોગ ચપળ થયા પરવશા,
પુદ્ગળ પરિચય પાપ તણી અહનિશ દશા. ૨

કામરાગે અણનાથ્યા સાંઢ પરે ધસ્યો,
સ્નેહરાગની રાચે ભવપિંજર વસ્યો;
દૃષ્ટિ રાગ રૂચિ કાચ પાસ સમકિત ગણું,
આગમ રીતિ નાથ ! ન નીરખું નિજપણું. ૩

ધર્મ દેખાડો માંડ ભાંડ પરે અતિ લહું,
'અચિરે અચિરે રામ' શૂક પરે કહું;
કપટ પટુ નટુવા પરે મુનિમુદ્રા ધરૂં;
પંચવિષય સુખપોષ સદોષ વૃત્તિ ભરૂં. ૪

એક દિનમા નવ વાર 'કારેમિ ભતે' કરૂ,
ત્રિવિધ ત્રિવિધ પચ્ચખાણ ક્ષણ એક નવિ ઠરૂ,
મા–સાહસ ખગરીતિ નીતિ ઘણી કહું,
ઉત્તમ કુલ વટવાટ એ પણ નિરવહુ ૫

દીનદયાળ કૃપાળ પ્રભુ મહારાજ ! છો,
જાણ આગળ શુ કહેવુ ! ગરીબ નીવાજ છો,
પૂરવ ધાતકી ખડ નલિની વિજયાવતી,
નયરી અયોધ્યા નાયક લાયક યતિપતિ ૬

મેઘ મહીપ મગલાવતી સુત વિજયાવતી,
આનદ ગજલછન જગજનતા રતિ,
ક્ષમાવિજય જિનરાજ ! અપાય નિવારજો,
વિહરમાન ભગવાન ! સુનજરે તારજો ૭

---

## સંવત્સરી દાનનું સ્તવન.

( આદર જીવ ક્ષમાગુણ એ દેશી )

શ્રી વરદાઈના ચરણ નમીને, વલી પ્રણમી ગુરૂપાયા રે,
સયલ તીર્થંકર દાનજ દેવે, તે કહુ હરખ સવાયા રે ૧

સુણજો દાન સવત્સરી મહિમા, જેહથી સમકિત લહીએ રે,
ત્રિજગને વશ કરવા એ દાન, મોટો મત્રાક્ષર કહીએ રે સુ૦ ૨

લોકાતિક દેવ તીર્થંકરને, કહે જબનિસીમે આવી રે,
તવ તીર્થંકર દાન સમર્પે, વરસી પડહો વજડાવે રે સુ૦ ૩

એક ક્રોડ આઠ લાખ સોવન મુદ્રા, નિત્ય પ્રિતે તે દેવે રે,
એક પહોર પછી દો પહોર સુધી ભવિજન આવે તે લેવે રે સુ૦ ૪

જે જિનતાત તેસી જિન સહિતા, નામની મુદ્રા કરાવે રે;
તે એક મુદ્રા એંશી રતીની, માનિપ કોશ ભરાવે રે. સુ૦ ૫

તે એક દિનના દીનારનું સોવન, નવ હજાર મણ થાય રે;
જે જિનવારાના શકટ વખાણું, તે સવા બસેં ભરાય રે. સુ૦ ૬

લાખ બત્રીશ મણ સહસ ચાલીશ મણ, હોવે કનકના એ તારે;
સહસ એકાશી શકટ ભરાયે, એક વરસમાં દેતાં રે. સુ૦ ૭

ત્રણસેં, કોડ અઠ્યાસી ક્રોડ ઉપરેં, એંશી લાખ ભણીએ રે;
તેટલા દીનાર વરસી દાનેં, દે જિન સૂત્રમેં સુણીયે રે. સુ૦ ૮

જેતા દિનાર તીર્થંકર નિત્યે, આપે કોશથી કાઢી રે;
ઈંદ્ર આદેશે ધનદપુરે, તેતા સોવન મુદ્રા દાડી રે. સુ૦ ૯

એ તો મુદ્રા કનકમણ ગાડી, તેહની સંખ્યા વખાણી રે;
પણ હવે વિધિ કહું દાન દેવાની, સુણીજો તે આગલ પ્રાણી રે. સુ૦ ૧૦

દાનશાલા જિનતાત કરાવે, ચઉજિન દાન આચરવા રે;
તિહાં બેસી પ્રભુ દાનજ દેવે, સંજમનારી વરવા રે. સુ૦ ૧૧

પહેલી શાલાએ અન્ન જમાડે, બીજીએ વસ્ત્ર પહેરાવે રે;
ત્રીજીએ ભૂષણ ચોથીએ ટકાદે, જીનજી નિત્ય સ્વભાવે રે. સુ૦ ૧૨

તિણે અવસરે જીન જમણે પાસે, રહે ઈંદ્ર સોહમ વાસી રે;
કોશથી મુદ્રા કાઢી દેવા, તે ભણી રહે ઉલ્લાસી રે. સુ૦ ૧૩

જિન આગે ઉભો રહે ઇશાનેંદ્ર, રત્નજડીત લેઈ લકુટી રે;
દેવ અસુર કોઇ વિઘ્ન કરેવે, કાઢે તેહને કુટી રે. સુ૦ ૧૪

વળી જે મનુષ્યના ભાગ્યમાં લખીયું, ઇશાન ઈંદ્ર એમ ધારે રે;
તેહના મુખમાંથી તે તેહવાં, વચણ કઢાવે વિચારી રે. સુ૦ ૧૫

ચમરેંદ્ર જિન મુદ્રિના દીનાર, રોલવે જો અધિક હોય રે,
ઓછા હોય તો પુગ કરે બલીંદ્ર, સ્વામીની પ્રતીત જોય રે સુ૦ ૧૬

ભુવનપતિ સુર ભરતના જનને, દાન લેવા તેડી આવે રે,
વ્યંતરના સુર પાછા તે જનને, નિજ નિજ મંદિર ઠાવે રે સુ૦ ૧૭

જ્યોતિષી સુરમલી વિદ્યાધરને, દાન લેવાને જણાવે રે,
એહવા અતિશય તીર્થંકરના, કહેતા પાર ન આવે રે સુ૦ ૧૮

વલી જિનવર કેરા દાનનો મહિમા, ભાખ્યો એમ સિદ્ધાંતે રે,
બાર વરસ લગી ખટખંડ સુધી, સઘળે શાંતિ વર્તે રે સુ૦ ૧૯

ચોસઠ ઈંદ્રાદિક સુર સઘળા, લીજે દાન ઉચ્છાહે રે,
બાર વરસ લગે કલહ ન હોવે, તેને પણ માહોમાહે રે સુ૦ ૨૦

ચક્રી હરિ નૃપ દાનના ટકા, મુકે નિજ કોશે ઉલટે રે,
બાર વરસ લગે કોશથી ટકા, કાઢતા કિમહિ ન ખુટે રે સુ૦ ૨૧

ઈત્યાદિ તે દાન થકી જન, બાર વરસ જસ ગાય રે,
વલી તે દાનથી બાર વરસના, રોગીના રોગ તે જાય રે સુ૦ ૨૨

વલી તસ નૂતન રોગ પ્રગટે, બાર સવચ્છર સુધિ રે,
મંદ બુદ્ધિ કોઇ દાનજ લેવે, હોવે સુરગુરૂ બુદ્ધિ રે સુ૦ ૨૩

એહવા પંચ દશ અતિશય પ્રભુના, વર્ષીદાને પ્રગટે રે,
ઇમ દાન દેઇ પ્રભુ સંયમ લેઇ, ઉપશમે કર્મને ઝપટે રે સુ૦ ૨૪

કેવલ લેઈ શિવરમણી વશ કરી, ત્રિજગ નાયક ઉલસે રે,
દાન પ્રભાવે ત્રિગડે બેસી, કેવળ કમળા વિલસે રે સુ૦ ૨૫

દાન દેવાની જે વિધિ ભાખી, સયલ તિર્થંકર કેરી રે,
વિચાર સાર ગ્રંથ મોઝાર, જો જો એ શાખ ભલેરી રે સુ૦ ૨૬

ઇણીપરે ભવિયાં તુમે પણ નિસુણી, દેજો દાન અભંગ રે;
ઇહભવે પરભવે સુખ અનંતાં, ઉલટે ગંગ તરંગ રે. સુ૦ ૨૭

એહવી દાનની શક્તિ સદા મુઝ, ભવભવતે ઉદયે આવો રે;
પંડિત કેસર અમર પસાયે, લીજીયે વંછિત વરવોરે. સુ૦ ૨૮

---

## વીસ સ્થાનકનું સ્તવન.

હાંરે મારે પ્રણમું સરસતી માગું વચન વિલાસજો, વિગેરે તપ સ્થાનક મહિમા ગાઇશું રે લોલ; હાંરે મારે પ્રથમ અરિહંતપદ લોગસ્સ ચોવીસજો, બીજે રે સિદ્ધ સ્થાનક પન્નર ભાવશું રે. લો૦ ૧ હાંરે મારે ત્રીજે પવયણ ગણશું લોગસ્સ સાતજો, ચોથે રે આયરિયાણં છત્રીસનો સહી રે લોલ૦ હાંરે૦ થેરાણં પદ પંચમે દસ ઉદારજો, છઠ્ઠે રે ઉવઝાયાણં પચવીસનો સહી રે. લોલ૦ ૨ સાતમે સુગુણ સાહુ સત્તાવીશ જો, આઠમે નમો નાણસ્સ પંચે ભાવશું રે લોલ, હાંરે મારે નવમે દરિસણ સડસઠ મન ઉદારજો, દશમે નમો વિણયસ્સ દશ વખાણીએ રે લોલ. ૩ હાંરે૦ અગીઆરમે નમો ચારિત્તસ્સ લોગસ્સ સિત્તેરજો, બારમે નમો બંભસ્સ નવગુણે સહી રે લો૦ હાંરે૦ કીરિયાણંપદ તેરમે વલી પચવીસજો, ચઉદમે નમોતવસ્સ બારગુણે સહી રે લો. ૪ હાંરે૦ પંદરમે નમોગોયમસ્સ અઠ્ઠાવીસજો, નમો જિણાણં ચઉવીસ ગણશું સોલમેરે લોલ, હાંરે૦ સત્તરમે નમો ચારિત્ત લોગસ્સ સત્તરજો, નાણસ્સનો પદ ગણશું એકાવન અઢારમેરે લોલ. ૫ હાંરે૦ ઓગણીસમે નમો સુઅસ્સ પીસતાલીસજો, વીશમે નમો તિથ્થસ્સ વીશે ભાવશું રે લોલ, હાંરે૦ તપનો મહિમા ચારસેં ઉપર વીશજો, ષટમાસે એક ઓલી પૂરી કીજીયેરે લોલ. ૬ હાંરે૦ તપ

કરતા વલી ગણીયે દોય હજારજો, નવકારવાળી વીશે સ્થાનક ભાવશુ રે લો, હારે૦ પ્રભાવના સઘ સ્વામીવત્સલ મારજો, ઉજમણા વિધિ કીજે લાહો લીજીયે રે લોલ ૭ હારે૦ તપનો મહિમા કહ્યો શ્રી વીરજિનરાયજો, વિસ્તારે ઈમ ગોયમ સાહમ સ્વામિને રે લોલ૦ હારે૦ તપ કરતા વલી તીર્થંકરપદ હોયજો, દેવગુરૂ ઇમ કાંતિ સ્તવન મોહામણો રે લોલ૦ ૮

---

## શ્રી અજીતનાથ જિન સ્તવન.

( આઘા આમ પધારો ગજ એ દેશી )

અજીત જિણેસર ચરણની સેવા, હેવાયે હુ હળિયો
કહિયે અણ ચાખ્યો પણ અનુભવ રસનો ટાણો મળિયો ૧

પ્રભુજી મહિર કરીને આજ, કાજ અમારા સુધારો,
મૂકાવ્યો પણ હુ નવિ મૂકુ, ચુકુ એ નવિ ટાણો
ભક્તિભાવ ઉઠ્યો જે અતરે, તે કિમરહે શરમાણો ૨

લોચન શાંતિ સુધારસ સુભગા, મુખ મટકાળુ સુપ્રસન્ન,
યોગ મુદ્રાનો લટકો ચટકો, અતિશય તો અતિધન્ન ૩

પિંડપદસ્થ રૂપસ્થે લીનો, ચરણ કમળ તુજ ગ્રહિયા,
ભ્રમરપરે રસ સ્વાદ ચખાવો, વિરમો કાં કરો મહિયા પ્ર ૪

બાળ કાળમા વાર અનતી, સામગ્રિયે હુ નવિ જાગ્યો,
યૌવન કાળે તે રસ ચાખ્યો, તુ સમરથ પ્રભુ માગ્યો પ્ર ૫

તુ અનુભવ રસ દેવા સમરથ, હુ પણ અરથી તેહનો,
ચિત્ત વિત્તને પાત્ર સબધે, અતર રહ્યો હવે કેહનો પ્ર ૬

પ્રભુની મહિરે તે રસ ચાખ્યો, અંતરંગ સુખ પામ્યો,
માનવિજય વાચક ઇમ જંપે, હુઓ મુજ મન કામ્યો. પ્ર. ૭

## શ્રી પાર્શ્વ જિન સ્તવન.

પરમાતમ પરમેસરૂ, જગદીશ્વર જિનરાજ;
જગબંધવ જગભાણ બલિહારી તુમ તણી, ભવજલમાંહિ જહાજ. ૧

તારક વારક મોહનો, ધારક નિજ ગુણ રૂદ્ધિ;
અતિશયવંતભદંત રૂપાલી શિવવધુ, પરણી લહી નિજ સિદ્ધિ. ૨

જ્ઞાન દર્શન અનંત છે, વળી તુજ ચરણ અનંત
ઇમ દાનાદિ અનંત ક્ષાયિક ભાવે થયા, ગુણ તે અનંતાનંત. ૩

બત્રીશ વર્ણ સમાય છે, એકજ શ્લોક મોઝાર.
એક વર્ણ પ્રભુ તુજ નમાયે જગતમાં, કેમ કરી થુણીએ ઉદાર. ૪

તુજ ગુણ કોણ ગણી શકે, જો પણ કેવલ હોય,
આવિર્ભાવથી તુજ સયલ ગુણ માહરે, પ્રછન્ન ભાવથી જોય. ૫

શ્રી પંચાસરા પાસજી, અરજ કરૂં એક તુઝ;
તે આવિર્ભાવિ થાય દયાળ, કૃપાનિધિ કરૂણા કીજેજી મુજ. ૬

શ્રી જિન ઉત્તમ તાહરી, આશા અધિક મહારાજ;
પદ્મવિજય કહે એમ લહું; શિવનગરીનું અક્ષય અવિચલ રાજ. ૭

## શ્રી મહાવીર સ્વામિના સત્તાવીશ ભવનું સ્તવન.

દોહા

વિમલ કમલદલ લોયણાં, દીસે વદન પ્રસન્ન;
આદર આણી વીર જિન, વાંદી કરૂં સ્તવન, ૧

શ્રી ગુરૂ તને પસાઉલે, સ્તવશુ વીર જિણુંદ,
ભવ સત્તાવીસ વરણવુ, સુણજો સહુ આણુંદ ૨

સાભલતા સુખ ઉપજે, સમકિત નિર્મલ હોય,
કરતા જિનની સકથા, સફલ દહાડો સોય ૩

---

ઢાળ પહેલી

મહાવિદેહ પશ્ચિમ જાણુ, નયસાર નામે વખાણુ,
નયરતણો છે એ રાણો, અટવી ગયો સપ ગણો ૧

જમવા વેલાએ જાણી, ભક્તિ રસવતી આણી,
દત્તની વાસના આવી, તપસ્વી જુવે તે ભાવી ૨

મારગ ભુલ્યાતે હેવ, મુનિ આવ્યા તતખેવ,
આહાર દીયો પાય લાગી, ઋષીની ભુખ તૃષા સવિભાગી ૩

ધર્મ સુણ્યો મનરગે, સમકિત પામ્યો એ ચગે,
ઋષિને ચાલતા જાણી, હયડે ઉલટ આણી ૪

મારગ દેખાડયો વહેતો, પાછો વલીઓ એમ કહેતો,
પહેલે ભવે ધર્મજપાવે, અતે દેવ ગુરૂને ધ્યાવે ૫

પચપરમેષ્ટીનુ ધ્યાન, સૌધર્મ પામ્યો વૈમાન,
આઉખુ એક પલ્યોપમ, સુખ ભોગવી અનોપમ ૬

ભવ બીજે ત્રીજે આયો, ભરત કુલે સુત જાયો,
ઓચ્છવ મગલિક કીધુ, નામ તે મરીઅચ દીધુ ૭

વાધે સુરતરૂ સગીખો, આદિ જિન દેખીને હરખ્યો,
એહોએ દેશના દીધી, ભાવે દીક્ષાએ લીધી ૮

જ્ઞાન ભણ્યો સુવિશેષ, વિહાર કરે દેશ વિદેશ;
દીક્ષા દેહીએ નજદે, અલગો સ્વામીથી વિચરે; ૯

મહાવ્રત ભારએ મ્હોટો, હું પણ પુન્યાઇએ છોટો;
ભગવું કાપડ કરશું, માથે છત્તર ધરસું. ૧૦

પાયે પાનહી પેરશું, સ્નાન શુચિજલે કરશુ;
પ્રાણી થુલ નહી મારૂં, ખુર મુંડ ગોરી અંધારૂં; ૧૧

જનોઈ સોવન કેરી, શોભા ચંદન ભલેરી;
હાથે ત્રિદંડીઉં લૈવું, મનમાંહે ચિંતવ્યું એટલું. ૧૨

લિંગ કુલિંગનું રચીઉં, સુખ કારણ એમ ચીઉં;
ગુણ સાધુના વખાણે, દીક્ષાયોગ તે જાણે; ૧૩

આણી જતિઓને આપે, શુદ્ધાં મારગ સ્થાપે;
સમવસરણ રચ્યું જાણી, વાંદે ભરત વિન્નાણી. ૧૪

બારે પરષદારાજે, પૂછે ભરતએ આજે;
કોઇ છે તુમ સરીખો, દાખ્યું મરીઅંચ નીકો. ૧૫

પહેલો વાસુદેવ થાશે, ચક્રવર્તિ મુકાએ વાસે;
ચોવીસમો એ તીર્થંકર, વર્દ્ધમાન નામે જયંકર. ૧૬

ઉલસ્યું ભરતનું હૈયું, જઇ મરીઅંચને કહ્યું;
તાતે પદવીઓ દાખી, હરિ ચક્રી જિન પદ ભાખી. ૧૭

ત્રણ પ્રદક્ષિણા દેઈ, વંદન વિધિશું કરેઈ;
સ્તવના કરે એમદાહો, પુત્ર ત્રિદંડી ન રાહો. ૧૮

વાંદુ છું એહ ચરમ, થાશો જિન પતિ ચરમ;
એમ કહી પાછો વલીઓ, ગરવે મરીઅંચી ચડીઓ. ૧૯

ઢાળ બીજી

ઈખાગ કુલે હુ ઉપનો, મારો ચક્રવર્તિ તાતજી,
દાદો માહરો જિન હુઓ, હુ પણ ત્રિજગ વિખ્યાતજી અ૦ ૧

અહો અહો ઉત્તમ કુલ માહરૂ, અહો અહો મુજ અવતારજી,
નીચ ગોત્ર તિહા બાધીઉ, જુઓ જુઓ કરમ પ્રચારજી અ૦ ૨

આભગતે પોતનપુરે, ત્રિપૃષ્ઠહરિ અભિરામજી,
મહાવિદેહ ક્ષેત્ર મુકાપુરી, ચક્રિપ્રિય મિત્ર નામજી અ૦ ૩

ચરમ તીર્થંકર થાઇશુ, હોશે ત્રિગડુ સારજી,
સુરનર સેવા સારશે, ધન્ય ધન્ય મુજ અવતારજી અ૦ ૪

રહે મદમાતો એણીપરે, એક દિન રોગ અતીવજી
મુનિજન સારો નવિકરે, સુખ વાછે નિજ જીવજી અ૦ ૫

કપીલ નામે કોઈ આવીઓ, પ્રતિ બોધ્યો નિજવાણીજી,
સાધુ સમીપે દીક્ષા વરો, ધરમ છે તેણે ઠામજી અ૦ ૬

સાધુ સમીપે મોકલે, નવી જાએતે અજોગજી,
ચિંતે મરીઅચ નિજ મને, દીસે છે મુજ જોગજી અ૦ ૭

તવ તે વલતુ બોલીયો, તુમ વાટે શુ હોયજી.
લો લો ધરમ ઇહાઅછે, ઉત્સૂત્ર ભાખ્યુ સોયજી અ૦ ૮

તેતુ સસાર વધારીઓ, સાગર કોડા કોડીજી,
લાખ ચોરાશી પુરવ તણ, આયુ ત્રીજે ભવ જોડીજી, અ૦ ૯

ભવ ચોથે સ્વર્ગ પાચમે, સાગર સ્થિતિ દશ જાણુજી,
કોશિક દ્વીજ ભવ પાચમે, લાખ એશી પુરવ માનજી૦ અ૦ ૧૦

થુણા નયરીએ દ્વીજ થયો, પુરવ લાખ બહોતેર સારજી;
હુઓ ત્રિદંડી છઠ્ઠે ભવે, સાતમે સોહમ અવતારજી. અ૦ ૧૧

અગ્નિદ્યોત આઠમે ભવે, સાઠલાખ પુરવ આયજી;
ત્રિદંડી થઇ વિચરે વલી, નવમે ઇશાને જાયજી. અ૦ ૧૨

અગ્નિભુતિ દશમે ભવે, મંદિરપુરે દ્વિજ હોયજી,
લાખ છપન્ન પુરવ આઉખું, ત્રિદંડી થઈ મરે સોયજી. અ૦ ૧૩

ઇગ્યારમે ભવે તે થયો, સનત કુમારે દેવજી;
નયરી શ્વેતાંબીએ અવતર્યો, બારમેં ભવે દ્વીજ હેવજી. અ૦ ૧૪

ચુમાલીશ લાખ પુરવ આઉખું, ભારદ્વીજ જસનામજી;
ત્રિદંડી થઇ વીચરે વલી, મહા ઇંદ્ર તેરસે ભવે ઠામજી. અ૦ ૧૫

રાજગૃહી નયરી ભવ ચઉદમે, થાવર બ્રાહ્મણ દાખજી;
ચોત્રીશ લાખ પુરવ આઉખું, ત્રિદંડી લિંગ તે ભાખજી. અ૦ ૧૬

અમર થયો ભવ પન્નરમે, પાંચમે દેવલોકે દેવજી;
સંસાર ભમ્યો ભવ સોલમે, વિશ્વભૂતિ ક્ષત્રીય હેવજી. અ૦ ૧૭

---

ઢાલ ત્રીજી.

વિશ્વભૂતિ ધારણીનો બેટો, ભુજબલ કુઠ સમૂલ સમેટો;
સંભુતિ ગુરૂને તેણે ભેટ્યો. ૧

સહસ વરષ તિહાં ચારિત્ર પાલી, લહી દીક્ષા આતમ અજુવાલી;
તપ કરી કાયા ગાલી. ૨

એક દિન ગાય ધસી સીંગાલી, પડ્યો ભૂમિ તસ ભાઈએ ભાલી;
તેહશું બલ સંભાલી. ૩

ગરવે રીસ ચઢી વિકરાલી, સિંગ ધરી આકાશે ઉછાલી,
તસ બલ શકા ટાલી ૪

તીહા અણસણ નીયાણું કીધુ, તપ વેચી બલ માગી લીધું,
અધો પ્રિયાણુ કીધુ ૫

સત્તરમે ભવે શુક્રે સુરવર, ચવી અવતરીયો જિહા પોતનપુર,
પ્રજાપતી મૃગાવતી કુવર ૬

ચોરાસી લાખ વરસનુ આયુ, સાત સુપન સુચિત સુત જાયો,
ત્રિપૃષ્ટ વાસુદેવ ગાયો ૭

ઓગણીશમે ભવે સાતમી નરકે, તેત્રીશસાગર આયુ અભગે,
ભોગવીઉ તનુ સગે ૮

વીશમે ભવે સિહ હિસા કરતો, એકવીશયે ચોથી નરકે ફરતો,
વચે વચે ઘણા ભવ ભમતો ૯

બાવીશમે ભવે સરળ સ્વભાવી, સુખ ભોગવતા જસ ગવરાવી,
પુન્યે શુભ મતી આવી ૧૦

ત્રેવીશમે ભવે મુકાપુરી મુખે, ધનજય ધારણીની કુખે,
નર અવતરીયો સુખે ૧૧

ચક્રવર્તિની પદવી લાધી, પોટીલાચાર્ય શુ,મતિ બાધી,
શુભમતિ કીરીયા સાધી ૧૨

કોડી વરસ દીક્ષાનો જાણ, લાખ ચોરાસી પૂર્વ પ્રમાણ,
આઉખુ પુરૂ જાણ ૧૩

ચોવીશમે ભવે શુક્રે સુરવર, સુખ ભોગવીયા સાગર સત્તર,
તીહાથી ચવીયો અમર ૧૪

---

## ઢાલ ચોથી.

આ ભરતં છત્રીકા પુરી, જિતશત્રુ વિજયાનારમેરે લાલ,
પંચવીશમે ભવે ઉપનો, નંદન નામ ઉદાર મેરે લાલ;
તીર્થંકર પદ બાંધીયો. ૧

લેઇ દીક્ષા સુવિચાર મેરે લાલ, વીશ સ્થાનક તપ આદર્યું,
હુઓ તિહાં જયજયકાર મેરે લાલ. તી૦ ૨

રાજ તજી દીક્ષા લીયે, પોટીલાચાર્ય પાસ મેરે લાલ;
માસખમણ પારણું કરે, અભિગ્રહવંત ઉલ્લાસ મેરે લાલ. તી૦ ૩

લાખ વરસ ઇમ તપ કર્યો, આલસ નહીં અલગાર મેરે લાલ;
પરિગલ પુણ્ય પોતે કર્યું, નિકાચ્યું જિનપદ સાર મેરેલાલ.તી૦ ૪

માસખમણ સંખ્યા કહું, લાખ ઇગ્યાર એંસી સહસ મેરે લાલ;
છસેં પિસ્તાલીશ ઉપરે, પંચદિન વૃદ્ધિ કરેસ મેરેલાલ.તી૦ ૫

પચવીશ લાખ વરસ આઉખું, માસ સંલેષણા કીધ મેરેલાલ;
ખમી ખમાવી તે ચવ્યો, દશમેં સ્વર્ગ ફલલીધ મેરેલાલ.તી૦૬

પુષ્પોત્તરાવતંસકે, વિમાન સાગર વીસ મેરેલાલ;
સુર ચવીયો સુખ ભોગવી, હુઆ એ ભવ છવીસ મેરેલાલ. તી૦ ૭

---

## ઢાલ પાંચમી.

સત્તાવીશમો ભવ સાંભલોતો,
ભમર હુલી રૂઅડું માહણ કુંડ ગ્રામતો,
ઋષભદત્ત બ્રાહ્મણ વસેતો,
ભ૦ દેવાનંદા ધરણી નામતો. ૧

કર્મ રહ્યા લવલેશ વલીતો,
ભ૦ મરીચની ભવનો જે હતો,
પ્રાણતકલ્પ થકી ચવીતો,
ભ૦ દ્વીજ કુલે અવતર્યો તે હતો ૨

ચઉદ સુપન માતા લહેતો,
ભ૦ આણંદ હુઓ બહુત તો,
ઇંદ્રે અવધિ જોઇયુતો,
ભ૦ એહ અછેરા ભુતતો ૩

બ્યાશી દિન તિહા કણે રહ્યાતો,
ભ૦ ઇંદ્ર આદેશે દેવતો,
સિદ્ધાર્થ ત્રિશલા કુખેતો,
ભ૦ ગરભ પાલટે તતખેવતો ૪

ચઉદ સુપન ત્રિશલા લહેતો,
ભ૦ શુભ મુહુર્તે જણ્યા જામતો,
જન્મ મહોચ્છવ તિહા કરેતો,
ભ૦ ઇંદ્ર ઇંદ્રાણી તામતો ૫

વર્દ્ધમાન તસુ નામ દિએતો,
ભ૦ દેવેદીઓ મહાવીરતો,
હર્ષે શુ પરણાવીયાતો,
ભ૦ સુખ વિલસે ઘર વીરતો ૬

માય તાય સુરલોક ગયાતો,
ભ૦ જિન સાધે નિજકાજતો,
લોકાંતિક સુર ઇમ કહેતો,
ભ૦ દ્યો દીક્ષા મહારાજતો ૭

વરસી દાન દેઇ કરી તો,
ભ૦ લીધો સંયમ ભારતો;
એકાકી જિન વિહાર કરેતો,
ભ૦ ઉપસર્ગનો નહિં પારતો. ૮

તપ ચઉવિહાર કર્યા ઘણાતો,
ભ૦ એક છમાસી ચઉવિહારતો;
બીજો છમાસી કર્યોંતો,
ભ૦ પંચદિન ઉણા ઉદારતો. ૯

નવ તે ચોમાસી કર્યાતો,
ભ૦ બેત્રણ્યમાસી જાણતોં;
અઢીમાસી બેવાર કર્યાંતો,
ભ૦બે માસી છવાર વખાણતો. ૧૦

દોઢમાસી બેવાર કર્યાંતો,
ભ૦ માસ ખમણ કર્યા બારતો;
બહોંતેર પાસ ખમણ કર્યાં તો,
ભ૦ છઠ્ઠ બસેં ઓગણત્રીશ સારતો. ૧૧

બાર વરસમાં પારણાતો,
ભ૦ ત્રણ્યસેંને ઓગણપચાસતો;
નિદ્રા બેઘડીની કરીતો,
ભ૦ બેઠા નહીં બાર વરસતો. ૧૨

કરમ ખપાવી કેવલ લહ્યુંતો,
ભ૦ ત્રિગડે પરષદા બારતો;
ગણધર પદની થાપનાતો,
જગહુઓ જયજયકારતો. ૧૩

ગણધર વર ઈગ્યાર હુઆતો,
ભ૦ ચઉદ સહસ સાધુ સુખકારતો,
છત્રીશ સહસ સાધવી હુઈતો,
ભ૦ શીયલ રયણ ભંડારતો ૧૪

એક લાખ ઓગણસાઠહજાર કહ્યાતો,
ભ૦ શ્રાવક સમકિત ધારતો,
ત્રણલાખ અઢારહજાર શ્રાવિકાતો.
ભ૦ એ કહ્યો વીર પરિવારતો ૧૫

બ્રાહ્મણ માતપિતા હુઆતો,
ભ૦ મોકલ્યા મુક્તિ મઝારતો,
સુપુત્ર આવે ઈમ કહ્યોતો,
ભ૦ સેવકની કરો સારતો ૧૬

ત્રીશ વરસ ગૃહવાસ વસ્યાતો,
ભ૦ બાર વરસ છદ્મસ્થતો,
ત્રીશ વરસ કેવલ ધર્યું તો,
ભ૦ બહોતેર વરસ સમસ્તતો ૧૭

એણીપરે પાલી આઉખુતો,
ભ૦ દિન દિવાલી જેહતો,
મહાનંદ પદવી પામીઆતો,
ભ૦ સમરૂ હુ નિત્ય નેહતો ૧૮

સંવત સોલ બાસઠ વર્ષેતો,
ભ૦ વિજ્યા દશમી ઉદારતો,
લાલવિજય ભકતે કહેતો,
ભ૦ વારજન ભવજળ તારતો. ૧૯

### ઢાલ છઠ્ઠી.

સ્મરણ સુખસંપદ મીલે, ફલે મનોરથ કોડજી;
રોગ વિયોગ સવિ ટલે, ન હોય શરીરે કોઢજી. ૧

આદ્રીઆણા પુર મંડણો; ખંડણો પાપનો પુરોજી;
જે ભવિયણ સેવા કરે, સુખ પામે તે ભવપુરોજી. ૨

મુરત મોહન વેલડી, દીઠે અતિ આણંદોજી;
સિંહાસન બેઠા સોહે સદા, ગગને જિસ્યો રવિ ચંદોજી; ૩

પ્રતિમાએ લહીએ સદા, પ્રણમું જોડી હાથજી;
ત્રણ પ્રદક્ષિણા દેઈ કરી, માગું મુક્તિનો સાથજી. ૪

શ્રાવક અતિ ઉદ્યમ કરી, કીધો જિન પ્રાસાદોજી;
કાઢયું પાપ ઠેલી કરી, પુણ્યે જગ જસ વાદોજી. ૫

---

### કલશ.

શ્રી વીર પાટ પરંપરાગત, શ્રી આણંદવિમલ સૂરીશ્વરૂ,
શ્રી વિજયદાન સૂરિ તાસ પાટે, શ્રી હીરવિજયસૂરિ ગણધરૂ;
શ્રી વિજયસેન સૂરિ તાસ પાટે, શ્રી વિજયદેવસૂરિ હિતકરૂ,
શ્રી કલ્યાણવિજય ઉવઝાય પંડિત, શ્રીશુભવિજય શિષ્ય જયકરૂ.

---

## શ્રી મહાવીર સ્વામીના પંચકલ્યાણકનું સ્તવન.

સરસતી ભગવતી દીઓ મતિ ચંગી, સરસ સુરંગી વાણ;
તુજ પસાય માય ચિત્ત ધરીને, જિન ગુણરયણની ખાણ. ૧

ગિરૂવા ગુણુ વીરજી, ગાય શુ ત્રિભુવનરાય,
જસ નામે ઘર મગળમાલા, તસ ઘર બહુ સુખ થાય ગિ૦ ૨

જબુ દ્વીપ ભરત ક્ષેત્ર માહે, નયર માહણુ કુડ ગ્રામ,
રૂષભદત્ત વર વિપ્ર વસે તિહા, દેવાનદા તસ પ્રિયા નામ ગિ૦ ૩

સુર વિમાન વર પુષ્પોત્તરથી, ચવી પ્રભુ લીએ અવતાર,
તવ તે માહણી રયણી મધ્યે, સુપન લહે દશચાર ગિ૦ ૪

ધુરેમયગલ મલપતા દેખે, બીજે ઋષભ વિશાલ,
ત્રીજે કેસરી ચોથે લક્ષ્મી, પાચમે કુસમની માલ ગિ૦ ૫

ચદ્ર સૂરજ ધ્વજ કળશ પદ્મસર, દેખે એ દેવ વિમાન,
રયણ રેલ રયણાયર ગજે, ચૌદમે અગ્નિ પ્રધાન ગિ૦ ૬

આનદભર જાગીસા સુદરી, કચને કહે પરભાત,
સુણીય વિપ્ર કહે તુમ સુત હોશે, ત્રિભુવન માહે વિખ્યાત ગિ૦ ૭

આત અભિમાન કીયો મરીયચ ભવે, ભવિ જુઓ કર્મ વિચાર,
તાત સુતા વર તિહા થયા, કુવર વલી નીચ કુલે અવતાર ગિ૦ ૮

ઈણે અવસર ઇદ્રાસન ડોલે, નાણે કરિ હરિ જોય,
માહણી કુખે જગગુરૂ પેખે, નમી કહે અઘટતુ હોય ગિ૦ ૯

તતક્ષણ હરીણ ગમેષી તેડાવી, મોકલીયો તેણે ઠાય,
માહણી ગર્ભ અને ત્રિશલાનો, બિહુ બદલી સુર જાય ગિ૦૧૦

વલી નિશિભર તે દેવાનદા, દેખે એ સુપન અસાર,
જાણે એ સુપન ત્રિશલાકર ચઢિયા, જઈ કહે નિજ ભરતાર ગિ૦૧૧

કથ કહે તુ દુખ હર સુદરી, મુજમન અચરીજ એહ,
મરૂથલ માંહે કલ્પદ્રુમ દીઠો, આજ સશય ટળ્યો તેહ ગિ૦ ૧૨

## ઢાળ બીજી.

નયર ક્ષત્રિય કુંડ નરપતિ, સિદ્ધારથ ભલો એ,
આણ ન ખંડે તસ કોયકે, જગ જસ નિરમલો એ;
તસ પટરાણી ત્રિશલા સતી, કુખે જગપતીએ,
પરમ હર્ષ હિયડે ધરી, ઠવિયા સુરપતિ એ. ૧

સુખ સજ્જાએ પોઢી દેવી, તો ચઉદ સુપન લહેએ,
જાગતી જિનગુણ સમરતી, હરખતી ગહગહેએ;
રાજહંસ ગતિ ચાલતી, પિઉ કને આવતીએ;
પ્રહ ઉગમતે સૂર કે, વિનવે નિજ પતિએ. ૨

સુણીય વાત રાય રંજીઓ, પંડિત તેડીઆએ;
તેણે શુભ સુપન વિચારવા, પુસ્તક છોડીયાંએ.
બોલે મધુરી વાણકે, ગુણ નિધિ સુતહોશેએ;
સુખસંપતિ ઘરે વાધશે, સંકટ ભાંજશે એ. ૩

પંડિત ને રાય સંતોષીયા, લચ્છી દીએ ઘણીએ.
કહે એ વાણી સફલ હોજો, અમને તુમ તણીએ;
નિજપદ પંડિત સંચરયા, રાય સુખે રહેએ.
દેવી ઉદર ગર્ભ વાધતો, શુભ દોહલા લહેએ. ૪

માત ભક્તિ જિન પતિ કરે, ગર્ભ હાલે નહિએ;
સાત માસ વોલી ગયા, માય ચિંતા લહીએ.
સહીઅરને કહે સાંભલો, કોણે મારો ગર્ભ હર્યોએ;
હું ભોલી જાણું નહિ, ફોકટ પ્રગટ કર્યોએ. ૫

સખી કહે અરીહંત સમરતાં, દુઃખ દોહગ ટલેએ,
તવ જિન જ્ઞાન પ્રયુંજીઓ, ગર્ભથી સલસલેએ;

માત પિતા પરિવારનુ, દુખ નિવારિયુએ,
સયમ ન લેહુ માય તાય છતા, જિન નિરધારિયુએ ૬

અણદીઠે મોહ એવડો, કિમ વિછુઓ ખમેએ
નવ મસ વાડા ઉપરે, દિન સાડા સાતમેએ,
ચૈત્ર શુકલ દિન તેરસે, શ્રી જિન જનમીયાએ,
સિદ્ધારથ ભુપતિ ભલા, ઓચ્છવ તવ કીયાએ. ૭

---

વસ્તુ

પુત્ર જનમ્યો પુત્ર જનમ્યો, જગત શણગાર,
સિદ્ધારથ નૃપ કુલ તિલો, કુલમડણ કુલતણો દીવો,
શ્રી જિન ધર્મ પસાઉલે, ત્રિશલા દેવી સુત ચિરજીવો
એમ આશીષ દીએ ભલી, આવી છપન્ન કુમારી,
સુતિ કર્મ કરે તે સહી, સોહે જિસી હરિની નારી ૧

---

ઢાલ ત્રીજી

ચલ્યુરે સિંહાસણ ઇંદ્ર, જ્ઞાને નિરખતાએ,
જાણી જનમ જિણદ, ઇંદ્ર તવ હરખતાએ ૧

આસનથીરે ઉઠેવ, ભક્તિ એ થુણેએ,
વાય સુઘોષા ઘટ, સઘલે રણુ જણેએ ૨

ઇંદ્ર ભુવન પતિ વીશ, વ્યતર તણાએ,
બત્રીશ રવિ શશી દોય, દશ હરી કલ્પનાએ ૩

ચોસઠ ઇંદ્ર આણદ, પ્રણમી કહેએ,
રત્નગર્ભા જિન માત, દુજી એસી નહિએ ૪

જન્મ મહોચ્છવ દેવ, સવિ હુ આવીયાએ
માય દેઈ નિદ્રા મંત્ર, સુત લઇ મેરૂ ગયાએ. ૫

કંચન મણિ ભૃંગાર, ગંધોદકે ભર્યાએ;
કિમ સહસે લઘુવીર, હરિ સંશય ધર્યાએ. ૬

વહેશે નીર પ્રવાહ, કેમ તે નામીયેએ;
નકરે નમણ સનાહ, જાણ્યું સ્વામીયેએ. ૭

ચરણ અંગુઠે મેરૂ, ચાંપી નાચીઓએ;
મુજ શિર પગ ભગવંત, એમ લહી રાચીઓએ. ૮

ઉલટ્યા સાયર સાત, સરવે જલ હલ્યાએ;
પાયાલે નાગેંદ્ર, સઘલા સલસલ્યાએ. ૯

ગિરવર ત્રુટે ટુંક, ગડગડી પડ્યાએ;
તીન ભુવનના લોક, કંપીત લડથડ્યાએ. ૧૦

અનંત બલ અરિહંત, સુરપતિયે કહ્યુંએ;
હું મૂરખ સહી મૂઢ, એટલું નવિ લહ્યુંએ. ૧૧

પ્રદિક્ષણા દેઈ ખામેય, ઓચ્છવ કરેએ;
નાચે સુરગાયે ગીત, પુણ્ય પોતે ભરે એ. ૧૨

ઇણે સુખે સ્વર્ગની લીલ, તૃણ સરખી ગણેએ;
જિન મુકી માયને પાસ, પદ ગયા આપણેએ. ૧૩

માય જાગી જુએ પુત્ર, સુરવરે પુજીઓએ;
કુંડલ દોય દેવ દુષ્ય, અમીય અંગુઠે દીઓએ. ૧૪

જન્મ મહોચ્છવ રાય, ઋદ્ધિયે વાધિયોએ,
સજ્જન સંતોષી નામ, વર્દ્ધમાન થાપીઓએ. ૧૫

ढाल चोथी.

प्रभु कल्पतरु समवाये, गुण महिमा पार न लाधे
रूपे अद्भुत अनुपम अकल, अगे लक्षण विद्या सकल १

मुख चंद्र कमलदल नयण, सास सुरभि गंध मीठा वयण,
हेमवरणो प्रभु तनु भावे, अति निर्मल विणु नवरावे २

तप तेजे सुरज सोहे, जोता सुर नरना मन मोहे,
प्रभु रमे राजकुवर शु वनमा, माय तायने आनंद मनमा ३

बल अतुल वृषभ गतिवीर, इंद्रे सभामा कह्यो जिनधीर,
एकसुर मुढ वात न माने, आव्यो परखवाने वनरमवाने ४

अहि थई वृक्ष आमलीये रहयो, प्रभु हाथे झाली दुरे नाख्यो,
वली बालक थइ आवी रमिओ, हारी वीरने खाधे लई गमीओ.५

माय ताय दुःख धरी कहे मित्र, कोई वर्द्धमानने लई गयो शत्रु,
जनो सुर वाध्यो गगने मिथ्यात्वी, वीरे मुष्टिए हणयो पड्यो धरती ६

पाय नमी नाम दीधु महावीर, जेहवो इंद्रे कह्यो तेवो धीर,
सुरवलिओ प्रभु आव्या रगे, माय तायने उलट अगे ७

---

वस्तु.

माय ओच्छव माय ओच्छव करे मनरंग,
लेखन शाळाए मुनकवे, वीर ज्ञान रान न जाणे,
तव सौधर्म इंद्र आवीया, पुछे नव स्वामी वखाणे,
व्याकरण जैन तिहा कीओ, आनंदो सुरनाथ
वचन वदे प्रभु भारती, पडो जिनवर साथ

## ઢાળ પાંચમી.

યૌવન વય જબ આવીયાએ, રાય કન્યા જશોદા પરણાવીઆએ;
વિવાહ મહોચ્છવ શુભ કીયાએ, સર્વે સુખ સંસારના વિલસીયાએ. ૧
અનુક્રમે હુઇ એક કુંવરીએ, ત્રીશ વર્ષ જિનરાજ લીલા કરીએ;
માતપિતા સદ્ગતિ ગયાએ, પછે વીર વૈરાગે પુરીઆએ. ૨
મયણરાય સેન જીતીયોએ, વીરે અથીર સંસાર મન ચિંતીઓએ;
રાજરમણી ઋદ્ધિ પરિહરીએ, કહે કુટુંબને લેશું સંયમ સિરિએ. ૩

---

## ઢાલ છઠ્ઠી

પિતરીઓ સુપાસરે, ભાઇ નંદિવર્દ્ધન;
કહે વત્સ એમ ન કીજીયેએ. ૧
આગે માય તાય વિછોહરે, તું વલી મતલીયે;
ચાંદે ખાર ન દીજીએ. ૨
નીર વિના જિમ મચ્છરે, વીર વિના તિમ;
ટલવલતું ઇમ સહુ કહેરે. ૩
કૃપાવંત ભગવંતરે, નેહ વિનાવલી;
વરસ બે ઝાઝેરાં રહ્યાંએ. ૪
ફાસુલીએ અન્નપાનરે, પરઘર નવિ જમે ચિત્ત;
ચારિત્ર ભાવે રમે એ. ૫
ન કરે રાજની ચિંતરે, સુર લોકાંતિક;
આવી કહે સંયમ સમેએ. ૬
બૂજ બૂજ ભગવંતરે, છોડ વિષય સુખ;
એ સંસાર વધારણોએ. ૭

ઢાળ સાતમી.

આલે આલે ત્રિશલાનો કુવર, ગજા સિદ્ધારથનો, નદન દાન સવત્સરીએ, એક કોડી આઠ લાખ દિન પ્રત્યેએ, કનક રયણ રૂપા મોતીતો, મુઠા ભરી ભરીએ આલે૦ ૨ ઘણુકણ ગજ રથ ઘોડલાએ, ગામ નયર પુર દેશતો, મન વછિત વલીએ, નિર્ધનનને ધનવત કીયાએ, તમ ઘર ન ઓળખે નારી, તો સમકરે વલી વલીએ આલે૦ ૨ દુખ દારિદ્ર ટાલ્યા જગ તણાએ, મેઘ-પરે વરસી દાન તો પૃથિવી અઋણ કરીએ, બહુ નરનારી ઓ-ચ્છવ જુએએ, સુર નર કરે મડાણતો, જિન દિક્ષા વરીએ આલે૦ ૩ વિહાર કરમ જગગુરૂ કીઓએ, કેડે આવ્યો માહણ મિત્રતો, નારી સતાપીઓએ, જિન યાચક હુ વીસર્યોએ પ્રભુ ખધ થકી દેવ દુષ્યતો, પટ ખત કરી દીઓએ આલે૦ ૪

---

ઢાળ આઠમી.

જસધર હોયે પ્રભુ પારણ, સુર તિહા કચન વરસે અતિ ઘણું
આગણું દીપે તેજ તેહ તણુંએ, દેવ દુદભી વાજેએ.
તેણે નાદે અબર ગાજેએ છાજેએ, ત્રિભુવનમાહે સોહામણુંએ ૧

---

ત્રુટક

સોહામણું પ્રભુ તપ તપે, બહુ દેશ વિદેશે વિચરતા
ભવિ જીવને ઉપદેશ દેતા, આને ઈતિ સમાવતા
પટમાસ વન કાઉસ્સગ્ગ રહી, જિન કર્મ કઠીન દહે સહી,
ગોવાલ ગાઉ ભલાવી ગયા, વીર મુખે બોલે નહિ ૨

---

ઢાળ.

ગોરૂ સવિ દશ દિશે ગયા, તેણે આવી કહ્યું મુનિ કિહાં;
ગયા ઋષિરાયા ઉપર મૂરખ કોપીયાએ,
ચરણ ઉપર રાંધી ખીર, તેણે ઉપસર્ગે ન ચાલ્યા ધીર;
મહાવીર શ્રવણે ખીલા ઠોકીઆએ. ૩

---

ત્રુટક.

ઠોકીયા ખીલ દુઃખે પીલ્યા, કો ન લહે તેમ કરી ગયાએ;
જિનરાજને મન શત્રુ મિત્ર સરખા, મેરૂ પરે ધ્યાને રહ્યા.
ઉનહી વરસે મેઘધારે વિજળી જબુકે ઘણી.
એહુ ચરણ ઉપર ડાભ ઉગ્યો, ઇસરુહે ત્રિભુવન ધણી ૪

---

ઢાલ.

એક દિન ધ્યાન પુરૂં કરી, પ્રભુ નયરીએ પહોતા ગોચરી;
તિહાં વૈદ્યે, શ્રવણે ખીલા જાણીઆએ;
પારણું કરી કાઉસ્સગ્ગે રહ્યા, તિહાં વૈદ્ય સંચ ભેલા કીઆ.
બાંધીઆ વૃક્ષે દોર ખીલા તાણીઆએ. ૫

---

ત્રુટક

તાણી કાઢ્યા દોર ખીલા, વીર વેદન થઇ ઘણી,
આક્રંદ કરતાં ગિરિ થયો સતખંડ, જુઓ ગતિ.
કર્મહ તણી, બાંધેરે જીવડો કર્મ હસતાં,
રોવતાં છુટે નહિ, ધન્ય ધન્ય મુનિવર રહે;
સમચિત કર્મ એમ ત્રુટે સહી. ૬

---

## ઢાળ નવમી.

જુઓ જુઓ કર્મે શુ કીધુ રે, અન્ન વર્ષ ઋષભે ન લીધુ રે,
કર્મ વશ મકરો કોઈ ખેદ રે,
મલ્લીનાથ પામ્યા સ્ત્રી વેદરે ૧

કર્મેચક્રી બ્રહ્મદત્ત નડીઓ રે, સુભુમ નરક માહે પડીઓ રે,
ભરત બાહુબલ શુ ભડીઓ રે, ચક્રીહાર્યો ગયજસ ચડીઓ રે,

સનત કુમારે મહા રોગ રે, નલદમયતી વિયોગ રે,
વાસુદેવ જરા કુમરે માર્યો રે, બલદેવ મોહનીયે ધાર્યો રે ૩

ભાઈ શબ મસ્તકે વહીઓ રે, પ્રતિબોધ સુરમુખે લહીઓ રે,
શ્રેણીક નરકે એ પહોતો રે, વન ગયા દશરથ પુત્રો રે ૪

સત્યવત હરિચદ્ર ધીર રે, ડુબઘરે ભિર વહ્યુ નીર રે,
કુબેરદત્તને કુયોગ રે, બેહેન વલી માતા શુ ભોગ રે ૫

પરહથ્થે ચદન બાલા રે, ચઢિઓ સુભદ્રાને આલ રે,
મયણરેહા મૃગાકલેખા રે, દુખ ભોગવીઆ તે અનેકા રે ૬

કરમે ચદ્રકલકયોએ, રાયરક કોઈ નયેકમુ રે,
ઈદ્ર અહલ્યાશુ લુબ્ધ્યો રે, રયણાદેવી રવિમાઉ કીધો રે ૭

ઈશ્વર નારીએ નચાવ્યો રે, બ્રહ્મ ધ્યાનથી ચુકાવ્યો રે,
આઈ આઈ કરમ પ્રધાન રે, છુત્યા છુત્યા શ્રીવર્દ્ધમાન રે ૮

---

## ઢાળ દશમી.

ઈમ કર્મ હુણ્યા સવિ ધીરપુરુષ મહાવીર,
બાર વર્ષ તપ્યો તપ તે સઘળો વિતુનીર,

શાલિવૃક્ષ તલે પ્રભુ પામ્યા કેવલજ્ઞાન,
સમવસરણ રચે સુરદેશના દે જિનભાણ. ૧

અપાપાનયરે, યજ્ઞ કરે વિપ્ર જેહ,
સવે બુજવી દિખ્યા વીરને વંદે તેહ;
ગૌતમ ઋષી આદે ચારસેં ચાર હજાર,
સરસ ચૌદ મુનિવર ગણધર વર ઈગ્યાર. ૨

ચંદનબાલા મુખ્ય સાધ્વી સહસ છત્રીશ,
દોઢ લાખ સહસ નવ શ્રાવક દ્યે આશીશ;
ત્રણ લાખ શ્રાવિકા અધિકા સહસ અઢાર,
સંઘ ચતુર્વિધ થાપ્યો ધન ધન જિન પરિવાર. ૩

પ્રભુ અશોક તરૂતલે, ત્રીગડે કરેઅ વખાણ,
સુણે બારે પરષદા યોજન વાણી પ્રમાણ;
ત્રણ છત્ર સોહે શિર ચામર ઢાલે ઈંદ્ર,
નાટક બદ્ધ બત્રીશ ચોત્રીશ અતિશય જિણંદ. ૪

ફુલ પગરભરે સુરવાં જે દુંદુભિનાદ,
નમે સકળ સુરાસુર છાંડી સવિ પરમાદ;
ચિહું રૂપે સોહે ધર્મ પ્રકાશે ચાર,
ચોવીશમો જિનવર આપે ભવનો પાર. ૫

પ્રભુ વર્ષ બોહોતેર પાલી નિર્મળઆય,
ત્રિભુવન ઉપગારી તરણ તારણ જિનરાય;
કાર્તિક માસે દિન દીવાલી નિરવાણ,
પ્રભુ મુક્તે પોહોતા, પામે નિત્ય કલ્યાણ. ૬

---

કલશ.

ઇમવીર જિનવર સયલ સુખકર, નામે નવનિધિ સપજે,
ઘર ઋદ્ધિ વૃદ્ધિ સુસિદ્ધિ પામે, એક મન જે નર ભજે ૧

તપગચ્છ ઠાકુર ગુણુ વૈરાગર, હીરવિજય સૂરીશ્વરો,
હંસરાજ વદે મન આણુદે, કહે ધન્ય મુજ એ ગુરો ૨

---

## શ્રી મહાવીર સ્વામીનુ હાલરડુ.

માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પારણે,
ગાવે હાલો હાલો હાલરવાના ગીત,
સોના રૂપાને વળી રત્ને જડીયુ પારણુ,
રેશમ દોરી ઘુઘરી વાગે છુમ છુમ રીત,
હાલો હાલો હાલો હાલો રે મ્હારા વીરને ૧

જિનજી પાસ પ્રભુથી વરસ અઢીસે અતરે,
હોશે ચોવિશમો તીર્થંકર જિત પરિણામ,
કેશી સ્વામી મુખથી એહવી વાણી સાભળી,
સાચી સાચી હુઇ તે મ્હારે અમૃત વાણુ હાલો૦ ૨

ચૌદે સ્વપ્ને હોવે ચક્રી કે જિનરાજ,
વીત્યા બારે ચક્રી નહિ હવે ચક્રી રાજ
જિનજી પાસ પ્રભુના શ્રી કેશી ગણધાર,
તેહને વચને જાણ્યા ચોવીશમા જિનરાજ હાલો૦ ૩

મ્હારી કુખે આવ્યા ત્રણ ભુવન શીરતાજ,
મ્હારી કુખે આવ્યા તારણ તરણ જહાજ,
હુ તો પુણ્ય પનોતી ઇંદ્રાણી થઇ આજ હાલો૦

મુજને ડોહળા ઉપન્યા બેસું ગજ અંબાડીએ,
સિંહાસન પર બેસું ચામર છત્ર ધરાય;
એ સહુ લક્ષણ મુજને નંદન ત્હારા તેજનાં,
તે દિન સંભારૂં ને આણંદ અંગ ન માય. હાલો૦ ૪

કરતલ પગતલ લક્ષણ એક હજાર ને આઠ છે,
તેહથી નિશ્ચય જાણ્યા જિનવર શ્રી જગદીશ;
નંદન જમણી જંઘે લંછન સિંહ બિરાજતો,
મેં તો પહેલે સુપને દીઠો વિશવા વીશ. હાલો૦ ૫

નંદન નવલા બંધવ નંદિવર્દ્ધનના તમે,
નંદન ભોજાઇઓના દેવર છો સુકુમાલ;
હસશે ભોજાઇઓ કહી દીઅર મ્હારા લાડકા.
હસશે રમશે ને વળી ચુંટી ખણશે ગાલ રે.
હસશે રમશે ને વળી ઠુંસા દેશે ગાળ. હાલો૦ ૬

નંદન નવલા ચેડા રાજાના ભાણેજ છો,
નંદન નવલી પાંચશે મામીના ભાણેજ છો;
નંદન મામલીયાના ભાણેજા સુકુમાળ,
હસશે હાથે ઉછાળી કહીને ન્હાના ભાણેજા;
આંખ્યો આંજીને વળી ટપકું કરશે ગાલ રે. હાલો૦ ૭

નંદન મામા મામી લાવશે ટોપી આંગલાં,
રતને જડીઆં ઝુલડો મોતી કસબી કોર;
નીલાં પીળાં ને વળી રાતાં સરવે જાતિનાં,
પહેરાવશે મામી મહારા નંદ કિશોર રે. હાલો૦ ૮

નંદન મામા મામી સુખડલી બહુ લાવશે,
નંદન ગજુવે ભરશે લાડુ મોતીચૂર;

નદન મુખડા જોઇને લેશે મામી ભામણા,
નદન મામી કહેશે જીવો સુખ ભરપુર રે હાલો૦ ૯

નદન નવલા ચેડા મામાની સાતે સતી,
મ્હારી ભત્રીજી ને બ્હેન તમારી નદ,
તે પણ શુઝે ભગ્વા લાખણસાઇ લાવશે,
તુમને જોઇ જોઇ હોશે અધિકો પરમાનદ હાલો૦ ૧૦

રમવા કાજે લાવશે લાખ ટકાનો ઘુઘરો,
વળી સુડા મેના પોપટ ને ગજગજ,
સારસ કોયલ હસ તીતર ને વળી મોરજી,
મામી લાવશે રમવા નદ તમારે કાજ રે હાલો૦ ૧૧

છપ્પન કુમરી અમરી જલ કળશે નવરાવિઆ,
નદન તમને અમરે કેળી ઘગ્ની માહ,
ફુલની વૃષ્ટિ કીધી ચોજન એકને માડલે,
બહુ ચીરજીવો આશીષ દીધી તુમને ત્યાહ રે હાલો૦ ૧૨

તમને મેરૂ ગિરિ પર સુરપતિએ નવગાવિઆ,
નિગ્ખી નિરખી હગ્ખી સુકૃત લાભ કમાય,
મુખડા ઉપગ વારી કોટી કોટી ચદ્રમા,
વળી તન પર વારી ગ્રહગણનો સમુદાય રે હાલો૦ ૧૩

નદન નવલા ભણવા નિશાળે પણ મુકશુ,
ગજ પર અબાડી બેસાડી મ્હોટે સાજ,
પસલી ભરશુ શ્રીફળ ફોફળ નાગરવેલશુ,
સુખડલી લેશુ નિશાળીયાને કાજ રે હાલો૦ ૧૪

નદન નવલા મ્હોટા થાશો ને પરણાવશું,
વહુવગ મગ્ખી જોડી લાવશુ રાજકુમાર,

સરખા સરખી વેવાઇ વેવાણો પધરાવશું,
વરવહુ પોંખી લેશું જોઈ જોઇને દેદાર રે. હાલો૦ ૧૫

પીયર સાસર મ્હારા બેહુ પખ નંદન ઉજળા,
મ્હારી કુખે આવ્યા તાત પનોતા નંદ;
મ્હારે આંગણ વુઠ્યા અમૃત દુધે મેહુલા,
મ્હારે આંગણ ફલિઆ સુરતરૂ સુખના કંદ રે. હાલો૦ ૧૬

ઇણિ પેરે ગાયું માતા ત્રિશલા સુતનું હાલરૂં,
જે કોઇ ગાશે બેશે પુત્રતણા સામ્રાજ;
બીલીમોરા નગરે વરણવ્યું વીરનું હાલરૂં,
જય જય મંગલ હોજો દીપવિજય કવિરાજ રે. હાલો૦ ૧૭

---

## ખામણાં.

શ્રી અરિહંતજીને ખામણાં રે, જેહના ગુણ છે બાર;
કરો ભવિ ખામણાં રે૦

ચોત્રિસ અતિશયેં રાજતા રે, વાણી ગુણ પાંત્રીસ.
કરો ભવિ ખામણાં રે૦ ૧

ગામ નગર પુર વિચરતાં રે, કરતા ભવિ ઉપકાર; કરો૦
સિદ્ધ સર્વને ખામણાં રે, જેહના ગુણ છે આઠ. કરો૦ ૨

સિદ્ધ શિલાને ઉપરે રે, જ્યોતિમાં જ્યોતિ મિલાય; કરો૦
જે સુખ નહિ સુરરાયને, નહી રાયા નહી રાય. કરો. ૩

તે સુખની ઇચ્છા કરોતો; પ્રણમું સિદ્ધના પાય; કરો૦
આચારજને ખામણાં રે, જેહના ગુણ છત્રીશ. કરો૦ ૪

છત્રીશ છત્રીશે ગુણે રે, બારમે છન્નુ થાય, કરો૦
એહવે ગુણે કરી શોભતા રે, જંબુ ગૈતમ સુધર્મ કરો૦ ૫

ઉપાધ્યાયને ખામણા રે, જેહના ગુણ પચીશ, કરો૦
પચવીશ પચવીશે ગુણે રે, છસે પચવીશ થાય કરો૦ ૬

રાજકુવર પરે શોભતા રે, આચારજ પદ જોગ્ય, કરો૦
સર્વ સાધુને ખામણા રે, અઢીદ્વીપમા જેહ કરો૦ ૭

ગુણ સત્તાવીશે શોભતા રે, લેતા સુજતો આહાર, કરો૦
સાધ્ય એક છે જેહને રે, સાધનમા ભેદ અનેક કરો૦ ૮

સર્વ સઘને ખામણા રે, અરિહતે માન્યો જેહ; કરો૦
શાસનને શોભાવતો રે, અડતાલીશ જેહના ગુણ કરો૦ ૯

સર્વ સતીને ખામણા રે, ચદનબાળા મૃગાવતી આદિ, કરો૦
સર્વ જીવને ખમાવીએ રે, યોની ચોરાશી લાખ કરો૦ ૧૦

આઠમ પાખી ખામણા રે, ચોમાસી ત્રણવાર, કરો૦
સવચ્છરી ખમાવીએ રે, સઘ સકલ જયકાર કરો૦ ૧૧

જે ન ખમાવે ખામણા રે, તેહનો નરકમા વાસ, કરો૦
ખમીએ ને ખમાવીએ રે, એ જિન શાસન રીત કરો૦ ૧૨

હર્ષે ખમાવે જે ખામણા રે, તેહનો સ્વર્ગમા વાસ, કરો૦
એણી પરે કીજે ખામણા રે, તો તરીએ સસાર કરો૦ ૧૩

સુકી મેલ કીજે ખામણા રે, નિજરૂપ લહે મનોહાર, કરો૦
અમિય કુવર ઇણીપરે ભણે રે, તે પામે મગલ માલ કરો૦ ૧૪

---

## શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

નારે પ્રભુ નહીં માનું, નહી માનું અવરની આણ;
નારે મારે તારૂં વચન પ્રમાણ. નારે૦ ૧

હરી હરાદિક દેવ અનેરા, તે દીઠા જગમાંય રે;
ભામીની ભરમ ભ્રકુટીએ ભુલ્યા, તે મુજને ન સોહાય. નારે૦ ૨

કેઈક રાગી ને કેઈક દ્વેષી, કેઈક લોભી દેવ રે;
કેઈક મદ માયાના ભરીયા, કેમ કરીએ તસ સેવ. નારે૦ ૩

મુદ્રા પણ તેમાં નવી દીસે, પ્રભુ તુજમાંહીલી તલ માત્ર રે;
તે દેખી દીલડું નવી રીજે, શી કરવી તેની વાત. નારે૦ ૪

તું ગતિ તું મતિ તું મુજ પ્રીતમ, જીવ જીવન આધાર રે;
રાત દિવસ સુપનાંતર માંહી, તુંહી મારે નીરધાર. નારે૦ ૫

અવગુણ સઉ ઉવેખીને પ્રભુ, સેવક કહીને નિહાળ રે;
જગબંધવ એ વિનતિ મારી, મારાં ભવો ભવનાં દુઃખ ટાળ. નારે૦ ૬

ચોવીશમા પ્રભુ ત્રીભુવન સ્વામી, સિદ્ધારથના નંદ રે;
ત્રિશલાજીના નાનડીયા પ્રભુ, તુમ દીઠે અતિહી આણંદ. નારે૦ ૭

સુમતિ વિજય કવિ રાયનો; રામ વિજય કરજોડ રે;
ઉપકારી અરિહંતજી માહરા, ભવોભવના બંધ છોડ. નારે૦ ૮

---

## શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

સિદ્ધારથના રે નંદન ! વિનવું, વિનતડી અવધાર;
ભવમંડપમાં રે નાટક નાચીઓ, હવે મુજ દાન દેવરાવ. સિદ્ધા૦ ૧

ત્રણ રતન મુજ આપો તાતજી, જિમ નાવે રે સંતાપ,
દાન દીયંતા રે પ્રભુ કોસર કીસી, આપો પદવી રે આપ સિદ્ધા૦ ૨

ચરણ અંગુઠે રે મેરૂ કંપાવીયો, મોડ્યા સુરના રે માન,
અષ્ટ કરમના રે ઝગડા જીતવા, દીધા વરસી રે દાન સિદ્ધા૦ ૩

શાસન નાયક શિવ સુખ દાયક, ત્રિશલા કૂખે રતન,
સિદ્ધારથનો રે વંશ દીપાવીયો પ્રભુજી તમે ધનધન સિદ્ધા૦ ૪

વાચક શેખર કીર્ત્તિ વિજય ગુરૂ, પામી તાસ પસાય,
ધર્મતણા એ જિન ચોવીશમા, વિનય વિજય ગુણ ગાય સિદ્ધા૦ ૫

---

## શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

૧

મે તો નજીક રહેસ્યાજી, મોરા રે સાહિબની મેતો સેવા કરસ્યાજી,
સાહિબની સેવામાં રહીશું, કરશું સુખ દુઃખ વાત,
આણુવહી ને શીવસુખ લેશું, લેશું ભવનો પાર મેતો૦ ૧

સીદ્ધારથ રાજાનો નંદન, ત્રીશલા દેવી માય,
ચોવીશમા જિનના ગુણ ગાશું, નિર્મળ કરશું ગાત્ર મેતો૦ ૨

ચાર પાંચ સાત આઠ હણીને, નવશું ધરશું નેહ,
દસ પોતાના દોસ્ત કરીને, એકને દેશું છેહ મેતો૦ ૩

છને છડી બેને મડી, બોલાવીશું બાર,
પંદર જણની પાસન પડશું, તેરને દેશું માર મેતો૦ ૪

સત્તર પાળી અઢાર અજવાળી, જીતિશું બાવીશ,
ત્રેવીસ જણને દૂર કરીને, ચિત્ત ધરશું ચોવીશ મેતો૦ ૫

ત્રણ પાંચ સત્તાવીશ ધરશું, બેતાળીશે શુદ્ધ;
તેત્રીશ ચોરાસી ટાળી, આતમ કરશું શુદ્ધ. મેતો૦ ૬

ચારમાને બે પરિહરશું, બેનો આદર કરશું;
એમ જિનની આણ વહીને, ભવસાયરથી તરશું. મેતો૦ ૭

અંગ વિનાનો સંગ ન કરીએ, ઉતરીએ ભવજળ તીર,
ઉદયરત્ન કહે ત્રિશલાનંદન, જય જય શ્રી મહાવીર. મેતો૦ ૮

૨

વીર જિણંદ જગત ઉપગારી, મિથ્યા ધામ નિવારીજી,
દેશના અમૃત ધારા વરસી, પરપરિણતિ સવિ વારીજી. વીર૦ ૧

પંચમે આરે જેહનું શાસન, દોય હજાર ને ચારજી;
યુગ પ્રધાન સૂરીશ્વર વહશે, સુવિહિત મુનિ આધારજી. વીર.૦ ૨

ઉત્તમ આચારજ મુનિ અજ્જા, શ્રાવક શ્રાવિકા અચ્છજી;
લવણ જલધિ માંહે મીઠું જળ, પીવે શિંગી મચ્છજી. વીર૦ ૩

દશ અચ્છેરે દુઃષિત ભરતે, બહુ મતભેદ કરાળજી;
જિન કેવળ પૂરવધર વિરહે, ફણીસમ પંચમ કાળજી. વીર૦ ૪

તેહનું ઝેર નિવારણ મણિસમ, તુજ આગમ તુજ બિંબજી;
નિશિદીપક પ્રવહણ જેમ દરીયે, મરૂમાં સુર તરૂ લુંબજી. વીર૦ ૫

જૈનાગમ વક્તા ને શ્રોતા, સ્યાદ્વાદ શુચિ બોધજી;
કલિકાળે પણ પ્રભુ! તુજ શાસન, વરતે છે અવિરોધજી. વીર૦ ૬

મ્હારે તો સુષમાથી દુષમો, અવસર પુન્ય નિધાનજી;
ખિમાવિજય જિન વીર સદાગમ, પામ્યો સિદ્ધિ નિદાનજી. વીર૦ ૭

---

# શ્રી સિદ્ધચક્રના સ્તવન.

સિદ્ધચક્ર વર સેવા કીજે, નરભવ લાહો લીજેજી,
વિધિપૂર્વક આરાધન કરતા, ભવભવ પાતક છીજે, આંકણી
ભવિજન ભજીયેજી, અવર અનાદિની ચાલ નિત નિત તજીએજી ૧

દેવના દેવ દયાકર ઠાકર, ચાકર સુરનર ઈંદાજી,
ત્રિગડે ત્રિભુવન નાયક બેઠા, પ્રણમો શ્રી જિનચંદા ભવિ૦ ૨

અજ અવિનાશી અકળ અજરામર, કેવળ દંસણ નાણીજી,
અવ્યાબાધ અનંતુ વીરજ, સિદ્ધ પ્રણમો ગુણખાણી ભવિ૦ ૩

વિદ્યા સૌભાગ્ય લક્ષ્મી પીઠ, મંત્રરાજ યોગ પીઠજી,
સુમેરૂ પીઠ એ પંચ પ્રસ્થાને, નમો આચારજ ઈઠ્ઠ ભવિ૦ ૪

અંગ ઉપાંગ નંદી અનુયોગા, છ છેદને મૂળ ચારજી,
દશ પયન્ના એમ પણ યાલીસ, પાઠક તેહના ધાર ભવિ૦ ૫

વેદ ત્રણને હાસ્યાદિક ષટ્, મિથ્યાત્વ ચાર કષાયજી,
ચૌદ અભ્યંતર નવવિધ બાહ્યની, ગ્રંથિ તજે મુનિરાય ભવિ૦ ૬

ઉપશમ ક્ષયઉપશમ ને ક્ષાયક, દર્શન ત્રણ પ્રકારજી,
શ્રદ્ધા પરિણતિ આતમ કેરી, નમીએ વારંવાર ભવિ૦ ૭

અઠ્ઠાવીશ ચૌદને ષટ દુગ એક, મત્યાદિકના જાણુજી,
એમ એકાવન ભેદે પ્રણમો, સાતમે પદ વરનાણ ભવિ૦ ૮

નિવૃત્તિ ને પ્રવૃત્તિ ભેદે, ચારિત્ર છે વ્યવહારેજી,
નિજગુણ સ્થિરતા ચરણ તે પ્રણમો, નિશ્ચય શુદ્ધ પ્રકાર ભવિ૦ ૯

બાહ્ય અભ્યંતર તપ તે સંવર, સમતા નિર્જરા હેતુજી,
તે તપ નમીએ ભાવ ધરીને, ભવસાગરમાં સેતુ ભવિ૦ ૧૦

એ નવ પદમાં પણ છે ધર્મી, ધર્મ તે વરતે ચારજી;
દેવગુરૂને ધર્મ તે એહમાં, દો તીન ચાર પ્રકાર ભવિ૰ ૧૧

મારગ દેશક અવિનાશીપણું, આચાર વિનય સંકેતજી;
સહાયપણું ધરતા સાધુજી, પ્રણમો એહીજ રીતે. ભવિ૰ ૧૨

વિમલેશ્વર સાનિધ્ય કરે તેહની, ઉત્તમ જે આરાધેજી;
પદ્મવિજય કહે તે ભવિ પ્રાણી, નિજ આતમ હિત સાધે. ભવિ૰ ૧૩

---

## સિદ્ધચક્ર સ્તવન ( ૨ )

એ ભવિ પ્રાણીરે સેવો, સિદ્ધચક્ર ધ્યાન સમો નહિ મેવો;
જે સિદ્ધચક્રને આરાધે, તેની કીરતિ જગમાં વાધે એ ભવિ૰ ૧

પહેલે પદેરે અરિહંત, બીજે સિદ્ધબુધ ધ્યાન મહંત;
ત્રીજે પદેરે સૂરીશ્વર, ચોથે ઉવઝાયને પાંચમે મુનિશ્વર એ ભવિ૰ ૨

છઠ્ઠે દરશન કીજે, સાતમે જ્ઞાનથી શિવસુખ લીજે;
આઠમે ચારિત્ર પાળો, નવમે તપથી મુક્તે જાવો. એ ભવિ૰ ૩

ઓળી આંબેલની કીજે, નવકાર વાળી વીશ ગણીજે;
ત્રણે ટંકનારે દેવ વાંદીજે, પડીલેહણ પડિક્કમણાં આંબેલ. એ ભવિ૰ ૪

ગુરૂમુખ કિરિયારે કીજે, દેવગુરૂ ભક્તિ ચિત્તમાં ધરીજે;
એમ કહે રામનો શિષ્ય, ઓળી ઉજવજો જગદીશ. એ ભવિ૰ ૫

---

## શ્રી મહાવીર જિન સ્તવન.

આજ સખી સંખીસરો ॥ એ દેશી.॥

શ્રી મહાવીર મનોહરૂં, પ્રણમું શીર નામી, કંત જશોદા નારિનો, જિન શિવગતિ ગામી ૧ ભગિની જાસ સુંદસણા,

નદી વર્દ્ધનભાઈ ॥ હરિ લછન હે જાણુઓ, મહુકોને સુખદાયી ॥૨॥ સિદ્ધાર્થ ભૂપતિ તણો, સુત સુદર સોહે ॥ નદન ત્રિશલા દેવિનો ત્રિભુવન મન મોહે ॥૩॥ એશતદશ અધ્યયનજે, પ્રભુ આપ પ્રકાશે ॥ પુણ્ય પાપ ફલ કેરડા, સુણે ભવિક ઉલ્લાસે ॥૪॥ ઉત્તરાધ્યયન છત્રીશ જે કહે અર્થ ઉદાર ॥ મોલ પહોર દીયે દેશના કરે ભવિ ઉપગાર ॥૫॥ સર્વાર્થ સિદ્ધમુહૂર્ત્તમા પાછલી જે રયણી ચોગ નિરોધ કરે તિહા, શિવની નીસરણી ॥૬॥ ઉત્તરા ફાલ્ગુની ચદ્રમા, જોગે શુભ આવે ॥ અજરામર પદ પામીયા, જયજય રવ થાવે ॥૭॥ ચોસઠ સુરવર આવીયા, જિનઅગ પખાલી, ॥ કલ્યાણક વિધિ સાચવી પ્રગટી દીવાલી ॥૮॥ લાખ કોડી ફલ પામીયે જિનધ્યાને રહીયે ॥ ધીર વિમલ કવિ રાજનો, જ્ઞાનવિમલ કહીએ ॥૯॥ ઇતિ વીરજિન સ્તવન ॥

---

## શ્રી શખેશ્વર પાર્શ્વનાથ જિન સ્તવન.

( જિણુદરાય હે-એ દેશી )

આજ શખેશ્વર જિન ભેટીએ,ભેટતા ભવદુખ નાસે સાહેબ મોગરે,
જયો અશ્વસેન કુલ ચદ્રમા, માતા વામા સુતપાસ સા૦ આ૦ ૧

ભક્તિ વત્સલ જન ભય હરૂ, હસતા હણીયા ખટ હાસ્ય, સા૦
દાનાદિક પાચને દુહાયા, ફરી નાવે પાસની પાસ સા૦ આ૦ ૨

ફરી કામને કારમી કમકમી, મિથ્યાત્વને નદીઉ માન, સા૦
અવિરતિને ગતિ નહિ એક ઘડી, અગુણિ અલગુ અજ્ઞાન સા૦ આ૦૩

નિદઢ નિદ્રાને નાસથી, મૃત રાગને રોગ અપાર, સા૦
એક ધકકે દ્વેષને ઢાલીયો, એમ નાઠા દોષ અઢાર સા૦ આ૦ ૪

વળી મત્સર મોહ મમત ગયો, અરિહા નિરિહા નિરદોષ; સા૦
ધરણેન્દ્ર કમઠ સુર બિહું પરે, તુસ માત્ર નહિ તોસ રોષ. સા૦ આ૦ ૫

અચરિજ સુણજો એક તેણે સમે, શત્રુને સમકિત દાય; સા૦
ચંદન પારસ ગુણ અતિ ઘણા, અક્ષર થોડે ન કહાય. સા૦ આ૦ ૬

જાગરણ દશા ઉપર ચઢ્યા, ઉજાગરણે વીતરાગ; સા૦
આલંબન ધરતાં પ્રભુતણું, પ્રભુતા સેવક સૌભાગ્ય. સા૦ આ૦ ૭

ઉપાદાન કારણ કારજ સીધે, અસાધારણ કારણ નિત્ય; સા૦
જો અપેક્ષા કારણ ભવિ લહે, ફલદ કારણ નિમિત્ત. સા૦ આ૦ ૮

પ્રભુ ત્રાયક સાયકતા ધરી, દાયક નાયક ગંભીર; સા૦
નિજ સેવક જાણી નિવાજીએ, તુમ ચરણે નમે શુભવીર. સા૦ આ ૯

---

## શ્રી સ્તંભન પાર્શ્વનાથ જિન સ્તવન.

સકલ સુરતિ ત્રેવિશમો સામી, ખંભાયતપુર મંડણોએ;
નવનિધિ પામીએ જેહને નામે, પાસ જિનેસર થંભણોએ. ૧

જાસુ પસાઉલે કરે સાનિધ, ધરણેન્દ્રને પદ્માવતીએ;
ભોગ સંજોગને અવિહડ રીદ્ધ, પામી જે મન ભાવતીએ. ૨

દિસે ઘોડેલા કલીમઝાર, મહિમા અવર દેવા તણોએ;
ઇણ જગે માને વરણ અઢાર, દેવ દેરાસર થંભણો એ. ૩

જ્ઞાન પાખે કિમ જાણીએ આસ, થંભણ પાસ તુ હમારડીએ;
જિન ગુણ ગાયે નવલે સાદે, મનને રંગે ગોરડિએ. ૪

જયવંત થંભણ પાસ જિણંદ, સેવક વંછિત સુરતરૂએ;
વયણ સોહાવે પુનમચંદ, ભણે નંદસૂરિ સેવક ઉધરોએ. ૫

---

## શ્રી શખેશ્વર પાર્શ્વનાથ જિન સ્તવન.

નિત્ય સમરૂ સાહિબ શયણા, નામ લેતા શિતળ વયણા,
ગુણ ગાતા ઉલ્લસે નયણા, શખેશ્વર સાહિબ સાચો,
બીજાનો આશરો કાચો, શખેશ્વર સાહિબ સાચો શ૦ ૧

દ્રવ્યથી દેવ દાનવ પૂજે, ગુણ સચિત શુ પણ લીજે,
અગ્હિાપદ પર્યવ છાજે, મુદ્રા પદ્માસન રાજે શ૦ ૨

સવેગ તજી ઘરવાસો, પ્રભુ પાર્શ્વના ગણધર થાશો,
તવ મુક્તિ પુરીમા જાશો, ત્રણ લોકમા વયણા ગવાશો શ૦ ૩

એમ દામોદર જિનવાણી, અષાઢી શ્રાવકે જાણી,
જિન વદી નિજ ઘર આવે, પ્રભુ પાર્શ્વની પ્રતિમા ભરાવે શ૦ ૪

ત્રણ કાળ તે ધુપ ઉખેવે, ઉપકારી શ્રી જિન સેવે,
પછી તે વૈમાનિક થાવે, તે પ્રતિમા પણ તિહા લાવે શ૦ ૫

ઘણા કાળ પુજી બહુ માને, વળી સૂર્ય ચન્દ્ર વિમાને,
નાગલોકના કષ્ટ નિવાર્યા, જ્યારે પાર્શ્વ પ્રભુ પધરાવ્યા શ૦ ૬

યદુસેન રહ્યો રણ ઘેરી, જીત્યા નવિ જાયે વૈરી,
જગસઘે જરા જબ મેલી, હરિબળ વિના સઘળે ફેલી શ૦ ૭

નેમીશ્વર ચોકી બેસારી, અઠ્ઠમ કરી વનમાળી,
તુઠી પદ્માવતી બાલી, દીયે પ્રતિમા ઝાકઝમાલી શ૦ ૮

પ્રભુ પાર્શ્વની પ્રતિમા પૂજી, બળવત જરા તવ ધ્રૂજી,
છટકાવ ન્હવણ જળ જોતી, જાદવની જરા જાય રોતી શ૦ ૯

શખ પૂરી સહુને જગાવે, શખેશ્વર ગામ વસાવે,
મદિરમા પ્રભુ પધરાવે, શખેશ્વર નામ ધરાવે શ૦ ૧૦

રહે જે જિનરાજ હજુરે, સેવક મનવાંછિત પૂરે;
એ ભેટણા પ્રભુજીને છાજે, શેઠ મોતીભાઇને રાજે. શં૦ ૧૧

નાના માણેક કેરા નંદ, સંઘવી પ્રેમચંદ વીરચંદ;
રાજનગરથી સંઘ ચલાવે, ગામો ગામના સંઘ મીલાવે. શં૦ ૧૨

અઢાર ઇઠોતેર વરસે, ફાગણ વદિ તેરશ દિવસે;
જિન વંદી આનંદ પાવે, **શુભવીર** વચનરસ ગાવે;
શંખેશ્વર સાહેબ સાચો, બીજાનો આશરો કાચો. ૧૩

---

## શ્રી ગોડીજી પાર્શ્વનાથજી (મુંબઇ)નું સ્તવન.

ગોડીજી તોરા ચરણ કમળકી રે, હું ચાહું સેવા પ્યારી;
તો નાસે કર્મ કટારી ભવભ્રાંતી મીટગઇ સારી. ગોડીજી૦ ૧

પ્રભુ ચોત્રીશ અતિશય ધારી, વાણી ગુણ પાંત્રીસ પ્યારી;
જીનશાસનકી બલીહારી. ગોડીજી૦ ૨

પ્રભુ મુંબઇ નગરે બિરાજે, ભવીજીવના સંશય ભાંજે,
દુર ભવ્ય અભવ્યતે લાજે. ગોડીજી૦ ૩

તુમે શીવપદના અધિકારી, વળી પરમાતમ પદ ધારી;
કેવલ શ્રી વરીયા પ્યારી. ગોડીજી૦ ૪

હું દરશન કાજે આવ્યો, તુમ સેવામાં મન ભાવ્યો;
ભવ જલધિ તરવા આવ્યો. ગોડીજી૦ ૫

હવે હાથ પ્રભુ મુજ ઝાલો, તું પ્રાણથકી મુજ વહાલો;
મને અવિચલ સુખડાં આલો. ગોડીજી૦ ૬

હું માસ રહ્યો ઇહાં બારી, મેં કીધી સેવા તહારી;
તુજ દરશનકી બલીહારી. ગોડીજી૦ ૭

પ્રભુ વિજય મુક્તિના રસીયા, સવી પાપ પડલ દૂર ખસીઆ,
મ્હારા હૃદય કમલમા વસીયા ગોડીજી૦ ૮

ઓગણીસે ચોસઠ જાણો, પોષ સુદી પુનમ વખાણો,
કહે કમલ વિજય સુખ માણો ગોડીજી૦ ૯

ઇતિ શ્રી ગોડીજી પાર્શ્વનાથજીનુ સ્તવન

---

## શ્રી શાન્તિનાથ પ્રભુનુ સ્તવન.

સુણ દયાનિધિ ! તુજ પદપકજ મુજ મન મધુકર લીનો,
તુ તો રાતદિવસ રહે સુખ ભીનો સુણ૦

પ્રભુ અચિરા માતાનો જાયો, વિશ્વસેન ઉત્તમ કુળ આયો,
એક ભવમા દોય પદવી પાયો સુણ૦ ૧

પ્રભુ ચક્રી જિન પદનો ભોગી, શાત નામ થકી થાય નિરોગી,
તુજ સમ અવર નહિ દૂજો યોગી સુણ૦ ૨

ષટ્ ખડતણો પ્રભુ તુ ત્યાગી, નિજ આતમ ઋદ્ધિ તણો ગગી,
તુજ સમ અવર નહિ વૈરાગી સુણ૦ ૩

વડવીર થયા સજમધારી, લહે કેવળ દુગ કમળા સારી,
તુજ સમ અવર નહિ ઉપગારી સુણ૦ ૪

પ્રભુ મેઘરથ ભવ ગુણખાણી, પારેવા ઉપર કરૂણા આણી,
નિજ શરણે રાખ્યો સુખ આણી સુણ૦ ૫

પ્રભુ કર્મ કટક ભવભય ટાળી, નિજ આતમ ગુણને અજુઆળી;
પ્રભુ પામ્યા શિવવધુ લટકાળી. સુણ૦ ૬

સાહેબ એક મુજરો માની જે, નિજ સેવક ઉત્તમ પદ કીજે;
રૂપ કીર્ત્તિ કરે તુજ જીવ વિજે. સુણ૦ ૭

---

## શાન્તિનાથ પ્રભુનું સ્તવન.

શાંતિ જિનેશ્વર સાહિબા રે, શાંતિતણા દાતાર;
અંતરજામી છો માહરા રે, આતમના આધાર. શાંતિ૦ ૧

ચિત્ત ચાહે પ્રભુ ચાકરી રે, મન ચાહે મળવાને કાજ;
નયન ચાહે પ્રભુ નિરખવા રે, દ્યો દરિસણ મહારાજ. શાંતિ૦ ૨

પલક ન વિસરો મનથકી રે, જેમ મોરા મન મેહ;
એક પખો કેમ રાખીએ રે, રાજ કપટનો નેહ. શાંતિ૦ ૩

નેહ નજર નિહાળતાં રે, વાધે બમણો વાન;
અખુટ ખજાનો પ્રભુ તાહરો રે, દીજીએ વંછિત દાન. શાંતિ૦ ૪

આશ કરે જે કોઈ આપણી રે, નવી મૂકીએ નિરાશ;
સેવક જાણીને આપણો રે, દીજીએ તાસ વિલાસ. શાંતિ૦ ૫

દાયકને દેતાં થકાં રે, ક્ષણ નવિ લાગે વાર;
કાજ સરે નિજ દાસનાં રે, એ મહોટો ઉપકાર. શાંતિ૦ ૬

એવું જાણીને જગધણી રે, દિલમાંહિ ધરજો પ્યાર;
રૂપવિજય કવિરાયનો રે, મોહન જય જયકાર. શાંતિ૦ ૭



## સ્તુતિઓ.

---

### ૧ શ્રી શત્રુંજય ગિરિ-સ્તુતિ. ( થોય )

શત્રુંજય મંડણ, રૂષભ જિણંદ દયાલ,
મરૂદેવા નંદન, વંદન કરૂં ત્રણ કાળ,
એ તીરથ જાણી, પુરવ નવાણું વાર,
આદિશ્વર આવ્યા, જાણી લાભ અપાર ૧

ત્રેવીશ તીર્થંકર, ચઢીઆ ઇણ ગિરિ રાય,
એ તીરથના ગુણ, સુરાસુરાદિક ગાય,
એ પાવન તીરથ, ત્રિભુવન નહિ તસ તોલે,
એ તીરથના ગુણ, સીમંધર મુખ બોલે ૨

પુંડરગિરિ મહિમા, આગમમાં પરસિદ્ધ,
વિમલાચલ ભેટી, લહીએ અવિચલ રિદ્ધ,
પંચમી ગતિ પહોતા, મુનિવર કોડા કોડ,
ઇણ તીરથે આવી, કર્મ વિપાક વીછોડ ૩

શ્રી શત્રુંજય કેરી, અહોનીશ રક્ષા કરી,
શ્રી આદિજિનેશ્વર, આણ હૃદયમાં ધારી,
શ્રી સંઘ વિઘનહર, કવડ જક્ષ ગણભૂર,
શ્રી રવિ બુદ્ધસાગર, સંઘના સંકટ ચૂર ૪

---

## ૨ શ્રી શત્રુંજય ગિરિ–સ્તુતિ. ( થાય )

જીહાં ઓગણોતેર કોડા કોડી, તેમ પંચાશી લખ વળી જોડી;
ચુમ્માલીશ સહસ્સ કોડી, સમવસર્યા જિહાં એ તીવાર;
પૂર્વ નવાણું એમ પ્રકાર, નાભિ નરિંદ મલ્હાર. ૧

સહસ કૂટ અષ્ટાપદ સાર, જિન ચોવીશ તણા ગણધાર;
પગલાંના વિસ્તાર, વલી જિન બિંબ તણો નહિં પાર;
દેહરી થંભે બહુ આકાર, વંદું વિમલગિરિ સાર. ૨

એંશી સીતેર સાઠ પંચાશ, બાર જોયણ માને જસ વિસ્તાર;
ઇગ બી તી ચઉ પણ આર;
માન કહ્યું તેહનું નિરધાર, મહિમા એહનો અગમ અપાર;
આગમ માંહિ ઉદાર. ૩

ચૈત્રી પુનમ દિન શુભ ભાવે, સમકિત દૃષ્ટિ સુરનર આવે;
પુજા વિવિધ રચાવે;
જ્ઞાન વિમલસૂરિ ભાવના ભાવે, દુરગતિ દોહગ દૂર ગમાવે;
બોધિ બીજ જસ પાવે. ૪

---

## ૩ શ્રી શત્રુંજય ગિરિ–સ્તુતિ.

શ્રી શત્રુંજય તીરથ સાર, ગિરિવરમાં જેમ મેરૂ ઉદાર,
ઠાકુર રામ અપાર;
મંત્રમાંહે નવકારજ જાણું, તારામાં જેમ ચંદ્ર વખાણું,
જલધર જળમાં જાણું;
પંખી માંહે જેમ ઉત્તમ હંસ, કુળમાંહે જેમ રૂષભનો વંશ,
નાભિ તણો એ અંશ;
ક્ષમાવંતમાં શ્રી અરિહંત, તપસૂરા મુનિવર મહંત,
શત્રુંજય ગિરિ ગુણવંત. ૧

ઋષભ અજિત સંભવ અભિનંદા, સુમતિનાથ મુખ પુનેમચંદા,
પદ્મપ્રભ સુખકંદા,
શ્રી સુપાર્શ્વ ચંદ્રપ્રભ સુવિધિ, શિતલ શ્રેયાંસ સેવો બહુ બુદ્ધિ,
વાસુપૂજ્ય મતિ શુદ્ધિ,
વિમલ અનંત ધર્મ જિન શાંતિ, કુંથુ અર મલ્લિ નમુ એકાંતિ,
મુનિસુવ્રત સુદ્ધ પંતિ,
નમિ નેમ પાસ વીર જગદીશ, નેમ વીના એ જિન તેવીશ,
સિદ્ધગિરિ આવ્યા ઈશ ૨

ભરતરાય જિન સામે બોલે, સ્વામી શત્રુંજય ગિરિ કુણ તોલે,
જિનનું વચન અમોલે,
ઋષભ કહે સુણો ભરતજી રાય, છરી પાલતા જે નર જાય,
પાતિક ભુકો થાય,
પશુ પંખી જે ઇણ ગિરિ આવે, ભવ ત્રીજે તે સિદ્ધજ થાવે,
અજરામર પદ પાવે,
જિનમત મે શેત્રુંજો વખાણ્યો, તે મે આગમ દિલમાંહે આણ્યો,
સુણતાં સુખ ઉર ઠાણ્યો ૩

સંઘપતિ ભરત નરેસર આવે, સોવન તણા પ્રાસાદ કરાવે,
મણિમય મૂરતિ ઠાવે,
નાભિરાયા મરૂદેવી માતા, બ્રાહ્મી સુંદરી બ્હેન વિખ્યાતા,
મૂર્તિ નવાણુ ભ્રાતા,
ગોમુખ યક્ષ ચક્કેસરી દેવી, શત્રુંજય સાર કરે નિત્યમેવી,
તપગચ્છ ઉપર હેવી,
શ્રી વિજયસેનસૂરીશ્વર રાયા, શ્રી વિજયદેવ સૂરિ પ્રણમી પાયા,
ઋષભદાસ ગુણ ગાયા ૪

---

## ૪ શ્રી ઋષભદેવ જિનસ્તુતિ. ( થાય. )

આદિ જિનવર રાયા જાસ સોવન્ન કાયા,
મરૂદેવી માયા ધોરી લંછન પાયા;
જગતસ્થિતિ નિપાયા શુદ્ધ ચારિત્ર પાયા,
કેવળ સિરિ રાય મોક્ષ નગરે સધાયા. ૧

સવિજિન સુખકારી મોહ મિથ્યા નિવારી,
દુર્ગતિ દુઃખ ભારી શોક સંતાપ વારી;
શ્રેણી ક્ષપક સુધારી કેવળાનંત ધારી,
નમીએ નરનારી જેહ વિશ્વોપકારી. ૨

સમવસરણ બેઠા લાગે જે જિનજી મીઠા,
કરે ગણપ પઈઠ્ઠા ઈંદ્ર ચંદ્રાદિ દીઠા;
દ્વાદશાંગી વરિઠ્ઠા ગુંથતાં ટાળે રિઠ્ઠા,
ભવિજન હોય હિઠ્ઠા દેખી પુણ્યે ગરિઠ્ઠા. ૩

સુર સમકિતવંતા જેહ રિદ્ધે મહંતા,
જેહ સજ્જન સંતા ટાળીએ મુજ ચિંતા;
જિનવર સેવંતા વિઘ્ન વારો દુરંતા,
ઉત્તમ થુણંતા પદ્મને સુખદિંતા. ૪

---

## ૫ એકાદશીની થાય.

એકાદશી અતિ રૂઅડી, ગોવિંદ પૂછે નેમ,
કિણ કારણ એ પર્વ મોહોટું, કહો મુજશું તેમ,
જિનવર કલ્યાણક અતિ ઘણાં, એકસો ને પચાસ,
તેણે કારણ એ પર્વ મોહોટું, કરો મૌન ઉપવાસ. ૧

અગીઆર શ્રાવક તણી પ્રતિમા, કહી તે જિનવર દેવ,
એકાદશી એમ અધિક સેવો, વનગજા જીમ રેવ,
ચોવીશ જિનવર સયલ સુખકર, જેસા સુરતરૂ ચંગ,
જેમ ગંગ નિર્મલ નીર જેહવો, કરો જિનશું રંગ ૨

અગીઆર અંગ લખાવીએ, અગીઆર પાઠા સાર,
અગીઆર કવળી વીટણા, ઠવણી પુંજણી સાર,
ચાબખી ચંગી વિવિધ રંગી, શાસ્ત્ર તણે અનુસાર,
એકાદશી એમ ઉજવો, જેમ પામીએ ભવપાર ૩

વર કમળ નયણી કમળ વયણી, કમળ સુકોમળ કાય,
ભુજ દંડ ચંડ અખંડ જેહને, સમરતા સુખ થાય,
એકાદશી એમ મન વશી, ગણી હર્ષ પંડિત શિશ,
શાસનદેવી વિઘ્ન નિવારો, સંઘ તણા નિશદિશ ૪

---

## ૬ પર્યુષણની થોય.

વરસ દિવસમાં અષાડ ચોમાસું, તેમાં વળી ભાદરવો માસ,
આઠ દિવસ અતિ ખાસ,
પર્વ પજ્જુસણ કરો ઉલ્લાસ, અઠ્ઠાઈ ધરનો કરવો ઉપવાસ,
પોસહ લીજે ગુરૂ પાસ
વડા કલ્પનો છઠ્ઠ કરીજે, તેહ તણો વખાણ સુણીજે,
ચૌદ સુપન વાચીજે;
પડવે ને દિન જન્મ વચાય, ઓચ્છવ મહોચ્છવ મંગળ ગાય,
વીર જીણેસર રાય ૧

બીજ દિને દીક્ષા અધિકાર, સાંજ સમય નિરવાણ વિચાર,
વીર તણો પરિવાર;
ત્રીજ દિને શ્રી પાર્શ્વ વિખ્યાત, વળી નેમીસરનો અવદાત;
વળી નવ ભવની વાત;
ચોવિશે જિન અંતર તેવીશ, આદિ જિનેશ્વર શ્રી જગદીશ,
તાસ વખાણ સુણીશ;
ધવળ મંગળ ગીત ગહૂંલી કરાએ, વળી પ્રભાવના નિત અનુસરીએ,
અઠ્ઠમ તપ જપ વરીએ. ૨

આઠ દિવસ લગે અમર પળાવો, તેહ તણો પડહો વજડાવો,
ધ્યાન ધરમ મન ભાવો;
સંવત્સરી દિન સાર કહેવાયે, સંઘ ચતુર્વિધ ભેળો થાયે,
બારસેં સૂત્ર સુણાય,
થિરાવળીને સમાચારી, પટાવળી પ્રમાદ નિવારી,
સાંભળજો નરનારી;
આગમસૂત્રને પ્રણમીશ, કલ્પસૂત્રશું પ્રેમ ધરીશ,
શાસ્ત્ર સર્વે સુણીશ; ૩

સત્તરભેદી જિન પૂજા રચાવો, નાટક કેરા ખેલ મચાવો,
વિધિ શું સ્નાત્ર ભણાવો;
આડંબર શું દેહ રે જઇએ, સંવત્સરી પડિક્કમણું કરીએ,
સંઘ સર્વને ખમીજે,
પારણે સાહમિવચ્છલ કીજે, યથાશક્તિએ દાનજ દીજે,
પુણ્ય ભંડાર ભરીજે,
શ્રી વિજયક્ષેમ સૂરિ ગણધાર, જસવન્તસાગર ગુરૂ ઉદાર,
જિણંદસાગર જયકાર. ૪

---

## ૭ શ્રી શાન્તિનાથ જિન સ્તુતિ (થોય)

વંદો જિન શાંતિ જાસ સોવન કાંતિ,
ટાળે ભવભ્રાંતિ મોહ મિથ્યાત્વ શાંતિ
દ્રવ્યભાવ અરિપાંતિ તાસ કરતા નિકાંતિ,
ધરતા મન ખાંતિ શોક સંતાપ વાંતિ ૧

દોય જિનવર નીલા દોય રક્ત રંગીલા,
દોય ધોળા સુશીલા કાઢતા કર્મ કીલા,
ન કરે કોઇ હીલા દોય શ્યામ સલીલા,
સોળ સ્વામીજી પીલા આપજો મોક્ષલીલા ૨

જિનવરની વાણી મોહવલ્લિ કૃપાણી,
સૂત્રે દેવાણી સાધુને યોગ્ય જાણી,
અરથે ગુંથાણી દેવ મનુષ્ય પ્રાણી,
પ્રણમો હિત આણી મોક્ષની એ નીશાણી ૩

વાઘેસરી દેવી હર્ષ હિયડે ધરેવી,
જિનવર પાય સેવી સાર શ્રદ્ધા વરેવી,
જે નિત્ય સમરેવી દુઃખ તેહના હરેવી
પદ્મવિજય કહેવી ભવ્ય સંતાપ ખેવી ૪

---

## ૮ શ્રી શાંતિનાથ જિન સ્તુતિ (થોય)

શાંતિ સુહંકર સાહિબો, સંયમ અવધારે,
સુમિત્રને ઘેર પારણું, ભવપાર ઉતારે,
વિચરંતા અવનિતલે, તપ ઉગ્ર વિહારે,
જ્ઞાન ધ્યાન એક તાનથી, તિર્યંચને તારે ૧

## ૧૧ શ્રી નેમિનાથ જિન સ્તુતિ. ( થાય )

રાજુલ વર નારી રૂપથી રતિહારી,
તેહના પરિહારી બાળથી બ્રહ્મચારી;
પશુઆં ઉગારી હુઆ ચારિત્રધારી,
કેવળશ્રી સારી પામીયા ઘાતી વારી. ૧

ત્રણ જ્ઞાન સંયુતા માતની કુંખે હુંતા,
જનમે સુર હુંતા આવી સેવા કરંતા;
અનુક્રમે વ્રત કરંતા પાંચ સમિતિ ધરંતા,
મહિયલ વિચરંતા કેવળશ્રી વરંતા. ૨

સવિ સુરવર આવે ભાવના ચિત્ત લાવે,
ત્રિગડું સોહાવે દેવછંદો બનાવે;
સિંહાસન ઠાવે સ્વામીના ગુણ ગાવે,
તિહાં જિનવર આવે તત્વ વાણી સુણાવે. ૩

શાસન સુરી સારી અંબિકા નામ ધારી,
જે સમકિતી નરનારી પાપ સંતાપ વારી;
પ્રભુ સેવાકારી જાપ જપીએ સવારી,
સંઘ દુરિત નિવારી પદ્મને જેહ પ્યારી. ૪

---

## ૧૨ શ્રી ગિરિનાર મંડનશ્રી નેમિનાથ જિન સ્તુતિ.

સુર અસુર વંદિત પાપ પંકજ મયણમલ્લમક્ષોભિતં,
ઘન સુઘન શ્યામ શરીર સુંદર, શંખ લંછન શોભિતં;
શિવાદેવીનંદન ત્રિજગવંદન ભવિક કમલ દિનેશ્વરં,
ગિરનાર ગિરિવર શિખર વંદું શ્રી નેમિનાથ જિનેશ્વરં. ૧

અષ્ટાપદે શ્રી આદિજિનવર, વીર પાવાપુરી વરૂ,
વાસુપૂજ્ય ચંપા નયર સિદ્ધા, નેમ રેવા ગિરિવરૂ,
સમેત શિખરે વીશ જિનવર, મુક્તિ પહોતા મુનિવરૂ,
ચોવીશ જિનવર નિત્ય વંદુ, સયલ સંઘ સુહંકરૂ ૨

અગીયાર અંગ ઉપાંગ બાર, દશ પયન્ના જાણિયે,
છેદ ગ્રંથ પસત્થ સથ્થા, ચાર મૂલ વખાણિયે,
અનુયોગદ્વાર ઉદ્ધાર નંદિ–સૂત્ર જિનમત ગાઇયે,
વૃત્તિ ચુર્ણિ ભાષ્ય પિસ્તાલીશ આગમ ધ્યાઇએ ૩

દોય દિશિ બાલક દોય જેહને, સદા ભવિયણ સુખકરૂ,
દુખ હરિ અંબા લુંબ સુંદર, દુરિત દોહગ અપહરૂ,
ગિરનાર મંડણ નેમિ જિનવર, ચરણ પંકજ સેવીયે,
શ્રી સંઘ સુપ્રસન્ન મંગલ–કરો તે અંબા દેવીએ ૪

---

## ૧૩ શ્રી મૌન એકાદશીની થોય.

( શ્રી શત્રુંજય ગિરિ, તિરથ સાર—એ દેશી. )

ગોયમ બોલે ગ્રંથ સંભાલી, વર્દ્ધમાન આગલ રઢીયાલી, વાણી અતીઅ રસાલી, મૌન અગ્યારસ મહિમા ભાલી, કોણે કીધીને કહો કોણે પાલી, પ્રશ્ન કરે ટંકશાલી કહોને સ્વામી પર્વ પંચાલી, મહિમા અધિક અધિક સુવિશાલી, કુણ કહે કહો તુમ ટાલો, વીર કહે માગશર અજુઆલી, દોઢસો કલ્યાણકની આલી, અગીઆરસ કૃષ્ણે પાલી ॥ ૧ ॥ નેમિનાથને વારે જાણો કાહનુડો ત્રણ ખંડનો રાણો, વાસુદેવ સુપ્રમાણો, પરિગ્રહને આરંભે ભરાણો, એક દિન આતમ કીધો શાણો, જિનવદન ઉલ્લસાણો, નેમિનાથને કહે હેત આણો, વરસી વારૂ

દિવસ વખાણો, પાલી થાઉં શિવરાણો, અતીત અનાગત ને વર્ત્ત-માન, નેવું જિનના હુવાં કલ્યાણ, અવર ન એહ સમાન. ॥ ૨ ॥ આગમ આરાધો ભવિ પ્રાણી જેહમાં તીર્થંકરની વાણી, ગણ-ધર દેવ કમાણી, દોઢસો કલ્યાણકની ખાણી, એહ અગ્યારસને દિન જાણી, એમ કહે કેવલનાણી, પુન્ય પાપતણી જીહાં કહાણી, સાંભળતાં શુભ લેખ લખાણી, તેહની સ્વર્ગ નિસાણી, વિદ્યા પૂરવ ગ્રંથે રચાણી, અંગ ઉપાંગ સૂત્રે ગુંથાણી, સુણતાં દીએ શિવરાણી. ॥ ૩ ॥ જિનસાશનમાં જે અધિકારી, દેવ દેવી હોએ સમકિત ધારી, સાનિધ્ય કરે સંભારી, ધર્મ કરે તસ ઉપર પ્યારી, નિશ્ચલ ધર્મ કરે સુવિચારી, જે છે પર ઉપકારી, વડ મંડલ મહાવીરજી તારી, પાપ પખાલી જીન જુહારી લાલ-વિજય હિતકારી, માતંગ જક્ષ કરે મનોહારી, ઓલગ સારે સુર અવતારી, શ્રી સંઘનાં વિઘ્ન નિવારી. ॥ ૪ ॥

---

## એકાદશીની સ્તુતિ.

નિરૂપમ નેમિ જિનેશ્વર ભાખે, એકાદશી અભિરામજી,
એક મને કરી જેહ આરાધે, તે પામે શિવઠામજી;
તેહ નિસુણી માધવ પૂછે, મન ધરી અતિ આનંદાજી,
એકાદશીનો એહવો મહિમા, સાંભળી કહે જિણંદાજી. ૧

એકશત અધિક પચાસ પ્રમાણ, કલ્યાણક સવિ જિનનાજી,
તેહ ભણી તે દિન આરાધો, છંડી પાપ સવિ મનનાજી;
પોસહ કરીએ મૌન આદરીએ, પરિહરીએ અભિમાનજી,
તે દિન માયા મમતા તજીએ, ભજીએ શ્રી ભગવાનજી. ૩

પ્રભાતે પડિક્કમણું કરીને, પોસહ પણ તિહાં પારીજી
દેવ જુહારી ગુરૂને વાંદી, દેશનાની સુણો વાણીજી;

સ્વામી જમાડી કર્મ ખપાવી, ઉજમણુ ઘર માડુજી,
અશનાદિક ગુરૂને વહોરાવી, પારણુ કરો પછી વારૂજી 3

બાવીશમા જીન એણીપરે બોલે, સુણુ તુ કૃષ્ણ નરિંદાજી,
એમ એગ્યારશી જેહ આરાધે, તે પામે સુખ વૃંદાજી,
દેવી અબાઈ પુણ્ય પસાયે, નેમીશ્વર હિતકારજી,
પંડિત હરખ વિજય તસ શિષ્ય માનવિજય જયકારીજી ૪

---

## ૧૫ પાર્શ્વનાથ જિન સ્તુતિ. (થોય)

શખેશ્વર પાસજી પૂજીએ, નરભવનો લાહો લીજીએ,
મનવછિત પૂરણ સુરતરૂ, જય વામાસુત ! અલવેસરૂ ૧

દોય રતા જિનવર અતિભલા, દોય ધોળા જિનવર ગુણનીલા,
દોય લીલા દોય શામલ કહ્યા, સોળે જિન કંચનવર્ણ લહ્યા ૨

આગમ તે જિનવર ભાખીયો, ગણધર તે હૈડે રાખીયો,
તેહનો રસ જેણે ચાખીયો, તે હુવો શિવસુખ સાખીયો 3

ધરણેંદ્ર રાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વ તણા ગુણ ગાવતી,
સહુ સંઘના સંકટ ચૂરતી, નયવિમળના વાછિત પૂરતી ૪

---

## ૧૬ શ્રી પાર્શ્વનાથ જિન સ્તુતિ.

પાસ જિણંદા વામા નંદા, જબ ગરભે ફળી,
સુપના દેખે અર્થ વિશેષે, કહે મઘવા મળી,
જિનવર જાયા સુર હુલરાયા, હુઆ રમણી પ્રીયે,
નેમિરાજી ચિત્ત વિરાજી, વિલોકિત વ્રત લીએ. ૧

## ૧૮ મહાવીર જિન સ્તુતિ ( થાય )

મનોહર મૂર્ત્તિ મહાવીરતણી, જિણે સોલ પહોર દેશના પભણી;
નવ મલ્લી નવ લચ્છી નૃપતિસુણી, કહિશિવ પામ્યા ત્રિભુવન ધણી.૧

શિવ પહોત્યા રૂષભ ચઉદશ ભકતે, બાવીશ લહ્યા શિવ માસ થીતે;
છઠે શિવ પામ્યા વીર વલી, કાતિ વદી અમાવાસ્યા નિરમલી ૨

આગામી ભાવી ભાવ કહ્યા, દીવાળી કલ્પે જેહ લહ્યા;
પુણ્ય પાપ ફલ અજ્ઝયણે કહ્યાં, સવિ તહત્તિ કરીને સદ્દહ્યાં ૩

સવિ દેવ મલી ઉદ્યોત કરે, પરભાતે ગૌતમ જ્ઞાન વરે;
જ્ઞાન વિમળ સદા ગુણ વિસ્તરે, જિનશાસનમાં જયકાર કરે. ૪

---

## ૧૯ મહાવીર જિન સ્તુતિ ( થાય )

જય જય ભવિ હિતકર, વીર જિનેશ્વર દેવ;
સુરનરના નાયક, જેહની સારે સેવ;
કરૂણારસ કંદો, વંદો આણંદ આણી;
ત્રિશલા સુત સુંદર, ગુણ મણિ કેરો ખાણી. ૧

જસ પંચ કલ્યાણક, દિવસ વિશેષ સુહાવે;
પણ થાવર નારક, તેહને પણ સુખ થાવે;
તે ચ્યવન[૧] જન્મ[૨] વ્રત[૩], નાણ[૪] અને નિર્વાણ[૫];
સવિ જિનવર કેરાં, એ પાંચે અહિઠાણ; ૨

જિહાં પંચ સમિતિ યુત, પંચ મહાવ્રત સાર;
જેહમાં પરકાશ્યા, વલી પાંચે વ્યવહાર;
પરમેષ્ઠિ[૧] અરિહંત[૨], નાથ[૩] સર્વજ્ઞ[૪]ને પારગ[૫];
એહ પંચ પદે લહ્યા, આગમ અર્થ ઉદાર; ૩

માત્તગ સિદ્ધાઇ, દેવી જિનપદ સેવી,
દુખ દુરિત ઉપદ્રવ, જે ટાલે નિત સેવી,
શાસન સુખદાયી, આઇ સુણો અરદાશ,
શ્રી જ્ઞાન વિમલ ગુણ, પૂરો વંછિત આશ ૪

---

## ૨૦ શ્રી મહાવીર જિન સ્તુતિ. ( થોય )

મહાવીર જિણંદા, રાય સિદ્ધાર્થ નંદા,
લછન મૃગેંદા, જાસ પાયે સોહંદા,
સુરનર વર ઇંદા, નિત્ય સેવા કરંદા,
ટાલે ભવ ફંદા, સુખ આપે અમંદા ૧

અડ જિનવર માતા, મોક્ષમા સુખશાતા,
અડ જિનની ખ્યાતા, સ્વર્ગ ત્રીજે આખ્યાતા,
અડ જિનપ જનેતા, નાક માહેંદ યાતા,
સવિ જિનવર નેતા, શાશ્વતા સુખ દાતા ૨

મલ્લિ નેમિ પાસ, આદિ અઠ્ઠમ ખાસ,
કરી એક ઉપવાસ, વાસુપૂજ્ય સુવાસ,
શેષ છઠ્ઠ સુવિલાસ, કેવલજ્ઞાન જાસ,
કરે વાણી પ્રકાશ, જેમ અજ્ઞાન નાસ ૩

જિનવર જગદિશ, જાસ મોટી જગીશ,
નહીં રાગને રીશ નમીએ તાસ શીશ,
માતંગ સુર ઇશ, સેવતો રાત દીશ,
ગુરૂ ઉત્તમ અધીશ, પદ્મ ભાખે સુશીષ ૪

---

## ૨૧ શ્રી મહાવીર જિન સ્તુતિ. ( થાય )

લહ્યો ભવજલ તીર, ધર્મ કોટીર હીર,
દુરિત રજ સમીર, મોહ મૂસાર સીર;
દુરિત દહન નીર, મેરૂથી અધિક ધીર,
ચરમ શ્રી જિનવીર, ચરણ કલ્પદ્રુ કીર.

ઈમ જિનવર માલા, પુન્યનીર પ્રવાલા,
જગ જંતુ દયાલા, ધર્મની શાસ્ત્રશાલા;
કૃત સુકૃત સુગાલા, જ્ઞાન લીલા વિશાલા,
સુરનર મહિપાલા, વંદતા છે ત્રિકાલા.

શ્રી જિનવર વાણી, દ્વાદશાંગી રચાણી,
સુગુણ રયણ ખાણી, પુન્ય પીયૂષ પાણી;
નવમ રસ રંગાણી, સિદ્ધિ સુખની નીશાણી,
દુહ પીલણ ઘાણી, સાંભલો ભાવ આણી.

જિન મત રખવાલા, જે વલી લોગ પાલા,
સમકિત ગુણ વાલા, દેવ દેવી કૃપાલા;
કરો મંગલ માલા, ટાલીને મોહ હાલા,
સહજ સુખ રસાલા, બોધ દીજે વિશાલા.

---

## ૨૨ શ્રી ગૌતમ ગણધર સ્તુતિ

ગુરૂ ગણપતિ ગાઉં, ગૌતમ ધ્યાન ધ્યાઉં;
સવિ સુકૃત સબાહુ, વિશ્વમાં પૂજ્ય થાઉં;
જગ જીત બજાઉં, કર્મને પાર જાઉં;
નવનિધિ ઋદ્ધિ પાઉં, શુદ્ધ સમકિત ઠાઉં.

સવિ જિનવર કેરા, સાધુ માંહે વડેરા,
દુગવન અધિકેરા, ચઉદસય સુ ભલેરા,
દલ્યા દુરિત અંધેરા, વદીએ તે સવેરા,
ગણધર ગુણ ઘેરા, નામ છે તેહ મેરા ૨

સવિ સંશય કાપે, જૈન ચારિત્ર છાપે,
તવ ત્રિપદી આપે, શિષ્ય સૌભાગ્ય વ્યાપે,
ગણધરપદ થાપે, દ્વાદશાંગી સમાપે,
ભવ દુઃખ ન સંતાપે, દાસને ઇષ્ટ આપે, ૩

કરે જિનવર સેવા, જેહ ઈન્દ્રાદિદેવા,
સમકિત ગુણ સેવા, આપતા નિત્ય મેવા,
ભવજલ નિધિ તરેવા, નૌ સમી તીર્થ સેવા,
જ્ઞાનવિમળ લહેવા, લીલલચ્છી વરેવા ૪

---

## ૨૩ શ્રી સિદ્ધચક્રજીની સ્તુતિ.

વીરજીનેશ્વર ભવનદીનેશ્વર, જગદીશ્વર જયકારીજી,
શ્રેણિક નરપતિ આગળ જંપે, સિદ્ધચક્ર તપ સારીજી,
સમકિત દષ્ટિ ત્રિકરણ શુદ્ધે, જે ભવિયણ આરાધેજી,
શ્રીપાળનરિંદ પરે તસ, મંગળ કમલા વાધેજી ૧

અરિહંત વિચ્ચે સિદ્ધસૂરી પાઠક, સાહુ ચિહુદિશિ સોહેજી,
દંસણનાણ ચરણ તપ વિદિશે, એહ નવપદ મન મોહેજી,
આઠ પાંખડી હૃદયાંબુજ રોપી, લોપી રાગને રીસજી,
ૐ હ્રીં પદ એકની ગણીએ, નવકાર વાળી વીશજી ૨

આસો ચૈત્ર શુદી સાતમથી, માંડી શુભ મંડાણ જી,
નવનિધિ દાયક નવ નવ આંબિલ, એમ એકાશી પ્રમાણજી,

દેવ વંદન પડિક્કમણું પૂજા, સ્નાત્ર મહોત્સવ ચંગજી,
એહ વિધિ સઘળો જિહા ઉપદીસ્યો, પ્રણમું અંગ ઉપાંગજી ૩

તપ પૂરે ઉજમણું કીજે, લીજે નરભવ લાહોજી,
જિન ગૃહ પડિમા સ્વામી વત્સલ, સાધુ ભક્તિ ઉત્સાહોજી,
વિમલેશ્વર ચક્રેશ્વરી દેવી, સાનિધ્ય કારી રાજેજી,
શ્રી ગુરૂ ક્ષમાવિજય સુપસાયે, મુનિ જિન મહિમા છાજેજી, ૪

---

## ૨૪ શ્રી પંચતીર્થ સ્તુતિ

શ્રીશત્રુંજયમુખ્ય તીર્થતિલકં શ્રીનાભિરાજાંગજં,
વંદેરૈવતશૈલમૌલિમુકુટં શ્રી નેમિનાથં યથા;
તારંગેડપ્યજિતં જિનં ભૃગુપુરે શ્રીસુવ્રતં સ્થંભને,
શ્રી પાર્શ્વં પ્રણમામિ સત્યનગરે શ્રી વર્દ્ધમાનં ત્રિધા ૧

વંદેડનુત્તરકલ્પતલ્પભુવને ગ્રૈવેયકે વ્યંતરાઃ,
જ્યોતિષ્કામરમંદરાદ્રિવસતીંસ્તીર્થંકરાનાદરાત્;
જંબુપુષ્કરધાતકીષુ રૂચકે નંદીશ્વરે કુંડલે,
યેચાડન્યેડપિ જિના નમામિ સતતં તાન્ કૃત્રિમાડકૃત્રિમાન્ ૨

શ્રીમદ્વીરજિનાસ્યપદ્મહ્રદતો નિર્ગમ્ય તં ગૌતમં,
ગંગા વર્તનમેત્ય યા પ્રવિભિદે મિથ્યાત્વવૈતાઢ્યકં;
ઉત્પત્તિસ્થિતિ સંહૃતિ ત્રિપથગા જ્ઞાનાંબુદા વૃદ્ધિગા,
સા મે કર્મમલં હરત્વવિકલં શ્રીદ્વાદશાંગી નદી. ૩

શક્રશ્ચન્દ્રરવિગ્રહાશ્ચ ધરણબ્રહ્મેંદ્રશાન્ત્યંબિકા,
દિક્પાલાઃ સકપર્દિગોમુખગણિશ્ચક્રેશ્વરી ભારતી;
યેડન્યે જ્ઞાનતપઃ ક્રિયાવ્રતવિધિ શ્રી તીર્થયાત્રાદિષુ,
શ્રી સંઘસ્ય તુરા ચતુર્વિધ સુરાસ્તે સંતુ ભદ્રંકરાઃ. ૪

---

## ૨૫ શ્રી સિદ્ધચક્રજીની સ્તુતિ

પ્રહ ઉઠી વંદુ, સિદ્ધચક સદાય, જપીએ નવપદનો, જાપ સદા સુખદાય, વિધિ પૂર્વક એ તપ, જે કરે થઈ ઉજમાળ, તે સવિ સુખ પામે, જિમ મયણા શ્રીપાળ ૧ માલવપતિ પુત્રી મયણા અતિ ગુણવંત, તસ કર્મ સંયોગે કોઢી મિલિયો કંત, ગુરૂ વયણે તેણે, આરાધ્યું તપ એહ, સુખ સંપદા વરીયા, તરીયા ભવજળ તેહ ૨ આંબિલને ઉપવાસ, છઠ્ઠ વળી અઠ્ઠમ, દશ અઠ્ઠાઈ પંદર, માસ છ માસ વિશેષ, ઇત્યાદિક તપ બહુ, સહુમાંહિ શિરદાર, જે ભવિયણ કરશે, તે તરશે સંસાર ૩ તપ સાંનિધ્ય કરશે, શ્રી વિમળેશ્વરયક્ષ, સહુ સંઘના સંકટ, ચુરે થઈ પ્રત્યક્ષ, પુંડરિક ગણધાર, કનકવિજય બુધશિષ્ય, બુધ દર્શન વિજય કહે પહોંચે સકળ જગીશ ૪

---

## ૨૬ શ્રી ઋષભદેવ જિન સ્તુતિ.

ભવ્યા ભોજવિબોધનૈકતરણે વિસ્તારી કર્માવલી
રંભાસામજનાભિનંદન મહા-નષ્ટાપદાભાસુરૈ
ભક્ત્યા વંદિતપાદપદ્મ વિદુષા સંપાદય પ્રોજ્ઝિતા
રંભાસામજ નાભિનંદન મહા નષ્ટાપદા ભાસુરૈ ૧

તે વ પાતુ જિનોત્તમા ક્ષતરુજો નાચિરિદ્વિપુર્યન્મનો
દારવિભ્રમરોચિતા સુમનસો મન્દારવા રાજિતા
યત્પાદૌ ચ સુરાજિતા સુરભયા ચક્રુ પતન્ત્યોમ્બરા-
દારવિભ્રમરોચિતા સુમનસો મન્દારવારાજિતા ૨

શાન્તિ વસ્તનુતાન્મિથો ડનુગમના-ન્નૈગમાદ્યૈર્નયૈ-
રંભોજ જન હેતુલા છિતમદો દીર્ઘા ગન્તલદ્રુમ

તત્પૂજયૈર્જગતાં જિનૈઃ પ્રવચનં દૃપ્યત્કુવાદ્યાવલી–
રક્ષોભંજનહેતુલાંછિતમદો દીર્ણાંગજાલંકૃતમ્ ૩

શીતાંશુત્વિષિ યત્ર નિત્ય મદધદ્ ગંધાઢ્ય ધૂલીકણા–
નાલી કેસરલાલસા સમુદિતા–શુભ્રામરીભાસિતા;
પાયાદ્ઃ શ્રુતદેવતા નિદધતી તત્રાબ્જકાન્તીક્રમૌ,
નાલિકે–સરલાલસા સમુદિતા શુભ્રામરી ભાસિતા. ૪

## ૨૭ શ્રી પંચમી સ્તુતિ.

શ્રી નેમિઃ પંચરૂપત્રિદશપતિકૃત–પ્રાજ્યજન્માભિષેક–
શ્ચંચત્ પંચાક્ષમત્તદ્વિરદમદભિદા પંચવક્ત્રોપમાનઃ
નિર્મુક્તઃ પંચદેહ્યાઃ પરમસુખમયઃ પ્રાસ્તકર્મપ્રપંચઃ
કલ્યાણં પંચમીસત્તપસિ વિતનુતાં પંચમજ્ઞાનવાન્વઃ ૧

સંપ્રીણન્ સચ્ચકોરાન્ શિવતિલકસમં કૌશિકાનંદમૂર્ત્તિઃ
પુણ્યાબ્ધિપ્રીતિદાયી શિતરૂચિરિવયઃ સ્વીયગોભિસ્તમાંસિ;
સાંદ્રાણિ ધ્વંસમાનઃ સકલકુવલયો–લ્લાસમુચ્ચૈશ્ચકાર,
જ્ઞાનં પુષ્યાજ્જિનૌઘઃ સતપસિ ભવિનાં પંચમીવાસરસ્ય ૨

પીત્વા નાનાભિધાર્થામૃતરસમસમં યાંતિ યાસ્યંતિ જગ્મુ–
ર્જીવા યસ્માદનેકે વિધિવદ મરતાં પ્રાજય નિર્વાણ પૂર્યામ્;
યાત્વા દેવાધિદેવા ગમદશમસુધા–કુંડમાનંદહેતુ–
સ્તત્પંચમ્યાસ્તપસ્યુદ્યતવિશદધિયાં ભાવિનામસ્તુ નિત્યમ્ ૩

સ્વર્ણાલંકારવલ્ગન્મણિકિરણગણધ્વસ્તનિત્યાંધકારા;
હુંકારારાવદૂરી કૃતસુકૃતજન–વ્રાતવિઘ્નપ્રચારા;
દેવી શ્રી અંબિકાખ્યા જિનવરચરણાં–ભોજભૃંગી સમાના,
પંચમ્યાહ્નસ્તપોઽર્થં વિતરતુ કુશલં ધીમતાં સાવધાના. ૪

## ૨૮ શ્રી એકાદશીની સ્તુતિ

શ્રીભાગ્ નેમિર્ણભાપે જલશય સવિધે મ્કૂર્તિમેકાદશીયા,
માધન્મોહાવનીદ્રપ્રશમનવિશિખ પચબાણાર્ચિગર્ણ
મિથ્યાત્વધ્વાતવાતો ગવિકરનિકર-સ્તીવ્રલોભાદ્રિવજ્ર.
શ્રેયસ્તત્પર્વ વસ્તાગ્છિવસુખમિતિ વા સુવ્રતશ્રેષ્ઠિનોડભૂત ૧

ઇદ્રૈગ્ભભ્રમદ્દભિર્મુનિપગુણગ્સા-સ્વાદનાનદપૂર્ણ-
દિવ્યધ્ધિ સ્ફારહારૈર્લલિતવગ્વપુ-ર્યપિભિસ્સ્વર્વધૂભિઃ,
સાર્ધકલ્યાણકૌધો જિનપતિનવતે-ર્ભિદુભૂતેંદુમખ્યો,
ધન્ને યસ્મિન્ જગે તદ્ ભવતુ સભવિના પર્વમગ્છર્મહેતુ ૨

સિધ્ધાન્તાબ્ધિપ્રવાહ કુમતજનપદાન્ પ્લાવયન્ ય પ્રવૃત્ત
સિદ્ધિદ્વીપનયન્ ધીધનમુનિવણિજ સત્યપાત્રપ્રતિષ્ઠાન્;
એકાદશ્યાદિપર્વેન્દુમણિમતિદિશન્ ધીવગણા મહાર્ધ્ય,
સન્ન્યાયાભશ્ચ નિત્ય પ્રવિતગ્તુ મન મ્વપ્રતીગ્નિવાસમ્ ૩

તત્પર્વોદ્યાપનાર્થ સમુદિતસુધિયા શભુમખ્યાપ્રમેયા-
સુત્કૃષ્ટા વસ્તુવીથીમભયદમદને પ્રાભૃતી કુર્વતા તા,
તેષા મવ્યાક્ષપાદૈ પ્રલપિતમતિભિ પ્રેતભૂતાદિભિર્વા,
દુષ્ટૈ-ર્જન્ય ત્વજન્ય હગ્તુ હગ્તિનુ ન્યસ્તપાદાબિકાખ્યા ૪

---

## ૨૯ મહાવીર જિન સ્તુતિ.

વીગ્ દેવ નિત્ય વદે, જૈના પાદા યુષ્માન્ પાન્તુ,
જૈન વાક્ય ભૂયાદ્ ભૂત્યૈ, સિદ્ધાદેવી દ્યાત સૌખ્યમ્ ॥૧॥

---

## ૩૦ શ્રી સીમંધર જિન સ્તુતિ.

વંદે પુવ્વવિદેહભૂમિમહિલાલંકારહારોપમં,
દેવં ભક્તિપુરસ્સરં જિણવરં સીમંધરં સામિયં;
પાયા જસ્સ જિણેસરસ્સ ભવભીસંદેહસંતાસણા,
પોઆભા ભવસારમ્મિ નિવડન્તાણં જણાણં સયા. ૧

તીઆણાગયવટ્ટમાણ અરિહા સવ્વેવિ સુકખાવહા,
પાણીણં ભવિયાણ સંતુ સયયં તિત્થંકરા તે ચિરં;
જેસિં મેરૂગિરિમ્મિ વાસવગણા દેવંગયા સંગયા,
ભત્તીએ પકુણંતિ જમ્મણમહં સોવણ કુમ્ભાઇહિં. ૨

નિસ્સીમામલનાણકાણણઘણો સમ્મોહનિન્નાસણો,
જોનીસેસપયત્થસત્થકલણે આઇચ્ચ કપ્પો કુડો;
સિદ્ધંતં ભવિયા સરંત હિઅએ તં બારસંગીગયં,
નાણાભેયનયાવલીહિ કલિયં સવ્વણ્ણુણા ભાસિયં. ૩

જે તિત્થંકર પાયપંકજવણાસે વિક્કરોલંબયા,
ભવ્વાણં જિણભત્તયાણ અણિસં સોહિજ્જકજ્જેરયા;
સમ્મદ્દિઠ્ઠિસુરા વરાભરણભાદિપ્પંત દેહપ્પહા
તે સંઘસ્સ હવંતુ વિગ્ઘહરણા કલ્લાણસંપાયણા. ૪

---

## ૩૧ બીજની શ્રી સીમંધર જિન સ્તુતિ.

અજુવાળી તે બીજ સોહાવેરે, ચંદારૂપ અનુપમ ભાવે રે;
ચંદા વીનતડી ચિત્ત ધરજોરે, શ્રી સીમંધરને વંદણા કહેજો રે ૧

વીશ વિહરમાન જિનને વંદોરે, જિનશાસન પૂજી આણંદોરે;
ચંદા એટલું કામ મુજ કરજોરે, શ્રી સીમંધરને વંદણા કરજો રે. ૨

શ્રી સીમધર જિનની વાણી રે, તે તો પિતા અમીય સમાણીરે;
ચદા તમે સુણી અમને સુણાવોરે, ભવ સચીત પાપ ગમાવોરે ૩

શ્રી સીમધર જિનની સેવારે, જિને શાસન આણદ મેવારે,
તુ તો હોજો સઘની માતારે, જગત ચદ્ર વિખ્યાતા રે ૪

## ૩૨ શ્રી ભાવનગર ચૈત્ય થોય.

( સત્તર ભેદી જિન પૂજા એ દેશી )

ભાવનગર બદર અતિ સુદર, જિન મદિર જ્યા સોહેજી,
આદિકરણ જીહા પ્રથમ તિર્થંકર, પ્રથમ રાય મન મોહેજી,
પ્રથમ ભિક્ષાચર ઋષભ જિનેશ્વર, એ અભિધાને પૂજોજી,
દુરિત કારણ કેસરી સમ જિન, એ વિણ અવર ન દુજોજી ૧

અભિનદન જિન શાન્તિ જિનેશ્વર, પાસ ગોડીચા નીરખોજી,
વડવા માહે ચદ્ર પ્રભુ જિન, વદન દેખી મન હરખોજી,
ઇત્યાદિક એ જિન બિંબ નિહાળી, અનુભવ રસની થાળીજી,
ભવોદધિ તારણ અધિકો કારણ, અર્ચો જિનવર આલિજી ૨

સમવસરણમા જિનવર ભાખે, ઉત્પત્તિ ધ્રુવ નાશજી,
તે અનુસારે ગણધર દેવે, દ્વાદશાગી પ્રકાશીજી,
મિથ્યા તિમિર નિવારણ હેતે, દિનકર તુલ્ય આચારેજી,
જિન પડિમા જિન આગમ છે વલી, દુષમ કાલે આધારેજી ૩

જિનમત ભક્તા સમકિત યુક્તા, ઉકતા જિનવર દેવજી,
રમતા જિન શાસનમા જે ભવિ, કરતા તેહની સેવજી,
જિનપદ ધ્યાવે તેહીજ પાવે, અક્ષય પદની ઋદ્ધિજી,
મુનિ ગુણ રમિયા પરથી ખમિયા, તે પામે ગુણ વૃદ્ધિજી ૪

## ૩૬ શ્રી પંચમીની સ્તુતિ (થોય)

શ્રાવણ સુદિ દિન પંચમીએ, જન્મ્યા નેમિ જિણંદ તો,
શ્યામ વરણ તનું શોભતુંએ, મુખ શારદકો ચંદ તો;
સહસ વરસ પ્રભુ આઉખુંએ, બ્રહ્મચારી ભગવંત તો,
અષ્ટ કરમ હેલે હણીએ, પંહાતા મુક્તિ મહંત તો. ૧

અષ્ટાપદ પર આદિ જિનએ, પહોત્યા મુક્તિ મોઝાર તો,
વાસુપૂજ્ય ચંપાપુરીએ, શ્રીનેમિ મુક્તિ ગિરનાર તો;
પાવાપુરી નગરીમાં વળીએ, શ્રીવીરતણું નિર્વાણ તો,
સમેતશિખર વીશ સિદ્ધ હુઆએ, શિર વહુ તેહની આણતો. ૨

નેમિનાથ જ્ઞાની હુવાએ, ભાખે સાર વચન તો,
જીવદયા ગુણ વેલડીએ, કીજે તાસ જતન તો;
મૃષા ન બોલો માનવીએ, ચોરી ચિત્ત નિવાર તો,
અનંત તીર્થંકર એમ ભણેએ, પરિહરીએ પરનાર તો. ૩

ગોમેધ નામે જક્ષ ભલોએ, દેવી શ્રી અંબિકા નામ તો,
શાસન સાનિધ્ય જે કરે એ, કરે વળી ધર્મના કામ તો;
તપ ગચ્છ નાયક ગુણનીલોએ, શ્રી વિજયસેન સૂરિ રાયતો,
ઋષભદાસ પાય સેવતાંએ, સફળ કરો અવતાર તો. ૪

---

## ૩૭ શ્રી શાન્તિનાથ જિન થોય.

( શાન્તિ સુહંકર સાહીબો એ દેશી. )

શાન્તિ જિનેશ્વર સમરીએ, જેની અચિરા માય,
વિશ્વસેન કુલ ઉપન્યા, મૃગ લંછન પાય;
ગજપુર નયરીનો ધણી, કંચન વરણી છે કાય,
ધનુષ ચાલીશ દેહડી, લાખ વરસનું આય. ૧

શાન્તિ જિનેસર સોલમા, ચક્રી પંચમ જાણું,
કુંથુનાથ ચક્રી છઠ્ઠા, અરનાથ વખાણું,
એ ત્રણે ચક્રી સહી, દેખી આણંદુ,
સંજમ લેઇ મુગતે ગયા, નિત્ય ઉઠીને વંદુ ૨

શાન્તિ જિનેસર કેવલી, બેઠા ધર્મ પ્રકાશે,
દાન શિયળ તપ ભાવના, નર સોય અભ્યાસે,
એરે વચન જીનજી તણા, જેણે હૈયડે ધરીયા,
સુણતા સમકિત નિર્મલા, જેણે કેવલ વરીયા ૩

સમેતશિખર ગિરિ ઉપરે, જેણે અણસણ કીધા,
કાઉસગ્ગ ધ્યાન મુદ્રા રહી, જેણે મોક્ષજ સિધ્યા,
જક્ષ ગરૂડ સમરૂ સદા, દેવી નિર્વાણી,
ભવિક જીવ તુમે સાંભળો, રિખભદાસની વાણી ૪

---

## ૩૮ શ્રી અષ્ટમીની સ્તુતિ ( થોય )

મંગળ આઠ કરી જસ આગળ ભાવ ધરી સુરરાજજી,
આઠ જાતીના કળશ ભરીને ન્હવરાવે જિનરાજજી,
વીર જિનેશ્વર જન્મ મહોચ્છવ, કરતા શિવસુખ સાધેજી,
આઠમનું તપ કરતા અમ ઘર મંગલ કમલા વાધેજી ૧

અષ્ટ કરમ વૈરીગજ ગંજન અષ્ટાપદ પરે બલીયાજી,
આઠમે આઠ સ્વરૂપ વિચારી, મદ આઠે તસ ગલીયાજી,
અષ્ટમી ગતિ પહોતા જે જિનવર ફરસ આઠ નહિં અંગજી,
આઠમનું તપ કરતા અમઘર નિત નિત વાધે રંગજી ૨

પ્રાતિહારજ આઠ બિરાજે સમવસરણ જિનરાજેજી,
આઠમે આઠમો આગમ ભાખી ભવિમન સંશય ભાંજેજી,

આઠે જે પ્રવચનની માતા પાળે નિરતિચારોજી,
આઠમને દિન અષ્ટ પ્રકારી જીવ દયા ચિત્ત ધારોજી. ૩

અષ્ટ પ્રકારે પૂજા કરીને માનવભવફળ લીજેજી,
સિદ્ધાઇ દેવી જિનવર સેવી અષ્ટ મહાસિદ્ધિ દીજેજી;
આઠમનું તપ કરતાં લીજે નિર્મળ કેવળજ્ઞાનજી,
ધીર વિમળ કવિ સેવક નય કહે તપથી કોડ કલ્યાણજી. ૪

---

## ૩૯ શ્રી સુપાર્શ્વનાથ સ્તુતિ ( માલીની વૃત. )

કૃતનતિ કૃતવાન્યોજંતુજાતંનિરસ્ત,
સ્મરપરમદમાયામાનબાધાય શસ્તં;
સુચિરમવિચલત્વં ચિત્તવૃત્તેઃ સુપાર્શ્વ,
સ્મર પરમદ માયામાન બાધાયશસ્ત. ૧

વ્રજતુ જિનતતિઃ સા ગોચરં ચિત્તવૃત્તેઃ,
સદમર સહિતાયા બોધિકામાનવાનાં;
પદસુપરિદધાના વારિજાનાં વ્યહાર્ષીત્,
સદમરસહિતાયા બોધિકામાનવાનાં. ૨

દિશતુપશમસૌખ્યં સંયતાનાં સદૈવો,
રૂજિનમતસુદારં કામમાયામહારિ;
જનનમરણરીણાન્ વાસયન્ સિદ્ધિ વાસે,
રૂજિનમતસુદારં કામમાયામહારિ. ૩

દધતિ રવિસપત્નં રત્નાભાસ્તભાસ્વ,
ન્નવઘન તરવારિં વારણારાવરીણાં;
ગતવતિ વિકિરત્યાલીં મહામાનસીષ્ટા,
નવઘન તરવારિં વારણારાવરીણાં. ૪

---

## ૪૦ શ્રી એકાદશીની સ્તુતિ.

ગોપીપતિ પુછે પભણે નેમિકુમાર,
ઈહા થોડે કીધે લહીએ પુન્ય અપાર,
મૃગશિર અજુઆળી અગીઆરસ સુવિચાર,
પૌષધવિધ પાળી લહુ તરીએ ભવપાર ૧

કલ્યાણિક હુઆ જિનના સો પચ્ચાશ,
તસ ગણુણ્ ગણુતા પહોચે વછિત આશ,
ઈહા ભાવ ધરીને કિજે ઉપવાસ,
મૌનવ્રત પાળી છોડી જે ભવ પાસ ૨

ભગવતે ભાખ્યો શ્રી સિદ્ધાન્ત મોઝાર,
અગીઆરસ મહિમા માગસરપખ સુદી સાર,
સવી અતીત અનાગત વર્તમાન સુવિચાર,
જિનપતિ કલ્યાણુક છોડે પાપ વિકાર ૩

ઐરાવણુ વાહન સુરપતિ અતિ બળવત,
જિમ જગ જસ ગાજે ગ્યણીકાન્ત હમત,
તપ સાનિધ્ય કરજો મૌન અગીઆરસ સત,
તવ કીર્તિ પસરે શાસન વિનય કરત. ૪

---

## ૪૨ શ્રી સિદ્ધાચલજીની થોય.

પુડરીક ગણુધર પાય પ્રણુમીજે, આદીશ્વર જિન ચદાજી,
નેમિ વિના ત્રેવિશ તીર્થંકર, ગિરિ ચઢીયા આણુદાજી,
આગમ માહે પુડરિક મહિમા, ભાખ્યો જ્ઞાન દિણુદાજી,
ચૈત્રી પૂનમ દિન દેવી ચક્કેસરી, સૌભાગ્ય દીઓ સુખ કદાજી ૧

---

## શ્રી જિન પંચક થોય. ( હરિગીત છંદ )

શ્રી આદિ શાન્તિ નેમિ પાસ, વીર શાસનપતિ વલી,
નમો વર્ત્તમાન અતીત અનાગત, ચોવિશે જિન મન રળી;
જિનવરની વાણી ગુણની ખાણી, પ્રેમે પ્રાણી સાંભળી,
થયા સમકિતધારી ભવ નિઠારી, સેવે સુરવર લળી લળી. ૧

## શ્રી ભીડભંજન પાર્શ્વનાથની થોય.

ભીડભંજન પાસ પ્રભુ સમરો, અરિહંત અનંતનું ધ્યાન ધરો,
જિનાગમ અમૃત પાન કરો, શાસન દેવી સવિ વિઘ્ન હરો. ૧

## શ્રી નેમિનાથજીની થોય.

ગીરનારે ગીરવો, વ્હાલો નેમિ જીણંદ,
અષ્ટાપદ ઉપર, પૂજી ધરો આણંદ;
સિદ્ધાંતની રચના, ગણધર કરે અનેક,
દીવાળી દીવસે, દ્યો અંબાઈ વિવેક.

---

## ૪૩ રાત્રી ભોજનની થોય.

શાસન નાયક વીરજીએ, પામી પરમ આધાર તો;
રાત્રી ભોજન મત કરોએ, જાણી પાપ અપાર તો;
ઘુઅડ કાગને નાગના એ, તે પામે અવતાર તો,
નીયમ નોકારશી નિત્ય કરોએ, સાંજે કરો ચોવિહાર તો. ૧

વાસી બોળો રિંગણાએ, કંદમૂળ તું ટાળ તો,
ખાતા ખોટ ઘણી કહીએ, તે માટે મન વાળ તો;
કાચા દુધને છાશમાંએ, કઠોળ જમવું નિવાર તો,
રૂષભાદિક જિન પુજતાંએ, રાગ ધરે શિવનાર તો. ૨

## શ્રી મલ્લીનાથજીની થોય.

મલ્લિ જિન નમીંયે, પૂર્વલા પાપ ગમીએ,
ઈંદ્રિય ગણ દમિયેં, આણ જિનની ન ક્રમીયેં;
ભવમાં નવિ ભમીયેં, સર્વપર ભાવ વમીયેં,
નિજ ગુણમાં રમીયેં, કર્મમલ સર્વ ધમીયેં. ૧

---

## ૪૫ શ્રી પર્યુષણ પર્વ સ્તુતિ

પર્વ પજ્જુસણ પુન્યે કીજે, સત્તર ભેદી જિન પૂજા રચીજે,
વાજિંત્ર નાદ સુણીજે;
પ્રભાવના શ્રીફલની કીજે, યાચક જનને દાનજ દીજે,
જીવ અમારી કરીજે;
મનુષ્ય જન્મ ફલ લાહો લીજે, ચોથ છઠ્ઠ અઠ્ઠમ તપ કીજે,
સાહમ્મિ વત્સલ કીજે;
એમ અઠ્ઠાઈ ઓચ્છવ કીજે, કલ્પસૂત્ર ઘેર પધરાવીજે,
આદિનાથ પૂજી જે; ૧

વડાકલ્પદિન ધૂરી મંડાણ, દશ કલ્પ આચાર પરિમાણ,
નાગકેતુ વખાણ;
પછી કહીએ સૂત્ર મંડાણ, નમુથ્થુણં હોય પ્રથમ વખાણ,
મેઘકુમાર અહિઠાણ;
દશ અચ્છેરાંનો અધિકાર, ઇન્દ્ર આદેશે ગર્ભ પરિહાર,
દેખે સુપન ઉદાર;
ચોથે સ્વપ્ને બીજુ સાર, સ્વપ્ન પાઠક આવ્યા દરબાર,
એમ ત્રીજું જયકાર. ૨

ચોથે વીરજન્મ વખાણુ, દિશિકુમરી અવિ ઈંદ્રની જાણુ,
દીક્ષા પંચ વખાણુ;
પાંચમે પરિસહ તપ ને નાણુ, ગણધર વાદ ચોમાસુ પરિમાણુ,
તવ પામ્યા નિરવાણુ;
એ છઠ્ઠે વખાણે કહીએ, તેલાધર દિવસ એમ લહીએ,
શ્રી વીરચારિત્ર એમ સુણીએ,
પાસ નેમિજિન અંતર સાત, આઠમે રિખભ સ્થિર અવદાત,
સુણતા દીએ શિવ સાથ. ૩

સંવચ્છરી દિન સહુનરનારી, બારમે સૂત્ર ને સામાચારી,
નિસુણે અઠ્ઠમ ઉદારી,
સુણીએ ગુરૂ પટાવલી સારી, ચૈત્ય પ્રવાડી અતિ મનોહારી,
ભાવે દેવ જુહારી,
સાહમ્મિ સાહમણી ખામણા કીજે, સમતા રસ માંહે ઝીલીજે,
દાન સંવચ્છરી દીજે,
એમ ચક્કેસરી સાનિધ્ય કીજે, જ્ઞાન વિમલ સૂરિ જગ જાણીજે
સુજસ મહોદય લીજે ૪

---

૪૬

ઋષભ ચંદ્રાનન વદન કીજે, વારિષેણ દુ:ખ વારેજી, વર્દ્ધમાન જિનવર વલી પ્રણમો, શાશ્વત નામ એ ચારજી, ભરતાદિક ક્ષેત્રે મલિહોવે, ચાર નામ ચિત્ત ધારેજી, તેણે ચારે એ, શાશ્વત જિનવર, નમિયે નિત્ય સવારે જી ॥ ૧ ॥ ઉર્ધ્વ અધો ત્રિર્છા લોકે થઇ, કોડિ પન્નરસે જાણોજી, ઉપર કોડી બેતાલીશ પ્રણમો, અડવન લખ મન આણોજી; છત્રીશ સહસ અસીતે

ઉપરે, બિંબ તણો પરિમાણોજી, અસંખ્યાત વ્યંતર જયોતિષિમાં, પ્રણમું તે સુવિહાણોજી ॥ ૨ ॥ રાયપસેણી જીવાભિગમે, ભગવતી સૂત્રે ભાંખીજી, જંબૂદ્વીપ પન્નતિ ઠાણાંગે, વિવરીને ઘણું દાખીજી; વલીય અશાશ્વતી જ્ઞાતા કલ્પમાં, વ્યવહાર પ્રમુખે આખીજી, તે જિન પ્રતિમા લોપે પાપી, જિહાં બહુ સૂત્ર છે સાખીજી ॥ ૩ ॥ એ જિન પૂજાથી આરાધક, ઇશાન ઇંદ્ર કહાયાજી, તેમ સુરિયાભ પ્રમુખ બહુ સુરવર, દેવી તણા સમુદાયાજી, નંદીસર અઠ્ઠાઇ મહોત્સવ, કરે અતિ હર્ષ ભરાયાજી, જિન ઉત્તમ કલ્યાણક દિવસે, પદ્મવિજય નમે પાયાજી ॥ ૪ ॥ ઇતિ

---

## ૪૭ શ્રી સિદ્ધચક્રજીની સ્તુતિ. ( થોય )

શ્રી શત્રુંજયગિરિ તીરથ સાર—એ દેશી.

અંગદેશ ચંપાપુરી વાસી, મયણાને શ્રીપાલ સુખાશી,
સમકિત સુમન વાસી;
આદિ જિનેશ્વરની ઉલ્લાસી, ભાવે પૂજા કીધી મન આસી,
ભાવ ધરી વિશ્વાસી;
ગલીત કોઢ ગયો તેણે નાશી, સુવિધિસુ સિદ્ધચક્ર ઉપાસી,
થયો સ્વર્ગનો વાસી;
આસો ચૈતર પૂરણ માસી, પ્રેમે પૂજો ભકિત વિકાશી,
આદિ પુરૂષ અવિનાશી. ૧

કેશર ચંદન મૃગમદ ઘોલી, હરખેશું ભરી હેમ કચોલી,
શુદ્ધ જલે અંઘોલી;
નવ આંબિલની કીજે ઓલી, આસો સુદ સાતમથી ખોલી,
પૂજો શ્રી જિન ટોળી;

ચઉ ગતિ માહી આપદા ચોલી, દુર્ગતિના દુખ દૂરે ઢોળી,
કર્મ નિકાચિત રોળી,
કર્મ કષાય તણા મદ રોળી, જેમ શિવરમણી ભરમ ભોળી,
પામ્યા સુખની ઓળી ૨

આસો સુદ સાતમ સુવિચારી, ચૈત્રી પણ ચિત્તશુ નિરધારી,
નવ આંબિલની સારી,
ઓળી કીજે આળસ વારી, પ્રતિક્રમણ બે કીજે ધારી,
સિદ્ધચક્ર પૂજો સુખકારી,
શ્રી જિન ભાષિત પર ઉપકારી, નવ દિન જાપ જપે નરનારી,
જેમ લહીએ મોક્ષની બારી,
નવપદ મહિમા અતિ મનોહારી, જિનાગમ ભાખે ચમત્કારી,
જાઉ તેહની બલીહારી ૩

શ્યામ ભમર સમ વીણા કાલી, અતિ સોહે સુદર સુકુમાલી,
જાણે રાજ મરાલી,
ઝલહલ ચક્ર ધરે રૂપાલી, શ્રી જિન શાસનની રખવાલી,
ચક્રેસરી મે ભાળી,
જે ઓળી કરે ઉજમાળી, તેના વિઘ્ન હરે સા બાલી,
સેવક જન સભાળી,
ઉદયરત્ન કહે આસન વાળી, જે જિન નામ જપે જપમાલી,
તે ઘર નિત્ય દીવાલી ૪

---

## ૪૮ શ્રી સિદ્ધચક્રની સ્તુતિ. ( થોય )

જિન શાસન વછિત–પૂરણ દેવ રસાળ,
ભાવે ભવિ ભણીએ, સિદ્ધચક્ર ગુણમાળ,

ત્રિહું કાળે તેહની, પૂજા કરે ઉજમાળ;
તે અમર અમરપદ, સુખ પામે સુવિશાળ. ૧

અરિહંત સિદ્ધવંદો, આચારજ ઉવજઝાય,
મુનિ દરિશણનાણ, ચરણ તપ એ સમુદાય;
એ નવ પદ સમુદિત, સિદ્ધચક્ર સુખદાય,
એ ધ્યાને ભવિના, ભવકોટી દુઃખ જાય. ૨

આસો ચૈતરમાં, સુદ સાતમથી સાર;
પુનમ લગી કીજે, નવ આંબિલ નીરધાર;
દોય સહસ ગણણું, પદ સમ સાડા ચાર;
એકાશી આંબિલ, તપ આગમ અનુસાર. ૩

શ્રી સિદ્ધચક્ર સેવક, શ્રી વિમલેસર દેવ,
શ્રીપાલ તણી પરે, સુખ પુરે સ્વયમેવ;
દુઃખ દોહગ નાવે, જેહ કરે એહની સેવ,
શ્રી સુમતિ સુગુરુનો, રામ કહે નિત્યમેવ. ૪

---

## ૪૯ શ્રી સિદ્ધચક્રનિ સ્તુતિ.

સિદ્ધચક્ર સેવો સુવિચાર, આણી હૈડે હર્ષ અપાર,
જેમ લહો સુખ શ્રીકાર;
મન શુદ્ધે નવ ઓળી કીજે, અહોનીશ નવપદ, ધ્યાન ધરિજે,
જિનવર પૂજા કીજે;
પડિક્કમણાં દોય ટંકના કીજે, આઠે થોયે દેવ વાંદિજે,
ભુમિ સંથારો કીજે;
મૃષાતણો કીજે પરિહાર, અંગે શીલ ધારીજે સાર,
દીજે દાન અપાર. ૧

અરિહત સિદ્ધ આચાર્ય નમીજે, વાચક સર્વ સાધુ વદીજે,
દર્શન જ્ઞાન થુણીજે,
ચારિત્ર તપનુ ધ્યાન ધરિજે, અહોનિશ નવપદ ગુણણુ ગણીજે,
નવ આયબિલ પણ કીજે,
નિશ્ચય રાખીને મનઈશ, જપો પદ એક એકને ઇશ,
નવકારવાળી વીશ,
છેહે આયબીલે પણ કીજે, સત્તરભેદી જિન પૂજા રચીજે,
માનવ ભવ ફલ લીજે ૨

સાતસે કુષ્ઠીના એ રોગ, નાઠા ન્હવણ લઈ સયોગ,
દૂર હુઆ કર્મના ભોગ,
કુષ્ઠ અઢારે દૂર જાય, દુખ દારિદ્ર સવિ દૂર પલાય,
મનવાછિત ફલ થાય,
નિર્ધનીયાને દિએ બહુ ધન, અપુત્રીયાને પુત્ર રતન,
જો સેવે શુદ્ધ મન,
નવકાર સમો નહિ કોઇ મત્ર, સિદ્ધચક્ર સમો નહિ કોઇ યત્ર,
સેવો ભવિઅણ એકાત ૩

જે સેવ્યો મયણા શ્રીપાલ, ઉંબર રોગ ગયો તત્કાળ,
પામ્યા મગળ માળ,
શ્રીપાલ પેરેજે આરાધે, તસ ઘેર દિન દોલત વાધે,
અતે શિવસુખ સાધે,
વિમલેશ્વર જક્ષ સેવા સારે, આપદા કષ્ટ સવિ દૂર નિવારે,
દોલત લક્ષ્મી વધારે,
મેઘવિજય કવિરાયનો શિષ્ય, હઇડે ભાવ ધરી સુજગીશ,
વિનયવિજય નિશદિશ ૪

ત્રિહું કાળે તેહની, પૂજા કરે ઉજમાળ;
તે અમર અમરપદ, સુખ પામે સુવિશાળ. ૧

અરિહંત સિદ્ધવંદો, આચારજ ઉવજઝાય,
મુનિ દરિશણનાણ, ચરણ તપ એ સમુદાય;
એ નવ પદ સમુદિત, સિદ્ધચક્ર સુખદાય,
એ ધ્યાને ભવિના, ભવકોટી દુ:ખ જાય. ૨

આસો ચૈતરમાં, સુદ સાતમથી સાર;
પુનમ લગી કીજે, નવ આંબિલ નીરધાર;
દોય સહસ ગણણું, પદ સમ સાડા ચાર;
એકાશી આંબિલ, તપ આગમ અનુસાર. ૩

શ્રી સિદ્ધચક્ર સેવક, શ્રી વિમલેસર દેવ,
શ્રીપાલ તણી પરે, સુખ પુરે સ્વયમેવ;
દુ:ખ દોહગ નાવે, જેહ કરે એહની સેવ,
શ્રી સુમતિ સુગુરૂનો, રામ કહે નિત્યમેવ. ૪

---

## ૪૯ શ્રી સિદ્ધચક્રનિ સ્તુતિ.

સિદ્ધચક્ર સેવો સુવિચાર, આણી હેડે હર્ષ અપાર,
જેમ લહો સુખ શ્રીકાર;
મન શુદ્ધે નવ ઓળી કીજે, અહોનીશ નવપદ, ધ્યાન ધરિજે,
જિનવર પૂજા કીજે;
પડિક્કમણાં દોય ટંકના કીજે, આઠે થોયે દેવ વાંદિજે,
ભુમિ સંથારો કીજે;
મૃષાતણો કીજે પરિહાર, અંગે શીલ ધારીજે સાર,
દીજે દાન અપાર. ૧

અરિહંત સિદ્ધ આચાર્ય નમીજે, વાચક સર્વ સાધુ વંદીજે,
દર્શન જ્ઞાન થુણીજે,
ચારિત્ર તપનું ધ્યાન ધરિજે, અહોનિશ નવપદ ગુણણું ગણીજે,
નવ આયંબિલ પણ કીજે,
નિશ્ચય રાખીને મનઇશિ, જપો પદ એક એકને ઇશ,
નવકારવાળી વીશ;
છેલ્લે આયંબીલે પણ કીજે, સત્તરભેદી જિન પૂજા રચીજે,
માનવ ભવ ફલ લીજે ૨

સાતસે કુષ્ઠીના એ રોગ, નાઠા ન્હવણ લઇ સંયોગ,
દૂર હુઆ કર્મના ભોગ,
કુષ્ઠ આધારે દૂર જાય, દુ:ખ દારિદ્ર સવિ દૂર પલાય,
મનવાંછિત ફલ થાય,
નિર્ધનીયાને દિએ બહુ ધન, અપુત્રીયાને પુત્ર રતન,
જો સેવે શુદ્ધ મન,
નવકાર સમો નહિ કોઇ મંત્ર, સિદ્ધચક્ર સમો નહિ કોઇ યંત્ર,
સેવો ભવિઅણ એકાંત ૩

જે સેવ્યો મયણા શ્રીપાલ, ઉંબર રોગ ગયો તત્કાળ,
પામ્યા મંગળ માળ,
શ્રીપાલ પેરેજે આરાધે, તસ ઘેર દિન દોલત વાધે,
અંતે શિવસુખ સાધે,
વિમલેશ્વર જક્ષ સેવા સારે, આપદા કષ્ટ સવિ દૂર નિવારે,
દોલત લક્ષ્મી વધારે,
મેઘવિજય કવિરાયનો શિષ્ય, હઇડે ભાવ ધરી સુજગીશ,
વિનયવિજય નિશદિશ ૪

---

## ૫૦ વર્દ્ધમાન તપની સ્તુતિ ( થોય )

વર્દ્ધમાન ઓલી કરો, ભવભવ પાતિક પરીહરો;
વર્દ્ધમાન જિન પામીને, દુર કરો સહુ ખામીને. ૧

વર્દ્ધમાનાદિક જિન તર્યા, પૂર્વ ભવે જે તપ કર્યા;
તે તપ મુજને ફળ આપો, આહારાદિક સંજ્ઞા કાપો. ૨

અંતગડ આચાર દિનકરૂં, શ્રી ચંદ્ર ચારિત્ર આદરૂં;
તપ કુલકાદિક ગ્રંથ જે, તપ સાધનના પંથ છે. ૩

તપગચ્છ નંદન સુરતરૂ, શ્રી વિજયધર્મ સૂરીશ્વરૂ;
રત્નવિજય સુખદાયિકા, સ્હાય કરે સિદ્ધાયિકા. ૪

---

## ૫૧ શ્રી વર્દ્ધમાન તપની સ્તુતિ.

વર્દ્ધમાનતપ ઓળીપાળું, ત્રિવિધે ત્રિવિધે પાતિક ટાળું;
શરીર અને જીવ ભિન્ન નિહાળુ, શ્રાવક ગુણઠાણું અજવાળુ. ૧

અતીત અનાગત ને વર્તમાન, ત્રિગડે બેશી કરે વખાણાં;
કોઈ નહિ એ તપની તોલે, વીશ વિહરમાન ઇમ બોલે. ૨

અંતગડ આગમની વાણી, આચાર દિનકર ગ્રંથ નિશાની;
તપ સૂરા અણગાર કહીજે, પૂજી પ્રણમી લાહો લીજે. ૩

શાસન સુરવર કરે સહાયા, તપસી નરના પુજે પાયા;
વિમલેશ્વર વર પક્ષ પ્રસન્ન, ધર્મ રત્નનાં કરે જતન્ન. ૪

---

## પર શ્રી નવતત્વની સ્તુતિ ( થોય )

જીવાજીવા પુન્ય ને પાવા, આશ્રવ સંવર તત્તાજી,
સાતમે નિર્જરા આઠમે બંધ, નવમે મોક્ષપદ સત્તાજી,
એ નવ તત્તા સમકિત સત્તા, ભાખે શ્રી ભગવંતાજી,
ભુજનયર મંડણ રિસહેસર, વંદો તે અરિહંતાજી ૧

ધમ્માધમ્માગાસા પુગ્ગલ, સમયા પંચ અજીવાજી,
નાણ વિનાણ શુભાશુભયોગે, ચેતન લક્ષણ જીવાજી,
ઇત્યાદિક ષટ્ દ્રવ્ય પ્રરૂપક, લોકાલોક દિણંદાજી,
પ્રહ ઉઠી નિત્ય નમિયે વિધિશુ, ચિત્તરિમો જિન ચંદાજી ૨

સુક્ષમ બાદર હોઈ એકેન્દ્રી, બિતી ચઉરિંદિ' દુવિહાજી,
તિવિહા પંચિંદિ પર્જતા, અપર્જતા તે વિવિહાજી,
સંસારી અસંસારી સિદ્ધા, નિશ્ચયને વ્યવહારાજી,
પન્નવણાદિક આગમ સુણતાં, લહિયે શુદ્ધ વિચારાજી ૩

ભુવનપતિ વ્યંતર જયોતિષવર, વૈમાનિક સુર વૃંદાજી,
ચોવીશ જિનના યક્ષ યક્ષાણી, સમકિત દૃષ્ટિ સુરીંદાજી,
ભુજનગર મહિમંડલ સઘલે, સંઘ સકલ સુખ કરજોજી,
પંડિત માનવિજય ઇમ જંપે, સમકિત ગુણ ચિત્ત ધરજોજી ૪

---

## પ૩ અધ્યાત્મની થોય.

ઉઠી સવેરે સામાયિક લીધુ, પણ બારણું નવી દીધુ જી,
કાળો કુતરો ઘરમા પેઠો, ઘી સઘળુ તેણે પીધુ જી,
ઉઠોને વહુઅર આળસ મુકી, એ ઘર આપ સંભાળોજી,
નીજ પતિને કહો વીરજીને પુજી, સમકિતને અજુઆળોજી ૧

ખળે બીલાડે ઝડપ ઝપટાપી, ઉત્રોદ સર્વે ફોડીજી,
ચંચળ છૈયાં વાર્યા ન રહે, ત્રાક ભાંગીને માળ તોડીજી;
તે વીના રેંટીયો નવી ચાલે, મૌન ભલુ કેને કહીએજી,
રૂષભાદિક ચોવીશ તીર્થંકર, જપીએ તો સુખ લહીએજી. ૨

ઘરવાશીદુ કરોને વહુઅર, ટાળે ઓજી સાળુજી,
ચોરટો એક કરે છે હેરૂં, ઓરડે ઘોને તાળુંજી;
લબકે પ્રાહુણા ચાર આવ્યા છે, તે ઉભા નવિ રાખોજી,
શિવપદ સુખ અનંતા લહીએ, જો જિન વાણી ચાખોજી. ૩

ઘરનો ખુણો કોળ ખણે છે, વહુ તમે મનમાં લાવોજી,
પહોળે પલંગે પ્રીતમ પોઢ્યા, પ્રેમ ધરીને જગાવોજી;
ભાવપ્રભસૂરિ કહે નહિએ કથલો, અધ્યાત્મ ઉપયોગીજી,
સિદ્ધાઇકા દેવી સાન્નિદ્ધ કરેવી, સાધે શિવપદ ભોગીજી. ૪

---

## ૫૪ અધ્યાતમની થોય ( ૨ )

સોવનવાટી ફુલડે છાઇ, છાબ ભરી હું લાવુંજી,
ફુલજ લાવું ને હાર ગુંથાવું, પ્રભુ કંઠે સોહાવુંજી;
ઉપવાસ કરૂં તો ભુખજ લાગે, ઉનું પાણી નવિ ભાવેજી,
આંબેલ કરૂં તો લુખું ન ભાવે નીવીએ ડુચા આવેજી. ॥ ૧ ॥

એકાસણું કરૂં તો ભૂખે રહી ન શકું, સુખે ખાઉં ત્રણ ટંકજી,
સામાયિક કરૂં તો બેસી ન શકું, નિંદા કરૂં સારી રાતજી;
દેરે જાઉં તો ખોટીજ થાઉં, ઘરનો ધંધો ચૂકુંજી,
દાન દઉં તો હાથજ ધ્રૂજે હૈયે કંપ વછુટેજી. ॥ ૨ ॥

જીવને જમડાનું તેડુંજ આવ્યું, સર્વ મેલીને ચાલેજી,
રહો રહો જમડાજી આજનો દહાડો, શેત્રુંજે જઈને આવુંજી;

શેત્રુંજે જઇને દ્રવ્યજ ખરચુ, મોક્ષ માર્ગ હું માગુજી,
ઘેલા જીવડા ઘેલુ શુ બોલે, એટલા દિવસ શુ કીધુજી ॥ ૩ ॥
જાતે જે જીવે પાછળ ભાતુ, શુ શુ સાથે આવેજી,
કાચી કુલેર ખોખરી હાડી, કાષ્ઠના ભારા સાથેજી,
જ્ઞાન વિમળ સૂરિ એણી પેરે ભાખે, ધ્યાવો અધ્યાતમ ધ્યાનજી,
ભાવ ભકિતશુ જીનજીને પૂજો, સમકિત ને અજવાળોજી ॥ ૪

## ઋષભદેવની સ્તુતિ.

પ્રહ ઉઠી વદુ ઋષભદેવ ગુણવત
પ્રભુ બેઠા સોહે સમવસરણ ભગવત
ત્રણ છત્ર બિરાજે ચામર ઢાળે ઈન્દ્ર
જિનના ગુણ ગાવે સુરનર નારી વૃદ

---

## ૫૫ શ્રી સિમધર સ્વામીની થોય.

શ્રી સીમધર દેવ સુહકર, મુનિ મન પકજ હસાજી,
કુથુ અરજીન અતર જન્મ્યા, તિહુઅણ જસ પરશસાજી,
સુવ્રત નમિ અતર વળી દિક્ષા, શિક્ષા જગત નિરાસેજી,
ઉદય પેઢાલ જિનાતરમા પ્રભુ, જાશે શિવવહુ પાસેજી ॥ ૧ ॥
બત્રીસ ચઉસઠિ ચઉસઠિ મળીયા, છગસયસઠ્ઠિ ઉક્કિઠ્ઠાજી,
ચઉઅડ અમ ડળી મધ્યમકાળે, વિશ જિનેશ્વર દિઠ્ઠાજી,
દો ચઉચાર જઘન દશ જણુ, ધાયઈ પુષ્કર મોઝારજી,
પૂજો પ્રણમો આચારગે, પ્રવચન સાર ઉદ્ધારેજી ॥ ૨ ॥
સીમધર વર કેવળ પામી, જીનપદ ખવણ નિમિત્તેજી,
અર્થની દેશના વસ્તુ નિવેશન, દેતા સુણત વિનીતેજી,
દ્વાદશ અગ પુવ્વ પુત રચિયા, ગણધર લબ્ધિ વિકસિયાજી,
અપજ્જ વસિયજીનાગમ વદો, અક્ષયપદના રસિયાજી ॥ ૩ ॥

આણારંગી સમકિતસંગી, વિવિધભંગી વ્રત ધારીજી,
ચઉવિહ સંઘ તિરથ રખવાળી, સહુ ઉપદ્રવ હરનારીજી;
પંચાંગુલી સૂરિ શાસન દેવી, દેતી તસ જશ ઋદ્ધિજી,
શ્રી શુભવીર કહે શિવસાધન, કાર્ય સકળમાં સિદ્ધિજી. ॥ ૪ ॥

---

## ૫૬ શ્રી વીશ સ્થાનકની સ્તુતિ.

વીશ સ્થાનક તપ વિશ્વમાં મોટો, શ્રી જિનવર કહે આપજી,
બાંધે જિનવર ત્રીજા ભવમાં, કરીને સ્થાનક જાપજી;
થયા થશે સવી જીનવર અરિહા, એ તપને આરાધીજી,
કેવળ જ્ઞાન દર્શન પામ્યા, સર્વે ટાળી ઉપાધીજી. ॥ ૧ ॥

અરિહંત[૧] સિદ્ધ[૨] પવયણ[૩] સૂરિ[૪] સ્થવિર[૫], વાચક[૬] સાધુ[૭] નાણજી[૮],
દર્શન[૯] વિનય[૧૦] ચરણ[૧૧] બંભ[૧૨] કિરિયા[૧૩], તપ[૧૪] કરો ગોયમ[૧૫] ઠાણજી;
જિનવર[૧૬] ચારિત્ર[૧૭] પંચવિધ નાણ[૧૮], શ્રુત[૧૯] તીર્થ[૨૦] એહ નામજી,
એ વીશ સ્થાનક આરાધે તે, પામે શિવપદ ધામજી. ॥ ૨ ॥

દોય કાળ પડિક્કમણું પડિલેહણ, દેવવંદન ત્રણ વારજી,
નોકારવાળી વીશ ગણી જે, કાઉસગ્ગ ગુણ અનુસારજી;
ચારસો ઉપવાસ કરી ચિત્ત ચોખે, ઉજમણું કરો સારજી,
પડિમા ભરાવો સંઘ ભક્તિ કરો, એ વિધિ શાસ્ત્ર મોઝારજી. ॥૩॥

શ્રેણિક સત્યકી સુલસા રેવતી. દેવપાળ અવ્રદાતજી,
સ્થાનક તપ સેવા મહિમાએ, થયા જગમાંહિ વિખ્યાતજી;
આગમ વિધિ સેવે જે તપીયા, ધન્ય ધન્ય તસ અવતારજી,
વિઘ્ન હરે તસ શાસન દેવી, સૌભાગ્યલક્ષ્મી દાતારજી. ॥ ૪ ॥

# સ્તુતિના શ્લોકો.

ऐंद्रश्रेणिनता प्रतापभवनं भव्यागिनेत्रामृत ।
सिद्धातोपनिपद्विचारचतुरैः प्रीत्या प्रमाणीकृता ॥
मूर्तिः स्फुर्तिमती सदा विजयते जैनेश्वरी विस्फुरन्-
मोहोन्मादघनप्रमादमदिरामत्तैरनालोकिता ॥ १ ॥

જિનેશ્વરની પ્રતિમા સદા જયવતી વર્તે છે તે પ્રતિમા કેવી છે ? ઇન્દ્રના વર્ગથી નમાએલી તથા પ્રતાપનુ ઘર અને ભવ્ય પ્રાણીઓના નેત્રોને અમૃત સમાન તથા સિદ્ધાતના રહુસ્યને જાણનાર વિચક્ષણોએ પ્રેમ પૂર્વક પ્રમાણભૂત કરેલી અને વળી પ્રભાવશાલીની આવી પરમાત્માની મૂર્તિને મહા મોહના ઉન્માદથી તથા પ્રમાદ રૂપી મદીરાથી મદોન્મત્તથયેલા જીવો જોઇ શકતા નથી

धन्या दृष्टिरियं यया विमलया दृष्टो भवान् प्रत्यहं ।
धन्याऽसौ रसना यया स्तुतिपथं नीतो जगद्वत्सल ॥
धन्य कर्णयुगं वचोमृतरसो पीतो मुदा येन ते ।
धन्य हृत् सततं च येन विशदस्त्वन्नाममन्त्रो धृत ॥२॥

તે દષ્ટિને ધન્ય છે કે જે નિર્મળ દ્રષ્ટિએ હમેશા આપનાં દર્શન કીધા, તે જીભને ધન્ય છે-કે જેણે જગદ્ વત્સલ પરમાત્માને સ્તવ્યા, તે કર્ણને ધન્ય છે કે જેણે આપના વચનામૃતનો રસ આનંદથી પીધો અને વળી તે હૃદયને પણ ધન્ય છે કે જેણે તમારા નામ રૂપી નિર્મળ મન્ત્રને સદા ધારણ કર્યો २

किं पीयूषमयी कृपारसमयी कर्पूरपारीमयी ।
किंवा नन्दमयी महोदयमयी सद्ध्यानलीलामयी ॥

तत्त्वज्ञानमयी सुदर्शनमयी निस्तंद्रचंद्रप्रभा-
सारस्फारमयी पुनातु सततं मूर्तिस्त्वदीया सताम् ॥३॥

હે પ્રભુ! તમારી મૂર્તિ શું અમૃતમય છે? અથવા કૃપા રસમય છે? અથવા કર્પૂરમય છે? અથવા શું આનંદમય છે? મહોદયમય છે? અથવા ધ્યાનની લીલામય છે? શું તત્ત્વજ્ઞાન-મય છે? સુદર્શનમય છે! અથવા ઉજ્વલ ચંદ્રપ્રભાના ઉદ્યોત-રૂપ છે? આવા પ્રકારની તમારી મૂર્તિ સજ્જનોને સદા પવિત્ર કરો. ૩.

श्रीमद्गुर्जरदेशभूषणमणिं सर्वज्ञताधारकम् ।
मिथ्याज्ञानतमःपलायनविधावुद्यत्प्रभं तायिनम् ॥
पार्श्वस्थायुकपार्श्वयक्षपतिना संसेव्यपार्श्वद्वयम् ।
श्रीशंखेश्वरपार्श्वनाथमहमाऽऽनन्देन वन्दे सदा ॥ ४ ॥

ગુર્જર દેશના ભૂષણરૂપ, સર્વજ્ઞપણાને ધારણ કરનાર, મિથ્યાજ્ઞાનરૂપ અંધકારને દૂર કરવામાં પ્રતાપી સૂર્ય સમાન, સર્વ પ્રાણીઓનું રક્ષણ કરનાર અને પાર્શ્વવર્તિ પાર્શ્વ નામના યક્ષથી જેનાં બંન્ને પાસાં સેવાયેલ છે, એવા શંખેશ્વર પાર્શ્વ-નાથ પ્રભુને હંમેશાં આનંદપૂર્વક વંદુ છું. ૪

चित्रं चेतसि वर्ततेऽद्भुतमिदं व्यापल्लताहारिणीं ।
मूर्तिं स्फूर्तिमतीमतीव विमलां नित्यं मनोहारिणीं ॥
विख्यातां स्नपयन्त एव मनुजाः शुद्धोदकेन स्वयम् ।
संख्यातीततमोमलापनयतो नैर्मल्यमाबिभ्रति ॥ ५ ॥

મારા ચિત્તમાં આ આશ્ચર્ય વર્તે છે કે વિપત્તિરૂપી લતા-ઓને નષ્ટ કરનારી, હંમેશાં મનોહારિણી, વળી નિર્મળ સ્ફુર્તિ-જિનેશ્વર પરમાત્માની મૂર્તિને શુદ્ધ જલ વડે ન્હવરાવતાં મનુષ્યો

ષ્ટ્દ પોતે પોતાનો અસખ્ય અજ્ઞાન રૂપ મળદૂર થવાથી નિર્મ-
લતાને સપાદન કરે છે ૫

**વિવેચન**—લોકમા આપણે જોઇએ છીએ કે જે સ્નાન કરે તે મેલ રહિત થાય અને આ તો પરમાત્માની મૂર્તિને સ્નાન કરાવનારા મેલ રહિત થાય, તે આશ્ચર્ય જાણવુ

श्रेय सकेतशाला सुगुणपरिमलैर्जेयमंदारमाला ।
छिन्नव्यामोहजाला प्रमदभरसर पूरणे मेघमाला ॥
नम्रश्रीमन्मराला वितरणकलया निर्जितस्वर्गिशाला ।
त्वन्मूर्ति श्रीविशाला विदलतु दुरितं नदितक्षोणिपाला ॥ ६ ॥

હે પ્રભુ! કલ્યાણની સકેતશાળા જેવી, સદ્ગુણરૂપ સુગધ વડે જીતી છે કલ્પવૃક્ષના પુષ્પોની માળા જેણે એવી, મોહની જાળો તોડી નાખી છે જેણે એવી, આનદના સમૂહરૂપ સરોવરને પૂરવામા મેઘમાળા જેવી, નમ્યા છે ઐશ્વર્યધારી મનુષ્યો રૂપી હસ જેઓને એવી, અને વળી દાનની કળાથી જીત્યા છે દેવલોકના પ્રદેશો જેમણે એવી અને આનદિત કર્યા છે રાજા મહારાજાઓને જેણે એવી, વિશાળ શ્રી સપન્ન તમારી મૂર્ત્તિ, હે પરમાત્મન્! જગજીવોના પાપોને દૂર કરો ૬

अपारघोरससार-निमग्नजनतारक ! ।
किमेष घोरससारे, नाथ ! ते विस्मृतो जन ॥ ७ ॥

હે નાથ! હે પરમાત્મન્! આ અપાર ઘોર સસાર મગ્ન થયેલા જનોને તારનાર હે પ્રભો! ઘોર સસારમા આ માણસને શુ તમે વિસરી ગયા? ૭

सद्भावप्रतिपन्नस्य, तारणे लोकबाधव ! ।
त्वयाऽस्य भुवनानद, येनाद्यापि विलम्ब्यते ॥ ८ ॥

હે લોકબાંધવ ! હે ભુવનને આનંદ કરનાર ! સારા ભાવને પ્રાપ્ત થયેલા એવા મને તારવામાં હજુ આપ કેમ વિલંબ કરી રહ્યા છો ? ૮.

आपन्नशरणे दीने, करुणामृतसागर ! ।
न युक्तमीदृशं कर्तुं, जने नाथ भवादृशाम् ॥ ९ ॥

હે કરૂણારૂપી અમૃતના સમુદ્ર ! હે નાથ ! આપના શરણને પ્રાપ્ત થયેલા અને દીન એવા જનને વિષે આપના સરખા ત્રિભુવનના નાથને આવા પ્રકારે કરવું તે યુક્ત નથી. અર્થાત્ હવે મને ભવસમુદ્રથી તારવામાં વિલંબ કરવો તે ઠીક ન કહેવાય. ૯

भीमेऽहं भवकांतारे, मृगशावकसन्निभः ।
विमुक्तो भवता नाथ, किमेकाकी दयालुना ॥ १० ॥

ભયંકર ભવ અટવીમાં મૃગલાના શિશુની માફક ભમતાં એવા મને એકલાને આપ સરખા દયાળુએ હે નાથ ! કેમ મૂકી દીધો ? અર્થાત્ હવે આપની પાસે મને રાખો. ૧૦.

इतश्चेतश्च निक्षिप्त-चक्षुस्तरलतारकः ।
निरालंबो भयेनैव, विनश्येऽहं त्वया विना ॥ ११ ॥

હે નાથ ! તમારા વિના ભયવડે અહિં તહીં નાંખ્યા જે ચક્ષુ તે વડે કરી ચંચલ થઈ ગઈ છે કીકી જેની એવો મને વળી આલંબન વિનાનો હુ નાશ પામ્યો, અર્થાત્ ઘણાં જન્મ મરણ કરી બહુ દુઃખી થયો. ૧૧.

अनंतवीर्यसंभार ! जगदालंबदायक ! ।
विधेहि निर्भयं नाथ, मामुत्तार्य भवाटवीम् ॥ १२ ॥

હે અનંત વીર્યના સમૂહવાળા! હે જગતના જીવોને આલંબન દેવાવાળા! મને આ ભવ અટવીમાંથી પાર ઉતારી હે નાથ! ભયરહિત કરો ૧૨

न भास्करादृते नाथ, कमलाकरबोधनम् ।
यथातथा जगन्नेत्र, त्वदृते नास्ति निर्वृत्ति ॥ १३ ॥

હે નાથ! હે જગતના જીવોને નેત્ર સમાન! હે પરમાત્મા! જેમ સૂર્ય વિના કમળનો સમુહ વિકસ્વર થઇ શકતો નથી, તેમ તમારા વિના મારો આત્મા વિકસ્વર નહિં થવાથી મને નિવૃત્તિનો અભાવજ રહે છે ૧૩

किमेष कर्मणा दोषा कि ममैव दुरात्मन ।
किंवाऽस्य हतकालस्य, किंवा मे नास्ति भव्यता ॥ १४ ॥

હે પરમાત્મા! શું આ તે મારા કર્મનો દોષ છે? અથવા શું આ દુષ્ટ એવા મારા આત્માનો દોષ છે? કે આ હત્યારા એવા કાળનો દોષ છે? અથવા મારી ભવિતવ્યતા જ પાકી નથી કે હજી સુધી મારો આ સંસારમાંથી કેમ પાર આવતો નથી? ૧૪

ससारमारवपथे पतितेन नाथ! ।
सीमंतिनीमरुमरीचिविमोहितेन ॥
दृष्ट कृपानिधिमयस्त्वमथो कुरुष्व ।
तृष्णापनोदवशतो जिन निर्वृतिं मे ॥ १५ ॥

હે નાથ! સંસાર રૂપી મારવાડના માર્ગમાં ભૂલા પડેલા અને સ્ત્રીરૂપી ઝાંઝવાથી મોહિત થયેલા, એવા મેં હે કૃપાના સાગર! તમારા દર્શન કર્યાં, હવે મારી તૃષ્ણા દૂર કરીને મને શાંતિ થાય તેમ કરો ૧૫

भूपीभूय समन्वशात् समुचितां यो लोकनीतिं युगा-
रंभे यः प्रथमं च साधुचरितं श्रेष्टं समाराधयत् ॥
भुत्वा तीर्थपतिश्च मोक्षपदवीविद्योतनं यो व्यधात् ।
विश्वेशः परमेश्वरो विजयते श्रीआदिनाथः स कः ॥ १६ ॥

જેણે યુગના આરંભમાં રાજા બની સમુચિત લોક નીતિનું શિક્ષણ આપ્યું, જેણે સહુથી પ્રથમ સાધુ-ચરિતનો શ્રેષ્ઠ માર્ગ આરાધ્યો અને જેણે તીર્થંકર થઇ સર્વથી પ્રથમ મોક્ષ-માર્ગનું પ્રકાશન કર્યું, એવા વિશ્વેશ્વર આદિનાથ ભગવાન જયવંત વર્તે છે. ૧૬.

यो विक्ष्य दुःखिभुवनं करुणार्द्रचित्ती-
भूतो यथार्थ सुखमार्गविबोधनाय ॥
तीव्रं तपश्चरितवान् अभवश्च पूर्णः ।
श्रेयः श्रियं दिशतु स प्रभुवर्धमानः ॥ १७ ॥

દુઃખી જગતને જોઇ, કરૂણાર્દ્ર હૃદયવાળા બની જેણે સાચા સુખનો માર્ગ બતાવવા માટે તીવ્ર તપશ્ચર્યા આચરી અને પૂર્ણતા પ્રાપ્ત કીધી; એવા પ્રભુ વર્ધમાન સ્વામી તમને કલ્યાણ લક્ષ્મી આપો. ૧૭.

अनंतदुःखाम्बुधिपातकानां ।
रागादिदोषद्विषतां शमाय ॥
न यं विनाऽऽलंबनमस्ति किंचित् ।
स वीतरागः शरणं प्रपद्यः ॥ १८ ॥

અનન્ત દુઃખસાગરમાં પાડનારા એવા રાગ દ્વેષ વિગેરે દુશ્મનોને શમાવવા માટે જેના વગર બીજું કંઇ આલંબન લેવા યોગ્ય નથી, તે વીતરાગ દેવને શરણે જવુંજ જોઇએ. ૧૮.

# અથ સજઝાઓ

## ૧ અથ રીધીહરખકૃત કર્મની સજઝાય વૈરાગ્યની સજઝાયો.

દેવ દાણુવ તીર્થંકર ગણધર, હરિહર નરવર સબલા,
કર્મ યોગે તે સુખ દુઃખ પામ્યા, કર્મે હુઆ માહા નીર્બલારે,
પ્રાણી કર્મ સમો નહી કોય ॥ ટેક ॥
કીધા કર્મ વિના ભોગવીયા, છુટક બારો ન હોય રે,
પ્રાણી કર્મ સમો નહી કોય ૧

આદીશ્વરને કર્મ અટારે, વરસ દીવસ રખ્યા ભુખે,
વીરને બાર વરસ દુઃખ દીધુ, ઉપન્યા બ્રાહ્મણી કુખે પ્રાણી ૨

સાઠ સહસ સુત માર્યાં એક દીન, જોધા જુવાન રે જેસા,
તે સાગર હુઓ મહાપુત્રે દુખીયો, કરમ તણા ફલ એસારે પ્રાણી ૩

બત્રીશ સહસ દેસારો સાહીબ, ચક્રિ સનતકુમાર,
શોળ રોગ શરીરે ઉપન્યા, કર્મે કીયો તનુ ખવારરે પ્રાણી ૪

શુભુમ નામે આઠમો ચક્રી, કર્મે સાયર માહે નાખ્યો,
સહસ પચવીસ યક્ષે ઉભો દીઠો, પીણ કીણહી નવી રાખ્યો રે પ્રાણી ૫

બ્રહ્મદત્ત નામે બારમો ચક્રી, કર્મે કીધોરે આધો,
એમ જાણી પ્રાણી વિણુ કામે, કર્મ તે કો મત બાધો રે. પ્રાણી ૬

વીસ ભુજા દશ મસ્તક હુતો, લક્ષ્મણે રાવણ માર્યો,
એકલડે જગ સહુને જીત્યો, કર્મસ્યુ તે પણ હાર્યોરે પ્રાણી ૭

રામ લક્ષ્મણ મહા બલવંતા, અરૂ સતવંતી રે સીતા;
બાર વરસ લગે વન દુઃખ દીઠા, વીતક તસ બહુ વીત્યાંરે. પ્રાણી ૮

છપ્પન કુલ કોડી યાદવનો સાહીબ, કૃષ્ણ મહાબલ જાણી;
અટવી માંહી મુઓ એકલો, વીલવીલતો એમ પાણીરે. પ્રાણી ૯

પાંડવ પાંચ મહા ઝુઝારા, હાર્યા દ્રૌપદી નારી;
બાર વરસ લગે વનમાં ફીરીઆ, ભમિયા જેમ ભિખારીરે. પ્રાણી ૧૦

સતીય શિરોમણી દ્રૌપદી, કહીયે જીણ સમી અવર ન કોય;
પાંચ પુરૂષની તે થઇ નારી, કર્મસ્યુ તે પીણ હારીરે. પ્રાણી ૧૧

કર્મે હવાલ કીયા હરીચંદને, વેચીસ્યું તારારે રાણી;
બાર વરસ લગે માથે આણ્યું, નીચ તણે ઘેર પાણીરે. પ્રાણી ૧૨

દધિ વાહન રાજાની બેટી, ચાવી ચંદન બાલા;
ચૌપદ જ્યું ચૌટામાં વેચાણી, કર્મ તણા એ ચાલારે. પ્રાણી ૧૩

સમકિત ધારી શ્રેણીક રાજા, બેટે બાંધ્યો મુસકે;
ધરમી નરપતિ કરમે ધકાયા, કરમસ્યું જોર ન કીસકારે. પ્રાણી ૧૪

ઇશ્વર દેવ પાર્વતી રાણી, કરતા પુરૂષ કહેવાય;
અહનીશી મહોલ મસાણમાં વાસો, ભીક્ષા ભોજન ખાયરે. પ્રાણી ૧૫

સહસ કીરણએ સૂર્ય પ્રતાપી, રાત દીવસ રહે અટતો;
સોલ કલા શશીધર જગે ચાવો, દિન દિન જાયે ઘટતોરે. પ્રાણી ૧૬

નળ રાજા પણ જુવટે રમતાં, અરથ ગરથ રાજ્ય હાર્યો;
બાર વરસ લગે વન દુખ દીઠાં, તેને પણ કર્મે ભમાડયોરે. પ્રાણી ૧૭

સુદર્શનને શૂળીએ દીધો, સુંજરાયે માગી ભીખ;
તમસ ગુફા મુખ કોણીક બળિયો, માની ન કોઇની શીખરે. પ્રાણી ૧૮

ગજ મુનિના શિર ઉપર શઘડી, સાગરદત્ત બળ્યું શીશ;
મેતારજ વાધરે વિંટાણા, ક્ષણ ન આણી રીશરે. પ્રાણી ૧૯

પાચશે સાધુ ઘાણીમા પીલ્યા, રોશ ન આણ્યો લગાર,
પૂરવ કર્મે ઢ ઢર રૂષીને, ષટ્માસ ન મળ્યો આહારરે પ્રાણી ૨૦
ચૌદ પૂરવ ધર કર્મ તણે વશ, પડયા નિગોદ મઝાર,
આર્દ્રકુમાર અને ન દિપેણે, ફરી વાશો ઘર બારરે પ્રાણી ૨૧
કળાવતીના કર છેદાણા, સુભદ્રા પામી કલ ક,
મહાબળ મુનીનુ ગાત્ર પ્રજાળ્યું, કર્મ તણાએ વ કરે પ્રાણી ૨૨
દ્રૌપદી હેતે પદ્મનાભનુ, કેડયુ કૃષ્ણે ઠામ,
વીરને કાને ખીલા ઠોકાણા, પગે રાધી ખીર તામરે પ્રાણી ૨૩
કર્મથી નાઠા જાય પાતાળે, પેઅે અથનિ મોઝાર,
મેરૂશિખર ઉપર ચઢે પણ, કર્મ ન મૂકે લગારરે પ્રાણી ૨૪
એવા કર્મ જીત્યા નર નારી, તે પહોત્યા શિવ ઠાય,
પ્રભાતે ઉઠી નિત નિત વ દો, ભક્તિએ તેહના પાયરે પ્રાણી ૨૫
એમ અનેક નર ખડયા કરમે, ભાગ્યા ને વળી સાજારે,
રીધી હરખ કરજોડી બોલે, 'નમો નમો કર્મ મહારાજારે પ્રાણી ૨૬

## ૨

સહજાનદીરે આતમા, સૂતો કાંઈ નિશ્ચિતરે
મોહ તણા રણીયા ભમે, જાગ જાગ મતિવતરે
લૂટે જગતના ત તરે, નાખી વાક અત્યતરે
નરકાવાસ ઠવતરે, કોઈ વીરલા ઉગરતર ॥ સહજા ॥ ૧ ॥

રાગદ્વેષ પરિણુતી ભજી, માયા કપટ કરાયરે
કાશ કુસુમ પરે જીવડે, ફોગટ જનમ ગમાયરે
માથે ભય જમરાયરે, શો મનગવે ધરાયરે
સહુ એક માર્ગ જાયરે, કોણ જગ અમર કહાયરે ॥ સહજા ॥ ૨ ॥

રાવણ સરિખારે રાજવી, નાગા ચાલ્યા વિણ ધાગરે
દશ માથાં રણ રડવડયાં, ચાંચ દિએ શિર કાગરે
દેવ ગયા સવી ભાગરે, ન રહ્યો માનને છાગરે
હરિ હાથે હરિ નાગરે, જોજ્યો ભાઇઓના રાગરે ॥ સહજા ॥૩॥

કેઈ ચાલ્યા કેઈ ચાલશે, કેતા ચાલણ હારરે
મારગ વહેતારે નિત્ય પ્રત્યે, જાતાં લગ્ન હજારરે
દેશ વિદેશ સુધારરે, તે નર એણે સંસારરે
જોતાં જમ હરણારરે, ન જુવે વાર કુવારરે. ॥ સહજા ॥ ૪ ॥

નારાયણ પુરી દ્વારિકા, બળતાં મેલી નિરાશરે,
રાતાં રણમાં તે એકલા, નાઠા દેવ આકાશરે,
કિહાં તરૂ છાયા આવાસરે, જળ જળ કરી ગયો સાસરે,
બળભદ્ર સરોવર પાસરે, સુણી પાંડવ શિવવાસરે. ॥ સ ॥ ૫ ॥

રાજી ગાજીરે બોલતા, કરતા હુકમ હેરાનરે,
પોઢ્યા અગ્નિમાં એકલા, કાયા રાખ સમાનરે;
બ્રહ્મદત નરક પ્રયાણરે, એ રૂદ્ધિ અથિર નિદાનરે,
જેવું પીંપળ પાનરે, મ ધરો જુઠ ગુમાનરે. ॥ સહજા ॥ ૬ ॥

વાલેસર વિના એક ઘડી, નવિ સોહાતું લગારરે,
તે વિણ જનમારો વહી ગયો, નહી કાગળ સમાચારરે;
નહી કોઇ કોઈનો સંસારરે, સ્વારથીઓ પરિવારરે,
માતા મરૂદેવી સારરે, પહોંત્યા મોક્ષ મોઝારરે. ॥ સહજા ॥ ૭ ॥

માતા પિતા સુત બાંધવા, અધિકો રાગ વિચારરે,
નારી અસારીરે ચિત્તમાં, વંછે વિષય ગમારરે;
જુઓ સૂરિકંતા જે નારરે, વિષ દીધો ભરતારરે,
નૃપ જિમ ધર્મ આધારરે, સજ્જન નેહ નિવારરે. ॥ સહજા ॥ ૮ ॥

હસી હસી દેતારે તાળીઓ, સચ્ચા કુસુમની સારરે,
તે નર અંતે માટી થયા, લોક ચણે ઘરબારરે,
ઘડતા પાત્ર કુંભારરે, એહવુ જાણી અસારરે,
છોડો વિષય વિકારરે, ધન્ય તેહનો અવતારરે ॥ મહજા ॥ ૯ ॥

થાવચ્ચા સૂતશિવ વર્યા, વલી એલચી કુમારરે,
ધિક ધિક વિષયારે જીવને, લઈ વૈરાગ્ય રસાળરે,
મ્હેલી મોહ જ જાળરે, ઘેર રમે કેવળ બાળરે,
ધન્ય કરકંડુ ભૂપાળરે ॥ મહજા ॥ ૧૦ ॥

શ્રી શુભવિજય સુગુરૂ લહી, ધર્મ રયણ ધરો છેકરે,
વીર વચન રસ શેલડી, ચાખે ચતુર વિવેકરે,
ન ગમે તે નર ભેકરે, ધરતા ધર્મનો ટેકરે,
ભવજળ તરિયા અનેકરે ॥ મહજા ॥ ૧૧ ॥

---

## ૩ વૈરાગ્યની સજ્જાય.

આમ માર અમારછે ચિત્તચેતોરે જુઠો મંડલ મ સાર ચતુર ચિત્ત ચેતોરે
મધ્યા ગગ સમાનછે ચિત્તચેતોરે ખાલી આ ઇન્દ્રજાળ ,, ૨
એકલોઆવ્યોજીવડો ,, જાશે એકલો આપ ,, ૩
સઘળુ અહીંમુકીજશે ,, સાથે પુણ્ય ને પાપ ,, ૪
કરણી પાર ઉતારશે ,, કોણુ બેટો કોણુ બાપ ,, ૫
રાજનહિપોપાબાઇનુ ,, જમડો લેશે જવાબ ,, ૬
સુખમાસ્વર્જનબહુમળ્યા ,, દુખમા દૂર પળાય , ૭
અવસર આપો આપણો ,, છટો દૂર બલાય ,, ૮
ફરીઅવસરમળવોનથી ,, દીગ સાપડ્યો સાથ ,, ૯
રઢને રત્ન ચિંતામણી ,, ગણુ મા સ્વજન સાથ ,, ૧૦

સમતાનાં ફળ મીઠડાં ,, સંતોષશિવતરૂમૂળ ,, ૧૧
એઘડી સાધો આપણી ,, ધર્મ રત્ન અનુકુળ ,, ૧૨

૪

એ સંસાર અસાર છેરે, જીવડા બુજે વિરલો કોય,
એ સંસાર તજી ગયારે, જીવડા તે નર સુખીયા હોય.
ચતુર નર ચેતોરે ચિત્તમાંહ્ય ॥ ૧ ॥

ડાભ અણી જલ બિંદુઓરે, જીવડા જેહવો સંધ્યાનો રાગ;
એણીપેરે ચંચલ આઉખુંરે, જીવડા જાગી શકે તો જાગ.
ચતુર નર ચેતોરે ચિત્તમાંહ્ય ॥ ૨ ॥

ધન ધન રામા કાંઇ કરેરે, જીવડા કારમો એહ સંસાર;
સોવન ભય નવ ડુંગરીરે, જીવડા નંદે તજી નિરધાર. ચતુરનર ॥ ૩ ॥

માતા મયગલની પરેરે, જીવડા મન્મથ થયોરે અપાર;
નરકનિગોદમાં જાયશોરે, જીવડા તેહવો જાણી સંસાર. ચતુરનર ॥૪॥

જોવન વય વહી જાયશેરે, જીવડા ઘડપણ પણા નીવાર;
ખુણે ઘાલ્યો ખાટલોરે, જીવડા કોઇ ન પૂછે સારે. ચતુરનર ॥ ૫ ॥

અંગ ગળ્યુંને માથું ફરતુંરે, જીવડા જર્જરી હુએરે દેહ;
સગાં સંબંધીઆ ઇમ ભાખેરે, જીવડા ડોસો કરાવે વેઠ. ચતુરનર ॥૬॥

મગધ દેશનો રાજીયોરે, જીવડા શ્રેણીક નામે નરેશ;
કાષ્ટ પીંજર કોણીકે કરીરે, જીવડા સાતવૈરી સુવેસ. ચતુરનર ॥૭॥

આદીસર અંગજ ઉપન્યારે, જીવડા ભરત બાહુબળ ભાઇ;
માંહો માંહી ઝુઝિયારે, જીવડા એ સંસારની સગાઇ. ચતુરનર ॥૮॥

પરમેશ્વર નિત્ય પૂજીયેરે, જીવડા નિત્ય જપિયે નવકાર;
સુગુરૂ શિખામણ મન ધરોરે, જીવડા જિમ પામો ભવપાર. ચતુરનર ॥૯॥

અરિહંત નિશદીન ધ્યાઇએરે, જીવડા પૂગે મનના કોડ,
પંડિત શિયળવિજય તણોરે, જીવડા શિષ્ય કહે કરજોડ ચતુરનર ॥૧૦॥

૫

મરણ ન છુટે રે પ્રાણીયા, કરતા કોટી ઉપાયરે,
સુરનર અસુર વિદ્યાધર, સહુ એક મારગ જાયરે
મરણ ન છુટે રે પ્રાણીયા ॥ ૧ ॥

ઈંદ્ર ચંદ્ર રવિ હરી મળી, ગણપતિ કામ કુમારરે,
સુરગુરૂ સુરવૈદ્ય સારિખા, પોહ્યા જમ દરબારરે ॥ મરણ ॥ ૨ ॥

મંત્ર જંત્ર મણિ ઔષધી, વિદ્યા હુન્નર હજારરે,
ચતુરાઇ કેરારે ચોકમા, જમડા લુટે બજારરે ॥ મરણ ॥ ૩ ॥

ગર્વ કરી નર ગાજતા, કરતા વિવિધ તોફાનરે,
માથે મેરૂ ઉપાડતા, પોહ્યા તે સ્મશાનરે ॥ મરણ ॥ ૪ ॥

કપડા ઘરેણા ઉતારશે, બાધશે ઠાઠડી માયરે,
ખોખલી હાડલી આગરે, રોતા રોતા સહુ જાયરે ॥ મરણ ॥ ૫ ॥

કાયા માયા સહુ કારમી, કારમો સહુ ઘરબારરે,
રકને રાય છે કારમો, કારમો સકળ સંસારરે ॥ મરણ ॥ ૬ ॥

ભીડી મુઠી લઇ અવતર્યો, જાતા ખાલી છે હાથરે,
જીવડા જોને તું જગતમા, કોઇ ન આવે છે સાથરે ॥ મરણ ॥ ૭ ॥

નાના મોટા સહુ સંચર્યા, કોઇ નહિ સ્થિર વાસરે,
નામ રૂપ સહુ નાશ છે, ધર્મ રત્ન અવિનાશરે
મરણ ન છુટે રે પ્રાણીયા ॥ ૮ ॥

---

# અથ શ્રી મૂર્ખ પ્રતિબોધ સજ્ઝાય.

જ્ઞાન કદિ નવિ થાય, મૂરખને જ્ઞાન કદિ નવિ થાય;
કહેતાં પોતાનું પણ જાય મૂ૦ ॥ ૧ ॥ એ આંકણી. ॥
શ્વાન હોય તે ગંગાજળમાં, સો વેળા જો ન્હાય;
અડસઠ તીરથ ફરિ આવે પણ, શ્વાનપણું નવિ જાય.
॥ મૂ૦ ॥ કહે ॥ ૨ ॥
ક્રૂર સર્પ પયપાન કરતાં, સંતપનું નવિ થાય;
કસ્તૂરિનું ખાતર જો કીજે, વાસ લસણ નવિ જાય.
॥ મૂ૦ ॥ કહે ॥ ૩ ॥
વૃષા સમે સુઘરી તે પક્ષી, કપી ઉપદેશ કરાય;
તે કપિને ઉપદેશ ન લાગ્યો, સુઘરી ગૃહ વિખાય.
॥ મૂ૦ ॥ કહે ॥ ૪ ॥
નદી માંહે નિશદિન રહે પણ, પાષાણપણું નવિ જાય;
લોહ ધાતુ ટંકણ જો લાગે, અગ્નિ તુરત ઝરાય.
॥ મૂ૦ ॥ કહે ॥ ૫ ॥
કાગ કંઠમાં મુક્તાફળની, માળા તે ન ધરાય;
ચંદન ચર્ચિત અંગ કરીજે, ગર્ધવ ગાય ન થાય.
॥ મૂ૦ ॥ કહે ॥ ૬ ॥
સિંહ ચરમ કોઇ શિયાળ સુતને, ધારે વેષ બનાય;
શિયાળ સુત પણ સિંહ ન હોવે, શિયાળપણું નવિ જાય.
॥ મૂ૦ ॥ કહે ॥ ૭ ॥
તે માટે મૂરખથી અળગા રહે, તે સુખીયા થાય;
ઉખર ભૂમિ બીજ ન હોવે, ઉલટું બીજ તે જાય.
॥ મૂ૦ ॥ કહે ॥ ૮ ॥
સમકિત ધારી સંગ કરી જે, ભવ ભય ભગતિ મિટાય;
મયા વિજય સદગુરૂ સેવાથી, બોધિબીજ સુખ પાય.
॥ મૂ૦ ॥ કહે ॥ ૯ ॥ ઇતિ ॥

# પાંચમની સજઝાય.

## ઢાળ પહેલી

મારૂ મન મોહ્યુ રે, સુંદર શામળીયા રે—એ દેશી

શ્રી વાસુપુજ્ય જિનેસર વયણથીરે, રૂપ કુંભ વચન કુભા મુનિદોય,
રોહીણી મંદિર સુંદર આવીયારે; નમી ભવ પુછે દંપતિ મોય
ચઉનાણી વયણે દંપતિ મોહિયારે એ આંકણી ૧

ગનગણી નિજ સુત આઠનોરે, તપ ફલ નિજ ભવધારી સંબંધ,
વિનય કરી પુછે મહાગજનેરે, ચાર સુતાના ભવ પ્રબંધ ચઉ ૨

રૂપવતી શીયળવતી નેગુણવતી, સરસ્વતી જ્ઞાન કલા ભંડાર,
જન્મથી રોગ શોગ દીઠો નથીરે, કુણ પુન્યે લીધોરે એહ અવતાર ચઉ ૪

## ઢાળ બીજી

બ્હાનો મારો વાયે છે વાસળીરે—એ દેશી

ગુરૂ કહે વૈતાઢ્ય ગિરિવરૂરે પુત્ર વિદ્યાધર ચાર,
નિજ આયુ જ્ઞાનીને પુછીયુંરે, કરવા સફલ અવતાર
અવધારો અમ વિનતિરે એ આંકણી ૧

થોડામાં કાર્ય ધર્મનારે, કિમ કરીએ મુનિરાજ,
ગુરૂ કહે યોગ અસંખ્ય છેરે, જ્ઞાન પંચમી તુમ કાજ અવ૦ ૨

ક્ષણ આરાધે અવિ અઘ ટળેરે, શુભ પરિણામે સાધ્ય,
કલ્યાણકને જિનતણારે, પંચમી દિવસે આરાધ્ય અવ૦ ૩

## ઢાળ ત્રીજી

જાદને કેનો માન વાનાડ રે—એ દેશી

ચૈત્ર વદિ પાંચમ દિને સુણો પ્રાણીજીરે,
ચવિયા ચંદ્ર પ્રભુ સ્વામી લહી સુખઠામ સુ૦

અજિત સંભવ અનંતજી, સુ૦
ચૈત્ર શુદી પાંચમ શિવધામ પરિણામ; સુ૦ ૧

વૈશાખ વદિ પંચમ દિને, સુ૦
સંજમ લિયે કુંથુનાથ બહુ નરસાથ; સુ૦
જેઠ સુદિ પંચમી વાસરે, સુ૦
મુક્તિ પામ્યા ધર્મનાથ, શિવપુર સાથ. સુ૦ ૨

શ્રાવણ સુદિ પંચમી દિને, સુ૦
જન્મ્યા નેમિ સુરંગ અતિ ઉછરંગ; સુ૦
માગશર વદિ પંચમી દિને, સુ૦
સુવિધિ જનમ સુખસંગ પુન્ય અભંગ; સુ૦ ૩

કારતક વદિ પંચમી દિને, સુ૦
સંભવ કેવળ જ્ઞાન કરો બહુમાન; સુ૦
દસ ક્ષેત્રે નેઉ નિજ સુણો, સુ૦
પંચમી દિનનાં કલ્યાણ, સુખના નિધાન. સુ૦ ૪

## ઢાળ ચોથી

હાંરે મારે જોબનીયાનો લટકો દહાડા ચારજો—એ દેશી.

હાંરે મારે જ્ઞાનિ ગુરૂના વયણ સુણી હિતકારજો,
ચાર વિદ્યાધરી પંચમી વિધિ તે આચરેરે લોલ;
હાંરે મારે શાસન દેવના પંચ જ્ઞાન મનોહારજો,
ટાળીરે આસાતના દેવ વંદન સદારે લોલ. ૧

હાંરે મારે તપ પૂરણથી ઉજમણાનો ભાવજો,
એહવે વિદ્યુત યોગે સુરપદ વિવર્યોરે લોલ;
હાંરે મારે ધર્મ મનોરથ આળસ તજતાં હોયજો,
ધન્ય તે આતમ અવલંબી કારજ કર્યાંરે લોલ. ૨

હારે મારે દેવ ઘડી તુમ કુખે લિયો અવતારજો,
સાંભળ ગેહીણી જ્ઞાન આરાધન ફલ ઘણારે લોલ,
હારે મારે ચાર ચતુર વિનય વિવેક વિચારજો,
ગુણ કેટલા લખાયે તુમ પુત્રી તણારે લોલ

## ઢાળ પાંચમી

આમણુરા હો જોગી—એ દેશી

જ્ઞાનીને વચણથી ચાર બેહેની, જાતિ સમરણ પામીરે, જ્ઞાની૦
ત્રીજે ભવમાં ધારણ કીધી, સિદ્ધા મનના કામીરે જ્ઞા૦ ૧

શ્રી જિન મંદિર પંચ મનોહર, પંચ વરણી જિન પડિમારે,
જિનવર આગમને અનુસારે, કરી ઉજમણાનો મહિમા જ્ઞા૦ ૨

પંચમી તિથિ આરાધન પંચમ, કેવળ નાણ તે થાયરે,
શ્રી વિજય લક્ષ્મીસૂરિ અનુભવનાણે, સંઘ સકલ સુખદાયરે. ૩

---

## અથ શ્રી આઠ મદની સજ્ઝાય

મદ આઠ મહા મુનિ વારીયે જે દુર્ગતિના દાતારો
શ્રી વીર જિણેસર ઉપદિશે ભાખે સોહમ ગણધારરે. ૧

હાંજી જાતિનો મદ પહેલો કહ્યો પૂર્વે હરિકેશીયે કીધો
ચંડાળ તણે કુળ ઉપન્યો તપથી સવિ કાજ સીધોરે. ૨

હાંજી કુળમદ બીજો દાખીયો મરિચી ભવે કીધો પ્રાણી
કોડાકોડી સાગર ભવમાં ભમ્યો મદ મચ્છર એમ મન જાણીરે ૩

હાંજી બળ મદથી દુઃખ પામીયા શ્રેણિક વસુભૂતિ જીવ
જઈ ભોગવ્યા દુઃખ નરકના મુખ પાડતા નિત રીવરે. ૪

હાજી સનત કુમાર નરેસરૂ સુર આગળરૂપ વખાણ્યું રે;
રોમ રોમ કાયા બગડી ગઈ મદચોથાનુ એ ટાણું રે. મદ. ૫

હાજી મુનિવર સંયમ પાળતાં તપનો મદ મનમાં આવ્યોરે;
થયા કૂરગડુ ઋષિરાજીયા પામ્યા તપનો અંતરાયોરે. મદ. ૬

હાજી દેસ દસારણનો ધણી રાય દશાર્ણ ભદ્ર અભિમાનીરે;
ઇંદ્રની રૂદ્ધિ દેખી બૂઝીઓ સંસાર તજી થયો જ્ઞાનીરે. મદ. ૭

હાજી સ્થૂળીભદ્રે વિદ્યાનો કરયો મદ સાતમો જે દુખ દાઇરે;
શ્રુત પૂરણ અર્થ ન પામીયા જુવો માનતણી અધિકાઇરે. મદ. ૮

રાય સુભુમ ષટ ખંડનો ધણી લોભનો મદ કીધો અપારરે;
હય ગય રથ સબ સાયર ગળ્યું ગયો સાતમી નરક મઝારરે. મદ. ૯

ઇમ તન ધન જોવન રાજયનો મધરો મનમાં અહંકારોરે;
એ અથિર અસ્તય સવિ કારમું વિણસે ક્ષણમાં બહુવારોરે. મદ. ૧૦

મદ આઠ નિવારો વ્રત ધારી પાળો સંયમ સુખ કારીરે;
કહે માનવિજય તે પામશે અવિચળ પદવી નર નારીરે. મદ. ૧૧

---

## ૧૦ શ્રી રાજીમતિ અને રહનેમીનો સંવાદ

જોઇ જતન કર જીવડા આયુ અજાણ્યું જાયરે;
લે લાહો લક્ષ્મી તણો પછી તિહાં કાંઇ નવી થાયરે ॥ જોઈ ॥ ૧ ॥

દુલ્લહો ભવ માણસ તણો દુલ્લહોરે દેહ નિરોગોરે;
દુલ્લહો દયા ધર્મ વાસના દુલ્લહોરે સુગુરૂ સંજોગોરે ॥ જોઈ ॥ ૨ ॥

દિન ઉગે દિન આથમે નવળે કોઇ દિન પાછોરે;
અવસર કા[illegible] ચલું તો મનમાં પસ્તાશોરે ॥ જોઇ ॥ ૩ ॥

લોભ લગે લખ વચીયા, તે પરધન હરી લીધારે,
કેડે ન આવે કોઇને, કેડે ગ્હ્યા કર્મ કીધારે ॥ જોઈ ॥ ૪ ॥
માતા ઉદરે ઉંધો ગ્હ્યો, ક્રોડી ગમે દુખ દીઠારે,
યોનિ જન્મ દુ.ખ જે હુવા તે તુજ લાગે છે મીઠારે ॥ જોઈ ॥ ૫ ॥
હે ? હે ! વૈભવ એળે ગયો, એકે અર્થ ન સાધ્યોરે,
સદ્ગુરૂશીખ સુણી ઘણી, તો પણ સંવેગ ન વાધ્યોરે ॥ જોઈ ॥ ૬ ॥
માન મને કોઇ મત કરો, યમ જીત્યો નવી કેણેરે,
સુકૃત કાજ ન કીધલું, એ ભવ હાર્યો છે તેણેરે ॥ જોઇ ॥ ૭ ॥
જપ જગદીશના નામને, કાંઈ નિશ્ચિંતો તું સુવેરે,
કાજ કરે અવસર લહી, સવિદીન સરિખા ન હોવેરે જોઇ ॥ ૮ ॥
જગ જાતો જાણી કરી, તિમ એક દિન તુજ જાવેરે,
કર કરવો જે તુજહોવે, પછી હોશે પસ્તાવોરે ॥ જોઇ ॥ ૯ ॥
વિવિ પર્વ તપ નહિ કર્યો, કેવળ કાયા તે પોપીરે,
પરભવ જાતાં જીવને, સંબળ વિણુ કિમ હોશોરે ॥ જોઈ ॥ ૧૦ ॥
સુણુ પ્રાણી પ્રેમે કરી, લબ્ધિ લઈ જિન વાણીરે,
સંબળ સાથે સંગ્રહો, એમ કહે કેવળ નાણીરે ॥ જોઇ ॥ ૧૧ ॥

## ૧૧ વૈરાગ્યની સજ્ઝાય.

આતમ ગમેરે મુનિ રમે, ચિત્ત વિચારીને જોયરે,
તારૂં દીસે નહીં કોઇરે, સહુ સ્વારથી મલ્યુ જોયરે,
જન્મ મરણુ કરેસોયરે, પૂઠે સબ મલી ગેયરે ॥ આતમગમે ॥ ૧ ॥
અર્જન વર્ગ સવિ કારમુ, કુડો કુટુંબ પરિવારરે,
કોઇ ન કરે તુજ સારરે, ધર્મ વિણુ નહી કોઇ આધારરે,
જિણે પામે ભવપારરે ॥ આતમ ગમે ॥ ૨ ॥

હાજી સનત કુમાર નરેસરૂ સુર આગળરૂપ વખાણ્યું રે;
રોમ રોમ કાયા બગડી ગઈ મદચોથાનુ એ ટાણું રે. મદ. ૫

હાજી મુનિવર સંયમ પાળતાં તપનો મદ મનમાં આવ્યોરે;
થયા કૂરગડુ ઋષિરાજીયા પામયા તપનો અંતરાયોરે. મદ. ૬

હાજી દેસ દસારણનો ધણી રાય દશાર્ણ ભદ્ર અભિમાનીરે;
ઈંદ્રની રૂદ્ધિ દેખી બૂઝીઓ સંસાર તજી થયો જ્ઞાનીરે. મદ. ૭

હાજી સ્થૂળીભદ્રે વિદ્યાનો કરયો મદ સાતમો જે દુખ દાઇરે;
શ્રુત પૂરણ અર્થ ન પામીયા જુવો માનતણી અધિકાઇરે. મદ. ૮

રાય સુભુમ ષટ ખંડનો ધણી લોભનો મદ કીધો અપારરે;
હય ગય રથ સબ સાયર ગર્જ્યું ગયો સાતમી નરક મઝારરે. મદ. ૯

ઇમ તન ધન જોવન રાજયનો મધરો મનમાં અહંકારોરે;
એ અથિર અસ્તય સવિ કારમું વિણસે ક્ષણમાં બહુવારોરે. મદ. ૧૦

મદ આઠ નિવારો વ્રત ધારી પાળો સંયમ સુખ કારીરે;
કહે માનવિજય તે પામશે અવિચળ પદવી નર નારીરે. મદ. ૧૧

---

## ૧૦ શ્રી રાજીમતિ અને રહનેમીનો સંવાદ

જોઇ જતન કર જીવડા આયુ અજાણ્યું જાયરે;
લે લાહો લક્ષ્મી તણો પછી તિહાં કાંઈ નવી થાયરે ॥ જોઈ ॥ ૧ ॥

દુલ્લહો ભવ માણસ તણો દુલ્લહોરે દેહ નિરોગોરે;
દુલ્લહો દયા ધર્મ વાસના દુલ્લહોરે સુગુરૂ સંજોગોરે ॥ જોઈ ॥ ૨ ॥

દિન ઉગે દિન આથમે નવળે કોઇ દિન પાછોરે;
અવસર કાજ ન કીધલું તો મનમાં પસ્તાશોરે ॥ જોઇ ॥ ૩ ॥

ઉદય રતન વાચક ઉપદેશે, જે નર નારી રહેશે,
પોવહ માહે પ્રેમ ધરીને અવિચળ લીલા લહેશે  આજ ॥ ૭ ॥

## ૧૩ કૃષ્ણ મહારાજની સજઝાય

નગરી દ્વારકામા નેમિ જીનેસર, વિચરતા પ્રભુ આવે,
કૃષ્ણ નરેસર વધાઇ સુણીને, જીત નિશાન બજાવે,
હો પ્રભુજી નહિ જાઉં નરક ગેહે
નહિ જાઉં નહિ જાઉં હો પ્રભુજી, નહિં જાઉં નરક ગેહે ॥૧॥

અઢાર સહસ સાધુજીને વિધિશુ, વાંધા અધિક હરખે,
પછિ નેમિ જીણેસર કેરા, ઉભા મુખડા નિરખે ॥ હો નહિ ॥ ૨ ॥

નેમિ કહે તુમે ચાર નિવારી, ત્રણ્ય તણા દુખ રહીયા,
કૃષ્ણ કહે હુ ફરી ફરી વાદુ, હર્ષ ધરી મન હઇયા. ॥ હો નહિ ॥ ૩ ॥

નેમિ કહે એહ ટાળ્યા ન ટળે, સો વાતે એક વાત,
કૃષ્ણ કહે મારા બાળ બ્રહ્મચારી, નેમિ જિણેસર ભ્રાત ॥ હો નહિ ॥૪॥

મ્હોટા ગજની ચાકરી કરતા, રાક સેવક બહુ ગળશે,
સુરતરૂ સરીખા અફળ જશે ત્યારે, વિષ વેલડી કેમ ફલશે ॥ હો નહિ ૫

પેટે આવ્યો તેહ ભોરગ વેઠે, પુત્ર કપુત્રજ જાયો,
ભલો ભૂંડો પણ જાદવ કુળનો, તુમ બાધવ કહેવાયો, ॥ હો નહિ ॥૬॥

છપ્પન કોડ જાદવનો રે, સાહેબો, કૃષ્ણજ નરકે જાશે,
નેમિ જિનેસરે કેરોરે બાધવ, જગમા અપજશ થાશે ॥ હો નહિ ॥૭॥

શુદ્ધ સમકિતની પરીક્ષા કરીને, બોલ્યા કેવલનાણી,
નેમિ જિનેસર દિયો રે દિલાસો, ખરો રૂપૈયો જાણી ॥ હો  ॥૮॥

નેમિ કહે તુમે ચિંતા ન કરશો, તુમ પદવી અમ સરખી;
આવતી ચોવીશીમાં હોશો, તીર્થંકર હરી પોતે મન હરખી.
॥ હો નહિં ॥ ૯ ॥

જાદવકુળ અજવાળ્યું રે નેમિજી, સમુદ્રવિજય કુળ દીવો;
ઇંદ્ર કહેરે શિવાદેવીના નંદન, ક્રોડ દીવાળી જીવો. ॥ હો નહિં ॥૧૦॥

---

## ૧૪ ભરત ચક્રવર્તીની સજ્ઝાય.

મનહીમેં વૈરાગી ભરતજી, મનહીમેંહી વૈરાગી ॥ ટેક ॥
સહસ બત્રીશ મુગટ બંધ રાજા, સેવા કરે વડ ભાગી;
ચોસઠ સહસ અંતેઉરી જાકે, તોહીન હુવા અનુરાગી. ॥ ભરતજી ॥ ૧

લાખ ચોરાશી તુરંગમ જાકે, છન્નુ ક્રોડ હે પાગી;
લાખ ચોરાશી ગજરથ સોહિયે, શૂરતા ધર્મ શું લાગી. ॥ ભરતજી ॥ ૨

ચાર ક્રોડ મણ નિત સીઝે, લુણ દશ લાખ મણ લાગે;
તીન ક્રોડ ગોકુલ ઘર દુઝે, એક ક્રોડ હલ સાગી. ॥ ભરતજી ॥ ૩

સહસ બત્રીશ દેશ વડ ભાગી, ભએ સર્વ કે ત્યાગી;
છન્નુ ક્રોડ ગામકે અધિપતી, તોહી ન હુવા સરાગી. ॥ ભરતજી ॥ ૪

નવનિધિ રંતન ચોઘડીયાં બાજે, મન ચિંતા સબ ભાગી,
કનકકીર્તિ મુનિવર વંદત હે, દીજો મુકિત મેં માગી. ॥ ભરતજી ॥ ૫

---

## ૧૫ શ્રી ગૌતમ સ્વામીની સજ્ઝાય.

શ્રી ગૌતમ સ્વામી પુછા કરે, વિનય કરી શીશ નમાય હો પ્રભુજી;
અવિચલ સ્થાનક મેં સુણ્યું, કૃપા કરી મુજ બતાય હો પ્રભુજી;
શિવપુર નગર સોહામણું. ૧

અષ્ટ કરમ અલગા કરી, સાર્યા આતમ કાજ હો પ્રભુજી,
છુટયા સંસારના દુઃખ થકી, તેને રહેવાનું કિહા ઠામહો પ્ર૦ શિ૦ ૨

વીર કહે ઉર્ધ્વલોકમા, સિદ્ધશિલા તણું ઠામ હો ગૌતમ,
સ્વર્ગ છવ્વીશની ઉપરે, તેહના છે બારે નામ હો ગૌતમ૦ શિ૦ ૩

લાખ પીસ્તાલીશ યોજના, લાંબી પહોળી જાણુ હો, ગૌતમ૦
આઠ યોજન જાડી વિચે, છેડે મખપખ જયુ જાણુહો, ગૌ૦ શિ૦૪

ઉજ્વલ હાર મોતીતણા, ગોદુગ્ધ શંખ વખાણ હો, ગૌ૦
તે થકી ઉજળી અતિ ઘણી, ઉલટ છત્ર સંઠાણ હો, ગૌ૦ શિ૦ ૫

અર્જુન સ્વર્ણ સમ દિપતી, ગઠારી મઠારી જાણુ હો, ગૌ૦
સ્ફટીક રત્ન થકી નિર્મલી, સુંવાળી અત્યંત વખાણ હો, ગૌ૦ શિ૦ ૬

શિદ્ધશિલા ઉલંઘી ગયા, અધર રહ્યા સિદ્ધરાજ હો, ગૌ૦
અલોક શું જાઈ અડ્યા, સાર્યા આતમ કાજ હો, ગૌ૦ શિ૦ ૭

જન્મ નહિ મરણ નહિ, નહિ જરા નહિ રોગ હો, ગૌ૦
વૈરિ નહિ મિત્ર નહિ, નહિ સંજોગ વિજોગ હો, ગૌ૦ શિ૦ ૮

ભુખ નહિ તૃષા નહિ, નહિ હર્ષ નહિ શોક હો, ગૌ૦
કર્મ નહિ કાયા નહિ, નહિ વિષયા રસયોગ હો, ગૌ૦શિ૦ ૯

શબ્દરૂપ રસગંધ નહિ, નહિ ફરસ નહિ વેદ હો, ગૌ૦
બોલે નહિ ચાલે નહિ, મૌનપણું નહિ ખેદ હો, ગૌ૦ શિ૦ ૧૦

ગામ નગર તિહા કોઇ નહિ, નહિ વસ્તી ન ઉજાડહો, ગૌ૦
કાલ સુકાલ વર્તે નહિ, રાત દિવસ તિથિવાર હો, ગૌ૦ શિ૦ ૧૧

રાજા નહિ પ્રજા નહિ, નહિ ઠાકુર નહિ દાસ હો, ગૌ૦
મુક્તિમાં ગુરૂ ચેલો નહિ, નહિ લઘુ વડાઈ તાસ હો, ગૌ૦ શિ૦ ૧૨

અનંતા સુખમા ઝીલી રહ્યા, અરૂપી જ્યોત પ્રકાશ હો, ગૌ૦
સહુ કોઇને સુખ સારીખા, સઘળાને અવિચલવાસ હો, ગૌ૦ શિ૦૧૩

અનંતા સિદ્ધ મુગતેં ગયા, વળી અનંતા જાય હો; ગૌ૦
અવર જગ્યા રૂંધે નહિ, જયોતમાં જયોત સમાય હો; શિ૦ ૧૪

કેવલજ્ઞાન સહિત છે, કેવળ દર્શન ખાસ હો, ગૌ૦
ક્ષાયક સમકિત દીપતું, કદીય ન હોવે ઉદાસ હો; ગૌ૦ શિ૦ ૧૫

સિદ્ધ સ્વરૂપ જે ઓલખે, આણી મન વૈરાગ હો; ગૌ૦
શિવસુંદરી વેગે વરે, નય કહે સુખ અથાગ હો; ગૌતમ
શિવપુર નગર સોહામણું ૧૬

---

## ૧૬ શ્રી વણઝારાની સજ્ઝાય.

પરદેશીનો કાંઈ પતીઆરો, ટાંડો લેરે ચલે વિણજારો
પરદેશીનો કાંઈ પતિઆરો

જબલગે બતીઆં ને તબલગે દૂતીઆં;
તેરે મંદિર ભયો રે ઉજાલો, પરદેશી૦
જબલગે તેલને બુઝગએ બતીઆં, તે મંદિર ભયોરે અંધારો;
પરદેશી૦ ટાંડો લેરે ચલે વિણજારો. ૧

શુંદ ગલીકા સાંઠા મીઠા, ગાંઠે ગાંઠે રસ ન્યારો; પરદેશી૦
તીર્થમેલે જે હાટ બનાયા, વિખરતાં નહિ વારો; પરદેશી૦ ટાંડો૦ ૨

ધનતન યોવન તેરી આથ, અથિર હે જેસી સુપનકી માયા;
ચક્રવર્તિ હરિ બળદેવા, જયું આવ્યા ત્યું જાયા; પરદેશી૦ ટાંડો૩

લાખ ચોરાશી યોની મેં ભમીયો, દુઃખનો નાવ્યો પારો; પરદેશી૦
અબ ચેતન તેરે જોગ મિલ્યોહે, જિનવર વચન વિચારો. પર૦ટાંડો૦૪

કાયા નગર મેં હાક પડી જબ, હંસે દીઆરે નગારો પરદેશી૦
સદ્ ગુરૂ કેરી શીખ સુણીને, આતમ કાર્ય સુધારો; પરદેશી૦
ટાંડો લેરે ચલે વિણજારો. ૫

---

## ૧૭ અનતકાયની સજઝાય.

અનતકાયના દોષ અનતા, જાણો ભવિયણ પ્રાણીરે,
ગુરૂઉપદેશે તે પરિહરજો, એવી જિનવર વાણીરે અનત૦ ॥૧॥

પુઢવી પાણી અગ્નિ વાયુ, વનસ્પતિ પ્રત્યેકારે,
એ પાચે થાવર ગુરૂ મુખથી, સાભળજો સુવિવેકારે અનત૦ ॥૨॥

બે ઈન્દ્રી તેઇન્દ્રી ચૌરેન્દ્રી, પચેન્દ્રીય પ્રમુખારે,
એકેકી કાયાએ જિનરાજે, ભાખ્યા જીવ અમ ખ્યારે અનત૦ ॥૩॥

એ છ કાય તણા જે જીવા, તે મહુ એકણુ પામેરે,
કદમૂળ સોય સોયની અગ્રે, જીવ અનતા પ્રકાશ્યારે અનત૦ ॥૪॥

બહુ હિમાનુ કારણુ જાણી, મભાળજો સુવિચારોરે,
કદમૂળ ભક્ષણુ પરિહરજો, કરજો સફળ જન્મારોરે અનત૦ ॥૫॥

અનતકાયના બહુ ભેદ ભાખ્યા, પન્નવણા ઉવગેરે,
શ્રી ગૌતમગણધરની આગે, શ્રી વીરજીણુદ મનરગેરે અનત૦ ॥૬॥

નરક તણા છે ચાર દુવાર, રાત્રિભોજન પહેલુરે,
પરસ્ત્રી બીજુ અથાણું ત્રીજુ, અનતકાય છે છેલ્લુ રે અનત૦ ॥૭॥

એ ચારેને જે પરિહરશે, દયા ધરમ આદરશેરે,
કીર્તિ કમળા તસ વિસ્તરશે, શિવમદિર સચરશેરે અનત૦ ॥૮॥

પાચે પર્વી પોષહ કીજે, ભાવે જિન પૂજીજેરે,
સપત અનુસારે દાન દીજે, એમ ભવ લાહો લીજેરે અનત૦ ॥૯॥

ચૌદ નિયમ સભારો મક્ષેપો, પડિક્કમણા દોય વારોરે,
ગુરૂ ઉપદેશ સુણી મનરગે, એ શ્રાવક આચારોરે અનત૦ ॥૧૦॥

પર ઉપગાર કરો નિજ શકતે, કુમતિ કદાગ્રહ મૂકોરે,
નવ નવા ઉપદેશ સુણીને, મૂળ ધર્મ મત ચૂકોરે. અનત૦ ॥૧૧॥

તપગચ્છ નાયક શિવસુખદાયક, શ્રીવિજય ધર્મસૂરિંદારે;
તાસ પસાયે દિન દિન વાધે, ભાવસાગર મુણીંદારે. અનંત૦ ॥૧૨॥

---

## ૧૮ દશમા અધ્યયનની સજઝાય.

સમવસરણ સિંહાસનેજી, વીરજી કરેરે વખાણ;
દશમા ઉત્તરાધ્યયનમેંજી, દીયે ઉપદેશ સુજાણ.
સમયમય ગૌયમ મ કર પ્રમાદ
વીર જીનેશ્વર શીખવેજી, પરિહર મદ વિખવાદ. સ૦ વીર જીને૦ ૧

જિમ તરૂ પંડુર પાંદડોજી, પડતાં ન લાગેજી વાર;
તિમ એ માણુસ જીવડોજી, થીર ન રહે સંસાર. સ૦ વીર જીને૦ ૨

ડાભ અણી જન ઓસનોજીરે, ક્ષણ એક રહે જલબીંદ;
તીમ એ ચંચલ જીવડોજી, ન રહે ઇંદ્ર નરિંદ્ર. સ૦ વીર જીને૦ ૩

સુક્ષ્મ નિગોદ ભમી કરીજીરે, રાશી ચઢ્યો વ્યવહાર;
લાખ ચોરાશી જીવાયોનિમાંજી, લાધ્યો નરભવ સાર. સ૦ વીર જીને૦ ૪

શરીર જરાએ જરજર્યુંજી, શીર પર પડીઆજી કેશ;
ઇન્દ્રિયબલ હીણાં પડ્યાંજી, પગ પગ પેખે કલેશ. સ૦ વીર જીને૦ ૫

ભવ સાયર તરવા ભણીજી, ચારિત્ર પ્રવહણ મૂળ;
તપ જપ સંયમ આકરાંજી, મોક્ષ નગર છે દૂર. સ૦ વીર જીને૦ ૬

ઈમ નીસુણી પ્રભુ દેશનાજી, ગણધર થયા સાવધાન,
પાપ પડલ પાછાં પડ્યાંજી, પામ્યા કેવલજ્ઞાન. સ૦ વીર જીને૦ ૭

ગૌતમના ગુણ ગાવતાંજી, ઘર સંપતની ક્રોડ;
વાચક શ્રીકરણ ઈમ ભણેજી, વંદું બે કર જોડ. સ૦ વીર જીને૦ ૮

---

## ૧૯ પડિક્કમણાની સજઝાય.

કર પડિક્કમણું ભાવથીજીરે, સમતાવી મન લાવ,
અવિધિ દોષ જો સેવશોજીરે, તો નહીં પાતક જાય
ચેતનજીરે એમ કેમ તરશો જીહાજ ॥ ૧ ॥

સામાયકમા સામટીજીરે, નયણે નિદ્રા ભરાય,
વિકથા કરતા પારકીજીરે, અતિ ઉલ્લસિત મન થાય ચેતન ॥ ૨ ॥

કાઉસગ્ગમા ઉભા રહીજીરે, કરતા દુખેરે પાય,
નાટક પેખણુ દેખતાજીરે, ઉભા રયણી જાય ચેતન ॥ ૩ ॥

સંવરમા મન નવી ઠરેજી, આશ્રવમા હુશિયાર,
સૂત્ર સુણે નહી શુભ મનેજીરે, વિકથા સુણી ધરીપ્યાર ચેતન ॥ ૪ ॥

સાધુ જનથી વેગલોજીરે, નીચ શુ ધરે રે નેહ,
કપટ કરે ક્રોડા ગમેજીરે, ધર્મમા ધ્રુજે દેહ ચેતન ॥ ૫ ॥

ધર્મની વેલા નવિ દીયેજીરે, ફુટી કોડી રે એક,
રાજાએ રૂંધ્યો થકોજીરે, ખુણે ગણી દીયે છેક ચેતન ॥ ૬ ॥

જિનપુજા ગુરૂવંદનાજીરે, સામાયક પચ્ચખ્ખાણ,
નવકારવાળી નવિ રૂચેજીરે, કરે મન આર્તધ્યાન ચેતન ॥ ૭ ॥

ક્ષમા દયા મન આણીયેજીરે, કરીયે વ્રત પચ્ચખ્ખાણ,
ધરીએ મનમાહી સદાજીરે, ધર્મ શુક્લ દોય ધ્યાન
ચેતનજીરે તો ભવ તરશો જીહાજ ॥ ૮ ॥

શુદ્ધ મને આરાધશોજીરે, જો ગુરૂના પદ પદ્મ,
રૂપવિજય કહે પામશોજીરે, તો નર સુર શિવ સદ્મ
ચેતનજીરે તો ભવ તરશો જીહાજ ॥ ૯ ॥

## ૨૦ ચૌદ પૂર્વની સજઝાય. ( સ્તવન )

ગણધર દશ પૂર્વધર સુંદર, ચૌદ પૂર્વધર ભક્તિ કરીજે;
જેમ શ્રુત જ્ઞાન લહીજેરે, ચૌદપૂર્વ તપ વિધિ આરાધિ;
માનવફલ ભવ ફલ લીજેરે. ચૌ૦ ૧

પ્રથમ પૂર્વ ઉત્પાદજ નામે, વસ્તુ ચૌદ તસ જાણો રે;
એક કોટી પદ એક ગજ મસીમાને, લીખનતણું પરિમાણોરે. ચૌ૦ ૨

અગ્રાયણી પૂર્વ છે બીજું, વસ્તુ છવીશ છે જેહની રે;
છનું લાખ પદ બે ગજમાને, લીખન શક્તિ કહી તેહનીરે. ચૌ૦ ૩

વીર્ય પ્રવાદ નામે છે ત્રીજું, વસ્તુ શોળ અધિકારોરે;
સત્યોતેર લાખ પદ ગજ ચૌમાને, લીખપના ઉપચારોરે. ચૌ૦ ૪

અસ્તિ પ્રવાદ જે ચોથુ પૂર્વ, વસ્તુ અઠાવીશ કહીએરે;
સાત લાખ પદ અડગજ માને, મસીપુંજે લિપિ લહીએરે. ચૌ૦ ૫

જ્ઞાન પ્રવાદ પંચમ પૂર્વ, વસ્તુ બાર સુવિચારીરે;
એકોણ એક કોટીપદ તેહના, સોળ ગજ લિપિ થાયરે. ચૌ૦ ૬

સત્ય પ્રવાદ છઠું પૂર્વ સણસઠ, અધિકા પદે એક કોટીરે;
બે વસ્તુ ગજ બત્રીશ માને, લીખવાને મસી જુદીરે. ચૌ૦ ૭

આત્મ પ્રવાદ સત્તમ ચોળ વસ્તુક, કોટી છવીશ પદવારૂંરે;
ચૌસઠી ગજ મસી માને લહીએ, એ ઉપમાન સંભારૂંરે. ચૌ૦ ૮

આઠમું કર્મ પ્રવાદ પૂર્વ, ત્રીશ વસ્તુ અધિકારોરે;
એંસી સહસ એક કોટી પદ ગજવળી, એકસો અઠાવીશ ધારોરે.
ચૌ૦ ૯

પ્રત્યાખ્યાન પ્રવાદ છે નવમું, વીશ વસ્તુ પદ જેહનાં રે;
લાખ ચોરાસી બસે છપન્ન, લિખિત માન કહ્યું તેહનું રે. ચૌ૦ ૧૦

વિદ્યા પ્રવાદ પૂર્વ છે દશમુ, પદર વસ્તુ તસ જાણીયેરે,
એક કોટી દશ લાખ પદ છે, તેહના પાચસે બાર સવિ ગણિએરે.
ચૌ૦ ૧૧

એકાદસમુ કલ્યાણ નામે, કોટી છવીશપદ સુધારે,
બાર વસ્તુ એક સહસ ચોવીશ ગજ, લિપિ અનુમાન પ્રસિદ્ધારે
ચૌ૦ ૧૨

પ્રાણાવાય બારમુ પૂર્વ, તેર વસ્તુ સુખકારીરે,
છપનલાખ એક કોટી પદ ગજ વળી, બે સહસ અડતાલીશ સારરે
ચૌ૦ ૧૩

ક્રિયા વિશાલ તેરમુ પૂર્વ, નવકોટી પદ વસ્તુ ત્રીશરે,
ચાર સહસ છનુ ગજમાને, લિખવા અધિક જગદીશરે ચૌ૦ ૧૪

લોક બિંદુ સાર ચૌદમુ પૂર્વ, પદકોટી સાડી બારરે,
વસ્તુ પચવીશ ગજ એકશત બાણુ, અધિકા આઠ હજારરે ચૌ૦૧૫

ધુરીયા રે પૂર્વ છે ચુલ, અવરને તેહ ન જાણોરે,
દષ્ટિવાદનો ભેદ છે ચોથો, શાસન ભાવ વખાણોરે ચૌ૦ ૧૬

એણિ પરે ચૌદ પૂર્વની સેવા, કરતા આતમ દીપેરે,
શ્રીનય વિમલ કહે નીજ એ તો સવિ અરિયણ જીપેરે
ચૌદ પૂર્વધર ભકિત કરીજે. ૧૭

---

## ૨૧ વૈરાગ્યની સજ્ઝાય.

ઉંચા તે મદિર માળીયા, સોડ્ય વાળીને સુતો,
કાઢો કાઢોરે એને સહુ કહે, જાણે જન્મ્યોજ નહોતો
એકરે દિવસ એવો આવશે ॥ ૧ ॥ એ આકણી ॥

મને મળભોજી સાલે, મત્રી મળ્યા સર્વે કાગ્મા,
તેનુ કઈ નવ ચાલે એક ॥ ૨ ॥

સાવ સોનાનાંરે સાંકળાં પહેરણ નવ નવા વાઘા;
ધોળું વસ્તર એના કર્મનું, તે તો શોધવા લાગ્યા. એક. ॥ ૩ ॥

ચરૂ કઢાઈઆ અતિઘણા, બીજાનું નહિં લેખું;
ખોખરી હાંડી એના કર્મની, તે તો આગળ દેખું. એક. ॥ ૪ ॥

કેના છોરૂ ને કેના વાછરૂ, કેનાં માયને બાપ;
અંતકાળે જાવું (જીવને) એકલું, સાથે પુણ્ય ને પાપ. એક. ॥ ૫ ॥

સગીરે નારી એની કામિની, ઉભી ડગમગ જુવે;
તેનું પણ કાંઇ ચાલે નહીં, બેઠી ધ્રુસકે રૂવે. એક. ॥ ૬ ॥

વ્હાલાં તે વ્હાલાં શું કરો, વ્હાલાં વોળાવી વળશે;
વ્હાલાં તે વનનાં લાકડાં, તે તો સાથેજી બળશે. એક. ॥ ૭ ॥

નહીં ત્રાપો નહીં તુંબડી, નથી તરવાનો આરો;
ઉદયરતન પ્રભુ ઇમ ભણે, મને પાર ઉતારો. એક. ॥ ૮ ॥

૨૨

આપ સ્વભાવમાંરે, અવધૂ સદા મગનમેં રહેના;
જગત જીવહે કરમાધીના, અચરિજ કછુઅ ન લીના. આપ. ॥ ૧ ॥

તુમ નહીં કેરા કોઇ નહિં તેરા, કયા કરે મેરા મેરા;
તેરા હૈ સો તેરી પાસે, અવર સબે અનેરા. આપ. ॥ ૨ ॥

વપુ વિનાશી તું અવિનાશી, અબ હે ઈનકું વિલાસી;
વપુ સંગ જબ દુર નિકાસી, તબ તુમ શિવકાવાસી. આપ. ॥ ૩ ॥

રાગ ને રીસા દોય ખવીસા, એ તુમ દુઃખકા દીસા;
જબ તુમ ઉનકું દુર કરીસા, તબ તુમ જગકા ઇસા. આપ. ॥ ૪ ॥

પારકી આશા સદા નિરાશ, એ હે જગજગન પાસા;
તે કાટનકું કરો અભ્યાસા, લહો સદા સુખવાસા. આપ. ॥ ૫ ॥

કબહીક કાજી કબહીક પાજી, કબહીક હુઓ અપભ્રાજી,
કબહીક જગમે કીર્તિગાજી, સબ પુદ્ગળકી બાજી આપ ॥ ૬ ॥

શુદ્ધ ઉપયોગ ને સમતાધારી, જ્ઞાન ધ્યાન મનોહારી,
કર્મ કલકકુ દુર નિવારી, જીવ વરે શિવ નારી આપ ॥ ૭ ॥

---

## ૨૩ ખધક મુનિની સજઝાય. ઢાળ પહેલી.

નમો નમો ખધક મહામુનિ, ખધક ક્ષમા ભડારરે,
ઉગ્ર વિહારે મુનિ વિચરતા, ચારિત્ર ખડ્ગની ધારરે નમો ॥ ૧ ॥

સમિતિ ગુપ્તિને ધારતો, જિતશત્રુ રાજાનો નદરે,
માતા ધારણી ઉદરે જનમિયો, દર્શન પરમાનદરે નમો ॥ ૨ ॥

ધર્મઘોષ મુનિ દેશના, પામીયો તેણે પ્રતિબોધરે,
અનુમતિ લેઇ માય તાયની, કર્મ શુ યુદ્ધ થઇ યોદ્ધરે નમો ॥ ૩ ॥

છઠ્ઠ અઠ્ઠમ આદે અતિ ઘણા, દુષ્કર તપ તનુશોષરે,
રાત દિવસ પરિષહ સહે, તો પણ મન નહિ રોષરે નમો ॥ ૪ ॥

દવ દીધા ખીજડા દેહમા, ચાલતા ખડખડે હાડરે,
તો પણ તપ કરે આકરા, જાણતો અથિર સસારરે નમો ॥ ૫ ॥

એક સમે ભગની પુરી પ્રતે, આવીયા સાધુજી સોયરે,
ગોખે બેઠી ચિંતે બેનડી, એ મુજ બધવ હોયરે નમો ॥ ૬ ॥

બેનને બધવ સાભર્યો, ઉલટ્યો વિરહ અપારરે,
છાતડી લાગી છે ફાટવા, નયણે વહે આસુડાની ધારરે નમો ॥ ૭ ॥

રાય ચિંતે મનમા ઇસ્યુ, એ કોઇ નારીનો યારરે
સેવકને કહે સાધુની, લાવોજી ખાલ ઉતારરે નમો ॥ ૮ ॥

## ઢાલ બીજી.

રાય સેવક તવ કહે સાધુને, ખાલડી જીવથી હણશું રે,
અમ ઠાકુરની એહ છે આણા, તે અમે આજ કરીશું રે;
અહોઅહો સાધુજી સમતાના દરિયા, મુનિ ધ્યાન થકી નવિ ચલિયારે.૧

મુનિવર મનમાંહી આણંદ્યો, પરિષહ આવ્યો જાણીરે;
કર્મ ખપાવાનો અવસર એહવો, ફરી નહીં આવે પ્રાણીરે.
અહો. ॥ ૨ ॥

એતો વલી સખાઈ મલીયો, ભાઇ થકી ભલેરોરે;
પ્રાણી તું કાયરપણું પરિહરજે, જિમ ન થાયે ભવફેરોરે.
અહો. ॥ ૩ ॥

રાય સેવકને તવ કહે મુનિવર, કઠણ ફરસ મુજ કાયારે;
બાધા રખે તુમ હાથે થાયે, કહો તિમ રહીયે ભાયારે.
અહો. ॥ ૪ ॥

ચારે શરણાં ચતુર કરીને, ભવ ચરમ આવર્તેરે;
શુકલ ધ્યાન શું તાન લગાવ્યું, કાયા વોસિરાયંતરે.
અહો. ॥ ૫ ॥

ચરચડ ચામડી તેહ ઉતારે, મુનિ સમતારસ ઝીલેરે;
ક્ષપકશ્રેણિ આરોહણ કરીને, કઠિણ કરમને પીલેરે.
અહો. ॥ ૬ ॥

ચોથું ધ્યાન ધરંતાં અંતે, કેવલ લઈ મુનિ સિધ્યારે;
અજર અમરપદ મુનિવર પામ્યા, કારજ સઘળાં સિધ્યાંરે.
અહો. ॥ ૭ ॥

એહવે તે મુહપત્તિ લોહીએ ખરડી, પંખીડે આમિષ જાણીરે;
લેઇને નાખી તે રાજદુવારે, સેવકે લીધી તાણીરે.
અહો. ॥ ૮ ॥

સેવક મુખથી વાતજ જાણી, જ્હેને મુહપત્તિ દીઠીરે
નિશ્ચય ભાઇ હણાયો જાણી, હઇડે ઉઠી અગીઠીરે
અહો ॥ ૯ ॥

વિરહ વિલાપ કરે ગય રાણી, સાધુની સમતા વખાણીરે,
અથિર સસાર સવેગે જાણી, સજમ લીયે ગય રાણીરે
અહો ॥ ૧૦ ॥

આ કોઇ પાતક સવિ છડી, કઠિણ કર્મને નિંદીરે,
દુકર તપ કરી કાયા ગાળી, શિવસુખ લહે આણદીરે
અહો ॥ ૧૧ ॥

ભવિયણ એહવા મુનિવર વદી, માનવ ભવ ફલ લીજેજે,
કરજોડી મુનિ મોહન વિનવે, સેવક સુખિયા કીજેજે
અહો ॥ ૧૨ ॥

---

## ૨૪ વૈરાગ્યની સજ્ઝાય.

ખલીહારી જાઉ એ વૈરાગ્યની, જેહના મનના એ ગુણ આવ્યોરે,
મોક્ષના મોતી એ જીવડા, નર ભવ ફલ તેણે પાયોરે ખલિ ॥ ૧ ॥
જેમ ભીખારીને ભાગ્યો ઠીંકરો, તે તો તજવો દોહિલો હોયરે,
ખટ ખડ તજવા સોહિલા, જો વૈરાગ્ય મનમા હોયરે ખલિ ॥૨॥
નથી સસારમા કોઇ કોઈનુ, સૌ સ્વારથીયા સગા વહાલારે,
કર્મ સચોગે સહુ સાપડયુ, અતે જાશે સઘળા ઠાલારે ખલિ ॥૩॥
મારૂ મારૂ મમ કરો પ્રાણિયા, તારૂ નથી એણી વેલારે,
ખાલી પાપના પોટલા ખાધવા, થાશે નરકમા ઠેલમઠેલારે ખલિ ॥૪॥
ગરજ સરે જો એહથી, તો મમાર મુનિ કેમ છોડરે,
પણ જુઠી ખાજી છે સસારની, ઇદ્રજાળની ખાજી માડીરે. ખલિ ॥૫॥

નગારાં વાગે માથે મોતનાં, કેમ નિશ્ચિંત થઇને સુતોરે;
મધુબિંદુ સુખની લાલચે, ખાલી કીચડમાં કેમ ખુતોરે. બલિ. ॥ ૬ ॥
લાખ ચોરાશી જીવાયોનિમાં, નહિ કોઇ છુટવાનો આરોરે;
એકજ મલ્લ વૈરાગ્ય છે, તુમે ધર્મ રત્ન સંભારોરે. બાલ. ॥ ૭ ॥

---

## ૨૫ વૈરાગ્યની સજઝાય.

પુણ્ય સંયોગે પામીયો જીરે, નરભવ આરજ ખેત
શ્રાવકકુળ ચિંતામણી જીરે, ચેતી શકે તો, ચેતરે જીવડા;
એ સંસાર અસાર ॥ ૧ ॥

સાર માત્ર જિન ધર્મ છે જીરે, આપણું ઘર સંભારે જીવડા;
માત પિતા સુત બાંધવા જીરે, દાસ દાસી પરિવાર,
સ્વાર્થ સાધે સહુ આપણો જીરે, સહુ મતલબના યારરે. જીવડા
એ સંસાર અસાર ॥ ૨ ॥

સરોવર જળનો મિંડકોજીરે, તાકે આપણો ભક્ષ;
સાપ તાકે છે મિંડકોજીરે, સહુને આપણો લક્ષરે.
જીવડા એ ॥ ૩ ॥

મયુર તાકે છે સાપને જીરે, આહેડી તાકે છે મોર;
મચ્છ ગળાગળ ન્યાય છે જીરે, નિર્ભય નહિ કોઇ ઠોરરે.
જીવડા એ ॥ ૪ ॥

કર્મ નાટક માંડીયો જીરે, જીવડો નાચણહાર
નવા નવા લે બાથમાં જીરે, ખેલે વિવિધ પ્રકારરે.
જીવડા એ ॥ ૫ ॥

ચોરાશી ચોગાનમાં જીરે, રૂપ રંગનારે ઠાઠ;
તમાસા ત્રણ લોકના જીરે, બાજીગરના પાઠરે;
જીવડા એ ॥ ૬ ॥

ઓત ગઈ થોડી રહી જીરે, પરભવ ભાતુ રે બાંધ,
સમતા સુખની વેલડી જીરે, ધર્મ રત્ન પદ સાધરે
જીવડા એ ॥ ૭ ॥

---

## ૨૬ વૈરાગ્યની સજ્ઝાય.

તન ધન જોબન કારમુજી, કોના માત ને તાત,
કોના મંદિર માળીયાજી, જેસી સ્વપ્નની વાત,
સોભાગી શ્રાવક સાભળો ધર્મ સજ્ઝાય ॥ ૧ ॥

ફોગટ ફાકા મારવાજી, અંતે સગુ નહિ કોય,
ઘેબર જમાઇ ખાઇ ગયોજી, વણિક કુટાયો જોય સોભાગી ॥ ૨ ॥

પાપ અઢારને સેવીનેજી, લાવે પૈસો એક,
પાપના ભાગી કો નહિજી, ખાવાવાળા છે અનેક સોભાગી ॥ ૩ ॥

જીવતાં જશ લીધો નહીજી, મુવા પછી શી વાત,
ચાર ઘડીનુ ચાંદણુજી, પછી અંધારી રાત સોભાગી ॥ ૪ ॥

ધન તે મોટા શ્રાવકોજી, આણંદને કામદેવ,
ઘરનો બોજો છોડીનેજી, વીર પ્રભુની કરે સેવ સોભાગી ॥ ૫ ॥

બાપ દાદા ચાલ્યા ગયાજી, પુત્ર થયા નહિ કામ,
કરવી દેવની વેઠડીજી, શેખસલ્લી પરિણામ સોભાગી ॥ ૬ ॥

જો સમજે તો સાનમાજી, સદ્ગુરૂ આપે છે જ્ઞાન,
જો સુખ ચાહો મોક્ષનાજી, ધર્મ રત્ન કરો ધ્યાન સોભાગી ॥ ૭ ॥

---

ઉદયરત્ન વાચક ઈમ બોલે, જે નર નારી ભણશેજી;
તેહનાં પાતક દુરે ટળશે, મુક્તિ પુરીમાં મળશે. શાણું૦ ૧૩

## ૨૯ શ્રી શિખામણની સજઝાય.

તવ સોહમ ગણધર કહે, સહુને હિત કામે,
રૂષભ દત્ત આદે કરી, નિસુણે શિરનામી;
એ દુષ્કર અછે પાલવું, વચ્છ દુઃક્કર કરવુ,
વિણ પ્રવહણ નિજ બાહુસું, જલનિધિનું તરવું. ૧

પંચ મહાવ્રત પાલવાં, નિત્ય ત્રિકરણ સુદ્ધે,
દશવિધ ધર્મ આરાધવો, મન રૂજુતા બુદ્ધે;
ગચ્છ પરંપરા વર્તવું, અહનિશિ ગુરૂ સેવા,
ગુરૂઆણા નિત ધારવી, જેમ મીઠા મેવા. ૨

વિનય વિવેક કરી ઘણો, ગુરૂસ્યું મન મેલે,
તત્ત્વ હિતાહિત વાતસ્યું, નિજ મનડું મેલે;
વચને સંતોષે સહુ, જિમ જલની ધારા,
ગુરૂ મનડું રાજી કરી, લહે આગમ પારા. ૩

સમુદાણી વૃત્તિ કરી, જે એષણ શુદ્ધે,
ગ્રાસ લીએ દેહ ધારવા, નહિ લંપટ બુદ્ધે;
અણ મિલતે ઉણો નહિ, મિલે ગર્વ ન ધારે,
સહે શીખ સમતા રસે, ઇંગીત આકારે. ૪

સર્વ સહે પૃથ્વી પરે, એ લક્ષણ ધરવું,
પ્રવચન માતા આઠજે, તપે ચિંતન કરવું;
ગ્રહી પ્રસંગ કરવો નહિ, સાવદ્ય ન કરવું,
આપ ડહાપણ ગોપવી, ગુરૂ વચને રહેવું. ૫

જાવ જીવ ગુરૂ સેવના, કરતા તપ સાધે,
દશવિધ વૈયાવચ્ચ કરે, તો જગ જસવાધે,
પરિસહ સઘળા જીપવા, કરૂણા દિલ આણે,
નિશ્ચય નય વ્યવહારસ્યુ, સમયાદિક જાણે ૬

વિષય કષાય નિવારવા, દૂરે પરમાદ,
હસિતવદન હે જાણુઓ, હો યે વચન સ્વાદ,
ધર્મ લહે ભવિ દેખીને, તે મુદ્રા ધારે,
ઈમ આપોપૂ તાર તો, પરને પણ તારે ૭

કપટે ધર્મ ન આચરે, ન ધરે બગ માયા,
શત્રુ મિત્ર સરખા ગણે, સમ રંકને રાયા,
અનિયત વાસ વસે સદા, જે અપ્રતિબંધ,
આધાકર્માદિક ન લ્યે, થાપણ પ્રતિબંધ ૮

વચ્છ ચારિત્ર તેહનુ સહી, જે નિજ અજુઆલે,
સિંહ પણે જે આદરી, સિંહની પરે પાલે,
શ્યુ સંજમ લીધા માટે, સંસાર તજીને,
મલિનપણે ભારે હોએ, જેમ કંબલ ભીંજે ૯

આહમા છિદ્ર જોવે ઘણા, ગુરૂ આદિક કેરા,
શીખ દીઅતા રીસવે, અવગુણ અવ કેરા,
રીશે ધંધે હડતો રહે, વહે આપ મુરાદ,
એકાકી જિન ચિત્તસ્યુ, સેવે પરમાદ ૧૦

કથન ન માને કેહનુ, જેમ વાંકા ઘોડા,
મુદ્રા પણ તેહવી ધરે, જીમ બભણ ત્રોડા,
આગમ અર્થ લહી કરી, હોયે ગુરૂથી વાકા,
મમકજ લોકાની પરે, દુ:ખ દાયક માકા ૧૧

તેહભણી પ્રભાવ સુણો, છો ધર્મના અર્થી,
ભક્તિવંત ભદ્રક મને, લાજે જે પરથી;
દિક્ષા ગ્રહી તેહની ખરી, જે સમતા આણે,
ઈહિ ભવ પર ભવ કેરડાં, તે સવિ સુખમાણે. ૧૨

જો મનડુ સુધું હોએ, તો લેજ્યો દિક્ષા,
સોવન કસવટની પરે, સહેવી છે શિક્ષા;
નિત નિત અછે ઝુઝવું, સંયમને કામે,
વીસ વિશ્વા આવ્યું હોએ, જો નિજ મન ઠામે. ૧૩

હિત શિક્ષા એમ સાંભલી, શ્રી સોહમ કેરી,
સંઘ શકલ સોભાગીઓ, રહ્યો ગુરૂને ઘેરી;
વાજાં જયાં તણાં તિહાં, ગુહિરાં અતિ ગાજે,
નયવિમળ કહે જૈનની, ઠકુરાઈ છાજે. ૧૪

---

## ૩૦ શ્રી ગર્વની સજઝાય.

ગર્વ ન કરશો ગાત્રનો, આખર એ છે અસાર રે;
રાખ્યું કેહેનું નવિ રહે, કર્મ ન કૂરે કિરતાર રે. ગર્વ૦ ૧

સડણ પડણ વિધ્વસંણ, જેહનું માટીનું ભંડરે;
ક્ષણમાં વાગેરે ખોખરૂં, તે કેમ રહેશે અખંડરે. ગર્વ૦ ૨

સુખને પુછીરે જે જમે, પાન ખાય ચૂટી ચૂટી બીંટરે;
તે મુખ બંધાણા ઝાંઝુવે, કાગ ચરકતા વિષ્ટરે. ગર્વ૦ ૩

મુખ મરડેને મોજો કરે, કામિની શું કરે કેલિરે;
તેજઈ સુતા મસાણમાં, મોહે મમતાને મેલીરે. ગર્વ૦ ૪

દિશોદિશી બોલતાં હેજમાં, નરનારી લખ કોડરે;
તે પર ભવન જઇ પોઢીયા, ધન કણ કંચન છોડરે. ગર્વ૦ ૫

ક્રોડ ઉપાય જો કીજિયે, તો પણ નવિ રહે નેટરે;
સજ્જન મિળી સહુ તેહને, કરે અગ્નિને ભેટરે ગર્વ૦ ૬

કૃષ્ણ સરીખો રે રાજવી, બળભદ્ર સરીખો છે વીરરે,
જંગલમા જૂઓ તેહને, તાકી માર્યું છે તીરરે, ગર્વ૦ ૭

બત્રીસ સહસ અંતે ઉરી, ગોવાલણી મોળ હજારરે,
તરશે તરફડે ત્રીકમો, નહિ કોઈ પાણી પાનારરે ગર્વ૦ ૮

કોટી શિલ્લા કર્મે ધરી, ગિરધારી થયા નામરે,
બેઠા ન થવાણુ તે બળે, જુઓ કર્મના કામરે ગર્વ૦ ૯

જન્મતા કેણે નવિ જાણિયા, મરતા નહિ કોઇ રોનારરે,
મહા અટવીમાહી એકલા, પડ્યા કરે પોકારરે ગર્વ૦ ૧૦

છબીલો છત્ર ધરાવતો, ફેરવતો ચૌદિશિ ફોજરે,
વનમા વાસુદેવ જઈ વસ્યા, બેગે જિહા વનચર રોજરે ગ૦ ૧૧

ગજે બેસીને જે ગાજતો, થતી જિહા નગારની ઠોરરે,
ઘુડ હોલા તિહા ઘુઘવે, સાવજ કરતા તિહા શોરરે ગ૦ ૧૨

જરાકુમર જંગલ વસે, ખેલે છે તિહા શીકારરે,
હરિપગે પદ્મ તે દેખિયો, મૃગની બ્રાંતે તેણિવારરે. ગર્વ૦ ૧૩

તીર માર્યો તેણે તાણિને, પગ તળે બળ પૂરરે,
પગ ભેદીને તે નીસર્યો, તીર પડ્યો જઇ દૂરરે ગર્વ૦ ૧૪

આપ બળે ઉઠીને કહે, રે રે હું તો છુ કૃષ્ણરે,
બાણે કેણે મને વીંધીયો, એવો કોણ છે દુર્જનરે ગ૦ ૧૫

શબ્દ તે કૃષ્ણનો સાંભળી, વૃક્ષ તળે જરાકુમારરે,
કહે હું વાસુદેવ પુત્ર છુ, રહુ છુ આ વન મોઝારરે ગર્વ૦ ૧૬

કૃષ્ણ રખોપાને કારણે, વર્ષ થયાં મુજ બારરે;
પણ નવિ દીઠો કોઇ માનવી, આજ લગેં તે નિરધાર. ગ૦ ૧૭

દુષ્ટ કર્મતણે ઉદયે, આંહી આવ્યા તુમે આજરે;
મુજને હત્યા રે આપવા, વળી લગાડવા લાજરે. ગર્વ૦ ૧૮

કૃષ્ણ કહે આવો બંધવા, જિણ કાજ સેવો છો વનરે;
તે હું કૃષ્ણ તેં મારિયો, ન મટે શ્રી નેમનાં વચનરે. ગર્વ૦ ૧૯

ઇમ સુણી આંસુડે વરસવા, આવ્યો કૃષ્ણની પાસરે;
મોરારી તબ બોલીયા, લેઆ કૌસ્તુભ ઉલ્લાસરે. ગર્વ૦ ૨૦

એ નીશાની પાંડવને આપજે, જાતું ઇહાંથી વેગરે;
નહી તો બળભદ્ર મારશે, ઉપજશે ઉદવેગરે. ગર્વ૦ ૨૧

આસમે કીમ જાઉં વેગળો, જો તુમે મોકલો મોરારીરે;
ફરી ફરી પાછું જોતો થકો, વરસત આંસુ જળધારરે. ગ૦ ૨૨

દૃષ્ટિ અગોચર જે થયો, તેવીશમી ઢાળ રે;
ઉદયરતન કહે એ થઈ, સહુ સુણજો ઉજમાળરે. ગર્વ૦ ૨૩

## ૩૧ શ્રી રૂકિમણીની સજઝાય.

વિચરંતા ગામો ગામ, નેમી જીનેસર સ્વામ;
આછે લાલ નયરી, દ્વારામતી આવિયાજી. ॥ ૧ ॥

કૃષ્ણાદિક નર નાર, સહુ મળી પર્ષદા બાર;
આછે લાલ, નેમી વંદણ તિહાં આવિયાજી. ॥ ૨ ॥

દે દેશના જીનરાય, આવે સહુને દાય;
આછે લાલ, રૂકિમણી પુછે શ્રી નેમિનેજી. ॥ ૩ ॥

પુત્રને મ્હારે વિયોગ, શો હશે કર્મ સંયોગ;
આછે લાલ, ભગવંત મુજને તે કહોજી. ॥ ૪ ॥

તુ હતી નૃપની નાર, પુરવ ભવ કેઇ વાર,
આ છે લાલ, ઉપવન રમવાને સચર્યાજી. ॥ ૫ ॥

ફરતા વન મોઝાર, દીઠો એક સહકાર,
આછે લાલ, મોગલી વીયાણી તીહા કણેજી ॥ ૬ ॥

સાથે હતો તુમ નાથ, ઇડા ઝાલ્યા હાથ,
આછે લાલ, કંકુ વરણા તે થયાજી ॥ ૭ ॥

નવી ઓળખે તીહા મોર, કરવા લાગી સોર,
આછે લાલ, સોળ ઘડી નવી સેવીયાજી ॥ ૮ ॥

તિણુ અવસર ઘમઘોર, મોગલા કરે છે સોર,
આછે લાલ, ચૌદિશ ચમકે વીજળીજી ॥ ૯ ॥

પછી વૂઠ્યો તિહા મેહ, ઇડા ધોવણા તેહ,
આછે લાલ, સોળ ઘડી પછી સેવીયાજી ॥ ૧૦ ॥

હસ્તાં તે બાંધ્યા કર્મ, નવિ ઓળખ્યો જીનધર્મ,
આછે લાલ, રોતા ન છૂટે પ્રાણીયાજી ॥ ૧૧ ॥

તિહા બાંધી અતરાય, ભાખે શ્રી જીનરાય,
આછે લાલ, સોળ ઘડીના વરસ સોળ થયાજી ॥ ૧૨ ॥

દેશના સુણી અભિરામ, રૂક્મિણી રાણી તામ,
આછે લાલ, સૂધો તે સંયમ આદર્યોજી ॥ ૧૩ ॥

થિર રાખ્યા મન વચ કાય, શિવપુરી નગરીમા જાય,
આછે લાલ, કર્મ ખપાવી મુગતે ગયાજી ॥ ૧૪ ॥

તેહનો છે વિસ્તાર, અતગડ સૂત્ર મોઝાર,
આછે લાલ, રાજવિજય રંગે ભણેજી ॥ ૧૫ ॥

---

# ૩૨ શ્રી અનાથી મુનિની સજઝાય

આધાકર્મી આહાર ન લીજે એ દેશી

મગધાધિપ શ્રેણીક સુવીચારી, સાથે બહુ પારવારી;
હય ગય રથ પાયક પાલખીશું, પહોત્યો વનહ મઝારી કે;
રાજન રયવાડી સંચરીયો. ॥ ૧ ॥ આંકણી.

ખાયક સમકિત વરિયો કે, રાજન રયવાડી સંચરિયો;
પદ્મનાભ તીર્થંકર થાશે, ઉપશમ રસનો દરિયો. કે રાજન. ॥૨॥

વિવિધ પ્રકારની ક્રીડા કરતો, જોતો વનમાં ઠામ;
ચંપક તરૂતળે મુનિવરે દીઠો, બેઠો કરી પ્રણામ. કે રાજન. ॥ ૩ ॥

ધ્યાને લીનો મુનિવર મ્હોટો, ચંપક વર્ણી કાયા;
લુંચ્યા કેશ જોવન વેશે, તજી સંસારની માયા. કે રાજન. ॥ ૪ ॥

પુછેરાજા શ્રેણીક મુનિને, કિમ લુંચ્યા તુમ કેશ;
જોવને વૈરાગ કહો કેમ લીધો, દીસો છો લઘુ વેશ. કે રાજન. ॥ ૫ ॥

તરૂણ પણે તરૂણી કાં છંડી, એ માયા કાં મંડી;
કંચન વર્ણી કાયા દંડી, એ શી કીધ ઘમંડી કે રાજન. ॥ ૬ ॥

રૂપવંત તું ગુણવંત દીસે, સુંદર તુમ આકાર;
શશિ સમ વદન વિરાજે ત્હારૂં, નયન પંકજ અનુહાર. કે રાજન. ॥૭॥

ધન જોવન ફળ લાહો લીજે, કીજે બહુળા ભોગ;
સંપતિ સારૂ દાન તે દીજે, અવસરે લીજે જોગ. કે રાજન. ॥ ૮ ॥

કુટુંબ તણો મોહ કિમ મૂકયો, કિમ મૂકયો ધન પરિવાર;
કવણ નગરના કહો તુમે વાસી, કિમ લીધો સંયમ ભાર. કે રાજન. ૯

સયળ લક્ષણ તુમ અંગે નિરખ્યા, અવગુણ એક ન દીઠો,
કૃપા કરી યોગીશ્વર સાચો, ઉત્તર દ્યો મુજ મીઠો કે રાજન ॥૧૦॥

બોલે મુનિવર સુણ હો રાજા, ઉત્તર દેઉં છુ સાચો,
સુખનો ભટકો નયણનો લટકો, કાયા પિંડ તે કાચો કે રાજન ૧૧

નાથ વિના જીવે દુ:ખ પામ્યા, મ્હારે નહી કોઇ નાથ,
તિણ કારણ મે દીક્ષા લીધી, હવે હુ હુઓ સનાથ કે રાજન ॥૧૨॥

નાથ અછુ હુ મુનિવર ત્હારો, એવો અર્થ વિચારો,
નાથ અછે કોઈ ત્હારે રાજા, બોલ્યો બોલ અવિચાર્યો કે રાજન ૧૩

નાથ તણો અરથ જો જાણો, તો થાઓ મુજ નાથ,
નાથ નહી કોઇ નૃપ તુમારે, બાવળ દ્યો છો બાથ કે રાજન ॥૧૪॥

માતા મય ગળ હય હેષારવ, સુણ મગધાધિપ રાજા,
કંચન કોડી જોડી બંધવની, માય તાય સુખ સાજા. કે રાજન ૧૫

મ્હોટા કુળની મ્હોટી વધૂડી, ખોડી નહી મન માહી,
સિંહકટી હંસગમની બાળા, થોડા બોલી પ્રાહી કે રાજન ॥૧૬॥

શશિવયણી મૃગાનયણી નારી, ચિત્ત હરખી ભરતાર,
હાવ ભાવ વિભ્રમ જે કરતી, તે મુકી નિરધાર કે રાજન ॥૧૭॥

ઇંદ્રતણી જાણે ઇંદ્રાણી, એહવી મુજ ઘેર રાણી,
કેતા ગુણ હુ કહું હો રાજા, શીયળ ગુણની ખાણી કે રાજન ॥૧૮॥

પાન સમારે બીડી વાળી, માહી કપુરનો વાસ,
પ્રેમ કરી મુજ પદ્મણી આપે, તે મુકી નીરાશ કે રાજન ॥૧૯॥

પંચ વિષય હુ ભોગ ભોગવતો, જાતો કાળ ન જાણ્યો,
એક દિવસ મુજ રોગ ઉપન્યો, ન વિસમે તે ચિત્ત આણ્યો.
કે રાજન ॥ ૨૦ ॥

કાકા કાકી ફુઆ ભાણેજી, મામા માસા મામી;
નેહ ધરે માસી મુજ અધિકો, જાણે કે અંતરજામી. કે રાજન. ૨૧

માય તાય બંધવ મુજ ભગિની, દુઃખ નવિ લીધો જાય;
નારી મુખ વિલપંતી બોલે; તે દુઃખ અમ ન સહાય. કે રાજન. ૨૨

તિણિ વેદની મુજ નીંદન આવે, અન્ન પાન નવિ ભાવે;
મંત્ર યંત્ર કીયા ઘણેરા, તો પણ દુઃખ નવિ જાવેરે. કે રાજન. ૨૩

વૈદ્ય જાણ તેડ્યા તિણી વારે, દીધા બહુળા દામ;
ઔષધ ભેસજે ગુણ નવિ થાયે, વિલખાણા તે તામ. કે રાજન. ૨૪

ચિત ચોખે કરી મેં રે વિચારયો, એકલડો વનવાસી;
એ સંસાર તણાં દુઃખ વિરૂઆં, ગઈ વેદન તવ નાસી. કે રા. ॥૨૫॥

દિનકર ઉગે તમ જિન નાસે, તિમ મુજ વેદન ભાગી;
સંયમ વરિયો વેદન ઠરિયો, સમતાશું લય લાગી. કે રા. ॥ ૨૬ ॥

મગધાધિપ હરખ્યો મનસાંહિ, વચન કહેરે વિચારી;
નાથપણું તુમને મુનિ સાચું, આપ તર્યા પર તારી કે રાજન,
પંચ મહાવ્રત ધારી. ॥ ૨૭ ॥

શીશ નમાવી પાય લાગીને, પૂછી છોડયું મિથ્યાત;
યોગીસરને ધ્યાને લીનો, અંજુઆળે કુળ જાત. કે રા. ॥ ૨૮ ॥

ઋષિ અનાથિ ચારિત્ર પાળી, પહોંત્યા શિવપુર ઠામ;
કનક વિજય બુધ ચરણે મધુકર, ઇમ બોલે મુનિ રામ.
કે૦રાજન.૦ ॥ ૨૯ ॥

---

## ૩૩ શ્રી દેવાનંદાની સજ્ઝાય

જિનવર રૂપ દેખી મન હરખી, સ્તનસે દુધ ઝરાયા,
તવ ગૌતમકુ ભયા અચંબા, પ્રશ્ન કરણકુ આયા, એ આંકણી ॥ ૧ ॥

ગૌતમ એતો મેરી અમ્મા, તસ કુખે તુમ કાહુ ન વસીઆ,
કવણુ કિયા ઇમ કમ્મા ગૌ ॥ ૨ ॥

ત્રિશલાદે દેરાણી હુતી, દેવાનંદા જેઠાણી,
વિષય લોભ કરી કાંઈ ન જાણ્યો, કપટ વાત મન આણી ગૌ ॥૩॥

એમાં શ્રાપ દીયા દેરાણી, તુમ સંતાન નહો જયો,
કર્મ આગળ કોઇનુ નહિ ચાલે, ઇંદ્ર ચક્રવર્તી જો જયો ગૌ ॥૪॥

દેરાણીકી રત્ન ડાબલી, બહુલા રત્ન ચોરાયા,
ઝઘડો કરતા ન્યાય હુઆ તવ, તબકછુ નાણા પાયા ગૌ ॥ ૫ ॥

ભરત રાય જબ ઋષભને પુછે, એહમા કોઇ જિણંદા,
મરિચી પુત્ર ત્રિદંડી તેરો, ચોવીશમો જીણંદા ગૌ ॥ ૬ ॥

કુળનો ગર્વ મે ગૌતમ, ભરતરાય જબ વંદ્યા
મન વચન કાયાએ કરીને, હરખ્યો અતિ આણંદા ગૌ ॥૭॥

કર્મ સંયોગે ભિક્ષુકુલપાયા, જનમ ન હોવે કબહુ,
ઇંદ્ર અવધિયે જોતા અપહર્યો, દેવ ભુજંગમ બાહે ગૌ ॥ ૮ ॥

બ્યાશી દિન તિહાં કણે વસિયો, હરણુ ગમેથી જવ આયા,
સિદ્ધારથ ત્રિસલાદે રાણી, તસ કુખે છટકાયા ગૌ ॥ ૯ ॥

ઋષભદત્તને દેવાનંદા, લેશે સંયમ ભારા,
તવ ગૌતમ એ મુગતે જાશે, ભગવતી સૂત્ર વિચારા ગૌ ॥૧૦॥

સિદ્ધારથ ત્રિશલાદે રાણી, અચ્યુત દેવલોક જાશે,
બીજે ખંડ આચારંગે, તે સૂત્રે કહેવાશે ગૌતમ ॥ ૧૧ ॥

તપ ગચ્છ શ્રી હીર વિજય સૂરિ, દિયો મનોરથ વાણી;
સકળચંદ પ્રભુ ગૌતમ પુછે, ઉલટ મનમાં આણી. ગૌ. ॥ ૧૨ ॥

---

## ૩૪ શ્રી અધ્યાત્મક પદ

( રાગ ધનાશ્રી )

દોડતાં દોડતાં પંથ કપાય તો, જુઓ ઘાંચીઘર ઉંટ;
દિન સાજામેં દોડતો હીંડે, થાકી જાવે ત્રુટ હોસમજુ.
જ્ઞાનનયનનિજખોલો ॥ ૧ ॥

કરણી પાર ઉતરણી કહીને, જગને જુઠ સમજાવે;
જ્ઞાન રહિત જેમ રાત અંધારી, પરમાર્થ કેમ પાવે. હો૦સ૦ ॥ ૨ ॥

સાઠ સહસ્ર વર્ષનો તાપસ, બાળ તપસ્વિ કહિયો;
દેવપણામાં જ્ઞાન જો પામ્યો, તો ભવ એકજ રહિયો. હો૦સ ॥ ૩ ॥

જ્ઞાન સહિત જે ક્રિયા કરે તે, હોય કલ્યાણને કાજે;
એકાંત જ્ઞાન તણો આરાધક, નિજ ગુણમાં નિતરાજે. હો૦સ ॥ ૪ ॥

સૂત્ર રહસ્યને સમજી શાણા, કરો ક્રિયા ભલે સાચી;
બોધિબીજ વિન ગદ્ધા મજુરીમાં, મત રહેજો કોઇ રાચી. હો૦સ ૫

ભેદ ભાવ છે જ્ઞાન દર્શનમાં, પ્રથમ દર્શન પછી જ્ઞાન;
વિનય સહિત શ્રી સદ્ગુરૂ સેવી, પામો પદ નિર્વાણ. હો૦સ ॥ ૬ ॥

---

## ૩૫ શ્રી વિનયની સઝાય

પવયણ દેવી ચિત્ત ધરીજી, વિનય વખાણીશસાર;
જંબૂને પૂછે કહ્યાજી, શ્રી સોહમ ગણધાર ભવિક જન,
વિનય વહોસુખકાર. ॥ ૧ ॥

પહેલે અધ્યયને કહ્યોજી, ઉત્તરાધ્યયન મઝાર,
સઘલા ગુણમાં મૂળગોજી, જે જિનશાસનસાર ભ૦વિ૦ ॥ ૨ ॥

નાણ વિનયથી પામીયેજી, નાણે દરિસણ શુદ્ધ;
ચારિત્ર દરિસણથી હુવેજી, ચારિત્રથી પુણ સિદ્ધ ભ૦વિ ॥ ૩ ॥

ગુરૂની આણા સદા ધરેજી, જાણે ગુરૂનો ભાવ,
વિનયવત ગુરૂ રાગીયોજી, છે મુનિ સરળ સ્વભાવ ભ૦વિ ॥ ૪ ॥

કણનું કુંડુ પરિહરીજી, વિષ્ટાશુ મન રાગ,
ગુરૂદ્રોહી તે જાણવાજી, સુઅર ઉપમ લાગ ભ૦વિ ॥ ૫ ॥

કોહ્યા કાનની કુતરીજી, ઠામ ન પામેરે જેમ,
શીળ હીણ અ કહ્યા રાગજી, આદર ન લહે તેમ ભ૦વિ ॥ ૬ ॥

ચદ્રતણી પરે ઉજલાજી, કીરતિ તેહ લહત,
વિષય કષાય જીતી કરીજી, જે નર વિનય વહત ભ૦વિ ॥ ૭ ॥

વિજય દેવ ગુરૂ પાટવીજી, શ્રી વિજય સિંહ સુરીંદ્ર,
શિષ્ય ઉદય વાચક ભણેજી, વિનય સકલ સુખકદ ભ૦વિ ॥ ૮ ॥

---

## ૩૬ શ્રી રાજીમતી ને રહનેમીનો સંવાદ.

રહનેમી અબર વિણ રાજુલ દેખી જો,
મદનોદય મોહ્યા મુનિ ચિતરાવેધી જો,
કહે સુન્દરી સુંદર મેળા સમાગમા જો ૧

સમાગે મેળા આવે એ ટાણ જો,
ચિર ધરી કહે રાજુલ તુમે મુનિરાજ જો,
આજ કિસુ સભાગે મેળા વિસર્યા જો ૨

વિસરે નદી રાગીને પુન્ય પ્રીત જો,
પ્રીત કરી રહે કર એ મુરખ પ્રીત જો;

ચતુર શું ચિત્ત મેળાવો ચતુરને સાંભરે જો. ૩

સાંભરે પણ હમશું તુમ શો મેળાપ જો,
દિયરભોજાઈપણાની જગમાં છાપ જો;
તેમાં શો ચિત્ત મેળો ફોગટ રાગનો જો. ૪

ફોગટ રાગે રોતાં તુઝે ઘર માંહી જો,
તજિ તુમને મુજ ભાઈ ગયા વન માંહી જો;
અમે તુમ ઘેર નિત વાત વિસામે આવતા જો. ૫

આવતા તો હું દેતી આદરમાન જો,
પ્રીતમ લઘુ બંધવ મુજ ભાઈ સમાન જો;
કંતાવયોગે તુમ શું વાત વિસામતી જો. ૬

વીસામા વનિતાને વલ્લભ કેરા જો,
અણપરણી કન્યાને કંત ઘણેરા જો;
એક પળો જે રાગ તે ધરવો નવિ ઘટે જો. ૭

નવિ ધરે સતીયો જે નામ ધરાવે જો,
બીજો વર વરવા ઇચ્છા નવિ ભારે જો;
ન ફરે પંચની સામે જે તિલકે ધર્યો જો. ૮

તિલક ધરે તે તો સામાન્ય ઠરાય જો,
મંગળ વરત્યે કર મેળાપક થાય જો;
માય પછી વેળાવે કન્યા સાસરે જો. ૯

સાસરિયે કુમારી જમવા જાય જો,
વસ્તુ સામાન્ય વિશેષે લઇ સમવાય જો;
કર મેળાવા પહેલાં મનમેળા કરે જો. ૧૦

મેળા કરવા અમે તુમ ઘેર આવંતા જો,
ભૂષણ ચીવર મેવા ફળ લાવંતા જો;
તુમ લેતાં અમને આશા થઇ મોટકી જો. ૧૧

મ્હોટી આશા શી થઈ તુમ દિલ માહી જો,
દેવર જાણી હુ લેતી ઉચ્છાહી જો,
સસરાનુ ઘર લહિ ન ધરી શકા અમે જો ૧૨

અમે જાણ્યુ પતિ વિણુ રાજુલ ઓશિયાળી જો,
એહને પરણી સુખભર પ્રીતડી પાળી જો,
દપતિ દિક્ષા લેશુ જોવનમા નહી જો ૧૩

નહી ઓશીયાળી હુ જગમા કહેવાણી જો,
ત્રણ્ય જગતના રાજની હુ રાણી જો,
ભુતળ સરગે ગવાણી પ્રભુચરણે રહી જો ૧૪

રહી ચરણે તો સુખસસાર ઠગાણી જો,
ચપકવરણી તુજ કાયા મોસાણી જો,
તપ જપ કષ્ટ જે કરવુ તે વૃદ્ધાપણે જો ૧૫

વૃદ્ધાપણે મુનિને નવિ થાય વિહાર જો,
થિરવાસે એક ઠામ રહે અણુગાર જો,
જે જેકારજ સાધવુ તે જોવન વયે જો ૧૬

જોવન વય ઝગમગતી તુમ હમ જોગ જો,
ચાલો ઘેર જઇ વિલસયે સુખભોગ જો,
વાત બની અકા ને ગુફામા પુણ્યથી જો ૧૭

પુણ્યે દિક્ષા લીધી પ્રભુની પાસ જો,
સચમથી સુર જુગતિ તણા સુખવાસ જો,
વિરૂઆ વિષફળ પીવા ઇચ્છા શી કરો જો ૧૮

શી કરો તો પાસ પ્રભુ અણુગાર જો,
ઉપદેશે ઘર છડી થશે મુનિચાર જો,
તે ભવ મોક્ષ સુણીને કિમ ઘેર વસ્યા જો ૧૯

ઘેરવસી પણ મુનિ દીઠા તપ કરતા જો,
પશ્ચાતાપ કરિ ફરિ સંયમ ધરતા જો;
પરિશાટન કરી પરમાતમ પદવી વર્યા જો. ૨૦

વરિ પદવી પણ ભુક્ત ભોગી થઈ તેહ જો,
તુમ ઉપર અમને પૂરવને નેહ જો;
અધુરા તે ડુક્કર સંયમ સાધન વિધિ જો. ૨૧

વિધિયે વ્રત ધરી થાવચ્ચા કુમાર જો,
સિદ્ધગિરિ સિધ્યાં સાથે સાધુ હજાર જો;
વીરને વારે અઇ મુત્તો મુગત્તે જશે જો. ૨૨

જશે ખરા પણ બાળપણામાં જોગી જો,
વાત ન જાણે સા સંસારિક ભોગી જો;
ભુક્ત ભોગી થઈ અંતે સંયમ સાધશું જો. ૨૩

સાધશું અંતે સંયમ તે સવિ ખોટું જો,
જરાપણાનું ફળ સંસારે મ્હોટું જો;
વ્રત ભાંગીને જીવ્યા તે નરકે ગયા જો. ૨૪

ગયા નરકે તે જેણે ફરિવ્રત નવિ ધરિયાં જો,
ભાંગે પરિણામે સંયમ આચરિયાં જો;
ચારિત્રે ચિત્ત ઠરશે ઇચ્છા પુરણે જો. ૨૫

ઇચ્છા પુરણ કોઇ કાળે નવિ થાવે જો,
સ્વર્ગ તણાં સુખવાર અનંતી પાવે જો;
ભવ ભય પામી પંડિત દિક્ષા નવી તજે જો. ૨૬

નવિ તજે તો પૂરવધર કિમ ચૂકયા જો,
રહી ઘરવાસે તપજપ વેષ જ મુકયા જો;
અરિહા વાત એકાંતે શાસન નવિ કહે જો. ૨૭

કહે એકાંતે બ્રહ્મચર્ય જિન વરિયા જો,
વ્રત તજી પૂર્વધર નિગોદે પડિયા જો,
વિષ ખાતા સંસારે કુણ સુખીયા થયા જો. ૨૮

થયા જિનેશ્વર સુખ વિલસી સંસારે જો,
કેવળ પામી પછી જગતને તારે જો,
દિક્ષા લેશું આપણે સુખ લીલા કરી જો ૨૯

દિગ્યિા સંયમ જિન આણા શિર ધારે જો,
ચળ ચિત્ત કરીને ચરણ તણું ફળ હારો જો,
વમન ભખતા શ્વાન પરે વાંછા કરે જો ૩૦

કર્યો અમને તુમે શ્વાન બરોબર સાચો જો,
તો તુમ શું હવે રાગ ધરવો કાચો જો,
લાગ્યો તમાચો શિક્ષાનો મુઝને ઘણો જો ૩૧

મુજને ઘણો છે દિયરીઆનો રાગ જો,
તેણે કહું છું અગંધન કુળના નાગ જો,
અગનિ પડે પણ વિષ વમીયું ગ્રમે નહિ જો ૩૨

ગ્રમે નહીં તિર્યંચ પશુ વિખ્યાત જો,
તેથી ભુંડો હું નરક્ષત્રી જાત જો,
તું ગુરૂ માતા વાત કિહાં કરશો નહિ જો ૩૩

કરશો નહી પણ જાણે જિનવર જ્ઞાની જો,
જ્ઞાની આગળ વાત ન જગમાં છાની જો,
પ્રભુ પાસે આલોયણ લેઈ નિર્મળ થવું જો ૩૪

નિર્મળ થાવા જઈશું પ્રભુની પાસે જો,
મિચ્છામિ દુક્કડ તુમ શું શુભ વાસે જો,
કૂપ પડતા તુમે કર ઝાલી રાખીયો જો ૩૫

રાખે આતમ પોતાનો મુનિરાયા જો,
સ્વામી સહોદર માત શિવાના જાયા જો;
રહનેમી સંયમે ઠરિયા ઇમ સાંભળી જો. ૩૬

સાંભળી જઈ પ્રભુ ચરણે શીશ નમાવી જો,
આલોયણ લઈ ઉજ્વળ ભાવના ભાવી જો;
કેવળ પામી શીવ પદવી વરિયા સુખે જો. ૩૭

સુખે રહી ઘરમાં શત વરસ ને ચાર જો,
એક વર્ષ છદ્મસ્થે રાજુલનાર જો;
એક વિહુણાં પાંચશે વરસજ કેવળી જો. ૩૮

કેવળી થઇને વિચર્યા દેશવિદેશ જો,
બહુ જન તાર્યા દેઈ વર ઉપદેશ જો;
શિવસુખ સજ્જાએ પોઢ્યા અગુરૂ લઘુ ગુણે જો. ૩૯

ગુણે કરી દોઇ ગાયા સુણજ્યો સયણાં જો,
એક એક ગાથા અંતર બેઉનાં વયણાં જો;
શુભ વીર વિવેકી નિત્ય વંદન કરે જો, ૪૦

---

## ૩૭ શ્રી સ્થૂલિભદ્ર કોશ્યા સંવાદ.

( ભરથરી રાગ )

વેશ જોઈ સ્વામી આપનો, લાગે તનડામાં લાયજી;
અણધાર્યું સ્વામી આ શું કર્યું, લાજે સુંદર કાયજી;
કોણ ધૂતારે તમને ભોળવ્યા. ૧

આવી ખબર હોત તો, જાવા દેત નહિ નાથજી;
છેતરી છેહ દીધો મને, પણ નહિ છોડું કદી સાથજી. કોણ૦ ૨

બોધ સૂણી સુગુરૂ તણો, લીધો સંજમ ભારજી,
માત પિતા પરિવાર સહુ, જૂઠો આળ પંપાળજી,
નથી ધૂતારે મને ભોળવ્યો ૩

એવું જાણી કોશ્યા સુંદરી, ધર્યો સાધુનો વેષજી,
આવ્યો ગુરૂની આજ્ઞા લહી, દેવા તને ઉપદેશજી નથી૦ ૪

કાલે સવારે ભેગા રહી, લીધા સુખ અપારજી,
તે બોધ દેવા મને આવીયા, જોગ ધરી આ વારજી,
જોગ સ્વામી અહીં નહિ રહે ૫

કપટ કરી મને છેતરવા, આવ્યા તમે નિરધારજી,
પણ કદી નહીં છોડું નાથજી, નથી નારી ગમારજી જોગ૦ ૬

છોડ્યા માત પિતા વળી, છોડ્યો સહુ પરિવારજી,
રિદ્ધિ સિદ્ધિ મે તજી દીધી, જાણી સઘળો અસારજી,
છેટી રહી કર વાત તું. ૭

જોગ ધર્યો મે સાધુનો, છોડ્યો સઘળાનો પ્યારજી,
માત સમાન તને ગણું, સત્ય કહું નિરધારજી છેટી૦ ૮

બાર વરસની પ્રીતડી, પળમા તૂટી ન જાયજી,
પાછળથી પસ્તાવો થશે, કહુ લાગીને પાયજી જોગ૦ ૯

નારી ચરિત્ર જોઈ નાથજી, તુરત છોડશો જોગ,
માટે તે તો પ્રથમ તુને, પછી હસશે સહુ લોકજી. જોગ૦ ૧૦

ચાળા જોઈ તારા સુંદરી, ડગું નહીં લગારજી,
કામ શત્રુ મેં કબજે કર્યો, જાણી પાપ અપારજી છેટી૦ ૧૧

છેટી રહી ગમે તે કરે, ભાગ માટે ઉપાયજી,
તો પણ સામું જોઉં નહીં, શાને કરે હાય હાયજી છેટી૦ ૧૨

માછી પકડે છે જાળમાં, જળમાંથી જેમ મીનજી;
તેમ મારા નેત્રના બાણથી, કરીશ તમને આધીનજી. જોગ૦ ૧૩

ઢોંગ કરવા તજી દઇ, પ્રીતે ગ્રહો મુજ હાથજી;
કાળજ્યું કપાય છે મ્હારૂં, વચનો સૂણીને નાથજી. જોગ૦ ૧૪

બાર વરસ તુજ આગળે, રહ્યો તુજ આવાસજી;
વિધવિધ વૈભવ ભોગવ્યાં, લીધાં સુખ અપારજી;
આશા તજી દે હવે માહરી. ૧૫

ત્યારે હતો અજ્ઞાન હું, હતો કામનો અંધજી;
પણ હવે તે રસ મેં તજ્યો, સૂણી શાસ્ત્ર સંબંધજી. આશા૦ ૧૬

જ્ઞાની મુનિને ઋષિઓ, મોટા વિદ્વાન ભૂપજી;
તે પણ દાસ બની ગયા, જોઈ નારીનું રૂપજી. જોગ૦ ૧૭

સાધુપણું સ્વામી નહી રહે, મિથ્યા વદુ નહીં લેશજી;
દેખી નાટારંભ માહરો, તજશો સાધુનો વેષજી. જોગ૦ ૧૮

વિધવિધ ભૂષણો ધારીને, સજી રૂડાં શણગારજી;
પ્રાણ કાઢી નાખે તાહરો, કૂદી કૂદી આ ઠારજી. આશા૦ ૧૯

તો પણ સામું જોઉં નહીં, ઘણું વિષ સમાનજી;
સૂર્ય ઉગે પશ્ચિમ કદી, તો પણ નહીં છોડું માનજી. આશા૦ ૨૦

વિધવિધ નાટક મેં કર્યાં, સ્વામી આપની પાસજી;
તો પણ સામું જોઇ તુમે, પુરી નહી મુજ આશજી. હાથ૦ ૨૧

હસ્ત જોડી હવે વિનવું, પ્યારા પ્રાણજીવનજી;
બાર વરસ મેં પ્રીતડી, યાદ કરો તમે મનજી. હાથ૦ ૨૨

ચેત ચેત કોશ્યા સુંદરી, શું કહું વારંવારજી;
આ સંસાર અસાર છે, નથી સાર લગારજી;
સાર્થક કરો હવે દેહનું. ૨૩

જન્મ ધરી સંસારમાં, નવી ઓળખ્યો ધર્મજી,
વિધવિધ વૈભવ ભોગવ્યા, કીધા ઘણા કુકર્મજી  સાર્થક૦ ૨૪

તે સૌ ભોગવવું પડે, મુઆ પછી તમામજી,
અધર્મી પ્રાણીને મળે નહીં, શરણ કોઇ ઠામજી  સાર્થક૦ ૨૫

સિન્ધુ રૂપી સંસારમાં, માનવ મીન રૂપ ધારજી,
જંજાળ જાળ રૂપી ડગડગે, કાળ રૂપી મચ્છીમારજી  સાર્થક ૨૬

વિષય રસ વ્હાલો ગણી, લીધા સુખ અપારજી,
ધર્મના કાર્ય કર્યાં નહીં, રાખી ભોગની આશજી,
ઉદ્ધાર કરો મુનિ હવે માહરો  ૨૭

વૃત્ત ચુકવવા આપનું, કીધા નાચને ગાનજી,
છેડ કરી મુનિવર આપની, બની છેક અજ્ઞાનજી  ઉદ્ધાર૦ ૨૮

બાર વરસ સુખ ભોગવ્યા, બારસ્યા પૂળ દીનારજી,
તો પણ તૃપ્તિ થઇ નહીં, ધિકધિક મુજ ધિકારજી  ઉદ્ધાર૦ ૨૯

શ્રેય કરો મુનિવર માહરૂં, બતાવી શુભ જ્ઞાનજી,
ધન્ય છે મુનિવર આપને, દીસો મેરૂ સમાનજી  ઉદ્ધાર૦ ૩૦

છોડી મોહ સંસારનો, ધારો શીઅળવૃત્ત સારજી,
તો સુખ શાન્તિ મહા મળે, પામો ભવજળ પારજી  સાર્થક૦ ૩૧

ધન્ય છે મુનિવર આપને, ધન્ય શકડાળ તાતજી,
ધન્ય સંભૂતિ વિજય મુનિ, ધન્ય લાછળદે માતજી,
મુક્ત કરી મોહજાળથી  ૩૨

આજ્ઞા આપો હવે મુજને, જાઉં મુજ ગુરૂ પાસજી,
ચોમાસું પુરૂં થયા પછી, સાધુ છોડે આ વાસજી
કરી ગેને શિયળવૃત્ત પાળજો  ૩૩

દર્શન આપજો મુજને, કરવા અમૃત પાનજી;
સુરિન્દ્ર કહે સ્થૂલીભદ્રજી, થયા સિંહ સમાનજી;
ધન્ય છે મુનિવર આપને. ૩૪

## ૩૮ શ્રી નવકારવાલીની સજઝાય.

કહેજો ચતુર નર એ કોણ નારી, ધરમી જનને પ્યારીરે;
જેણે જાયા બેટા સુખકારી, પણ છે બાળકુમારરે. કહેજો-૧

કોઈ ઘેર રાતીને કોઇ ઘેર લીલી, કોઈ ઘેર દીસે પીલીરે;
પંચરૂપી છે બાળકુમારી, મનરંજન મન વાળીરે. કહેજો-૨

હૈડા આગળ ઊભી રાખી, નયણાશું બંધાણીરે;
નારી નહી પણ મોહનગારી, જોગીશ્વરને પ્યારીરે. કહેજો-૩

એક પુરૂષ તસ ઉપર ઠાહે, ચાર સખીશું ખેલેરે;
એક બેર છે તેહને માથે, તે તસ કેડ ન મેલેરે. કહેજો-૪

નવનવ નામે સહુ કોઈ માને, કહેજો અર્થ વિચારીરે;
વિનયવિજય ઉવઝાયનો સેવક, રૂપવિજય બુદ્ધિ સારીરે. ક-૫

## ૩૯ શ્રી ઘડપણની સજઝાય.

ઘડપણ કાં તું આવીયોરે, તુજ કોણ જુએ છે વાટ;
તું સહુને અળખામણોરે, જેમ માકડ ભરી ખાટરે. ઘડપણ-૧

ગતિ ભાગે તું આવતાંરે, ઉદ્યમ ઉડીરે જાય;
દાંતડલા પણ ખરી પડેરે, લાળ પડે મુખમાંયરે. ઘડપણ-૨

બલ ભાંગે આંખો તણુંરે, શ્રવણે સુણ્યું નવિ જાય;
તુજ આવે અવગુણ ઘણારે, વળી ધોળી હોવે રોમરાયરે. ઘડપણ-૩

કેડ દુ ખે ગુડા રહેરે, મુખમા શ્વાસ ન માય,
ગાલે પડે કરોચલીરે, રૂપ શરીરનુ જાયરે ઘડપણ-૪

જીભલડી પણ લડ વડેરે, આણુ ન માને કોય,
ઘેર સહુને અલખામણોરે, સાર ન પૂછે કોયરે ઘડપણ-૫

દીકરા તો નાસી ગયારે, વહુઅ દિયે છે ગાલ,
દીકરી નાવે હુકડીરે, સબળ પડચો છે જ જાલરે ઘડપણ-૬

કાને તો ધાકો પડીરે, સાભળે નહીય લગાર,
આખે તો છાયા વળીરે, એતો દેખી ન શકે લગારે ઘડપણ-૭

ઉમરો તો ડુગર થયોરે, પોળ થઈ પરદેશ,
ગોળી તો ગગા થઈરે, તમે જુઓ જરાના વેશરે ઘડપણ-૮

ઘડપણ વહાલી લાપશીરે, ઘડપણ વહાલી ભીત,
ઘડપણ વહાલી લાકડીરે, તમે જુઓ ઘડપણની રીતરે ઘડપણ-૯

ઘડપણ તુ અ કહ્યાગરોરે, અણતેડચો મ આવેશ,
જોવનિયુ જગ વાહલુ રે, જતન હુ તામ કરેશરે ઘડપણ-૧૦

ફટફટ તુ અભાગીઆરે, જોવન તો તુ કાલ,
રૂપરગને ભાગતારે, તુ તો મોટો ચડાલ રે ઘડપણ-૧૧

નીસામે ઉલ્સાસમેરે, દેવને દીજીયે ગાળ,
ઘડપણ કા તુ સરજીયોરે, લાગ્યો માહરે નિલાડરે ઘડપણ-૧૨

ઘડપણ તુ સદા વડોરે, હુ તુજ કરૂ રે જુહાર,
જે મે કહી છે વાતડીરે, જાણજે તામ વીચારરે ઘડપણ-૧૩

કોઈ ન વછે તુજનેરે, તું તો દૂર વમાય,
વિનયવિજય ઉવઝાયનોરે, રૂપવિજય ગુણ ગાયરે ઘડપણ-૧૪

## ૪૦ શ્રી મૌન એકાદશીની સજ્ઝાય. બીજી ૧૧ ગાથા.

આજ મ્હારે એકાદશીરે, નણદલ મૌન કરી મુખ રહીએ;
પૂછ્યાનો પડુત્તર પાછો, કેહને કાંઈ ન કહીએ. આજ-૧

મ્હારો નણદોઇ તુજને વ્હાલો, મુજને ત્હારો વીરો;
ધુમાડાના બાચકા ભરતાં, હાથ ન આવે હીરો. આજ-૨

ઘરનો ધંધો ઘણો કર્યો પણ, એક ન આવ્યો આડો;
પરભવ જાતાં પાલવ ઝાલે, તે મુજને દેખાડો. આજ-૩

માગસર સુદિ અગીયારસ મ્હોટી, નેવું જીવનાં નીરખો;
દોઢસો કલ્યાણક મ્હોટાં, પોથી જોઈને હરખો. આજ-૪

સુવ્રત શેઠ થયો શુદ્ધ શ્રાવક, મૌન ધરી મુખ રહીયો;
પાવકપુર સઘલો પર જાલ્યો, એહનો કાંઇ ન દહીયો. આજ-૫

આઠ પહોર પોશો તે કરીએ, ધ્યાન પ્રભુનું ધરીએ;
મન વચ કાયા જો વશ કરીએ, તો ભવ સાગર તરીએ. આજ-૬

ઇર્યાસમિતિ ભાષા ન બોલે, આડુ અવળું પેખે;
પડિક્કમણાશું પ્રેમ ન રાખે, કહો કેમ લાગે લેખે. આજ-૭

કર ઉપર તો માળા ફિરતી, જીવ ફરે વનમાંહી;
ચિતડું તો ચિહું દિશિએ ડોલે, ઇણ ભજને સુખ નાંહિ. આજ-૮

પૌષધશાલે ભેગાં થઈને, ચાર કથાવલી સાંધે;
કાંઈક પાપ મિટાવણ આવે, બારગણું વળી બાંધે. આજ-૯

એક ઉઠંતી આળસ મરડે, બીજી ઉંઘે બેઠી;
નદિયોમાંથી કાંઇક નિસરતી, જઈ દરિયામાં પેઠી. આજ-૧૦

આઈ બાઈ નણંદ ભોજાઇ, ન્હાની મ્હોટી વહુને;
સાસુ સસરો માને માસી, શીખામણ છે સહુને. આજ-૧૧

ઉદયરત્ન વાચક ઉપદેશે, જે નરનારી ગ્હેશે,
પોસામાંહે પ્રેમ ધરીને, અવિચળ લીલા લહેશે     આજ-૧૨

---

## ૪૧ શ્રી જંબુસ્વામીની સજ્ઝાય.

રાજગૃહી નગરી વસે, ઋષભદત્ત વ્યવહારી રે,
તસ સુત જંબુકુમાર નમુ, બાળપણે બ્રમ્હચારી રે     ૧

જંબુ કહે જનની સુણો, સ્વામી સુધર્મા આયારે,
દિક્ષા લેશુ તે કને, અનુમતિ દ્યો મારી માયારે     જંબુ ૨

માય કહે સુણ બેટડા, વાત વિચારી કીજેરે,
તરૂણપણે તરૂણી વરી, છાંડી કેમ છુટીજેરે     માય ૩

આગે અરણીક મુનિવરા, ફરી પાછા ઘરે આવ્યારે,
નાટકણી નેહે કરી, આષાઢભૂતિ ભોલાયારે     માય ૪

વેશ્યા વશ પડિયા પછી, નદિષેણ નગીનો રે,
આર્દ્ર દેશનો પાટવી, આર્દ્રકુમાર કા કીનોરે     માય ૫

સહસ્ર વરસ સંજમલીયો, તોહી પાર ન પાયારે,
કુંડલીક જે કરમે કરી, પછી ઘણુ પસ્તાયારે     માય ૬

મુનિવરૂ શ્રી રહનેમીજી, નેમિસર જિન ભાઈરે,
રાજીમતી દેખી કરી, વિષયતણી મતિ આઈરે     માય ૭

દિક્ષા છે વચ્છ દોહિલી, પાળવી ખાંડાની ધારરે,
સરસ નિરસ અન્ન જિમવુ, સુવુ ડાભ સંથારરે     માય ૮

દિક્ષા છે વચ્છ દોહિલી, કહ્યુ અમારૂ કીજેરે,
પરણો પનોતા પદમણી, અમ મનોરથ પૂરીજેરે     માય ૯

જમ્બુ કહે જનની સુણો, ધન્ય ધનો અણગારોરે;
મેઘ મુનિસર મોટકો, શાલિભદ્ર સંભારોરે. જંબુ. ૧૦

ગજસુકુમાલ ગુણે ભર્યો, આતમ સાધના કીધોરે;
ખટ્‌માસી તપ પારણે, ઢંઢણે કેવળ લીધોરે. જંબુ. ૧૧

દશાર્ણ ભદ્ર સંયમ લહી, પાય લગાડયો ઇંદોરે;
પ્રસન્નચંદ્ર કેવલ લહી, પામ્યો છે પરમાનંદોરે. જંબુ. ૧૨

એમ અનેક મુનિવર હુઆ, કહેતાં પાર ન પાયરે;
અનુમતિ દ્યો મોરી માયડી, ક્ષણ લાખીણો જાયરે. જંબુ ૧૩

પાંચશે સત્તાવીશસું, જંબુ કુમર પરિવરીઓરે;
પંચ મહાવ્રત ઉચ્ચરી, ભવજલ સાયર તરીયોરે. જંબુ. ૧૪

જંબુ ચરમજ કેવલી, તાસ તણાં ગુણ ગાયારે;
પંડિત લલિત વિજય તણો, હેત વિજય સુપસાયારે. જંબુ. ૧૫

---

## ૪૨ શ્રી સ્થૂલિભદ્રની સજઝાય.

સંખેશ્વર સાહેબ સાચો—એ દેશી.

એક દિન કોશ્યા ચિત્ત અંગે, બેઠી છે મનને ઉમંગે;
ચાર પાંચ સાહેલી સંગેરે, સ્થૂલિભદ્ર મુનિ ઘરે આવે;
આવે આવે લાછણદેનો નંદરે, સ્થૂલિભદ્ર મુનિ ઘરે આવે. ૧

મારે આજ મોતીડે મેહ વૂઠયા, દેવ દેવી સર્વે મુજ તુઠયા;
મેં તો જીવન નયણે દીઠારે. સ્થૂલિ. ૨

આવી ઉતર્યા ચિત્રશાલી, રૂડી રતને જડી રઢીઆળી;
માંહે મગીયા મોતી જાલીરે. સ્થૂલિ. ૩

પકવાન જમ્યા બહુ ભાત, ઉપર ચોસઠ શાકની જાત,
તો એ ન ધરી વિષયની વાતરે સ્થૂલિ ૪

કોશ્યા સજતી સોળ સણગાર, કાજલ કકુને ગલે હાર,
અણવટ અગુઠી વિંછીયા સારરે સ્થૂલિ ૫

દ્વાદશ ધપમપ માદલ વાજે, ભેરી ભુગલ વેણુ ગાજે,
એમ રૂપે અપસરા, બિરાજેરે સ્થૂલિ ૬

કોશ્યાએ વાત વિષયની વખાણી, સ્થૂલિભદ્રે હૃદય નવિ આણી,
હું તો પરણ્યો સયમ પટરાણીરે સ્થૂલિ ૭

એહવા બહુવિધ નાટક કરીયા, સ્થૂલિભદ્રે હૃદય નવિ ધરિયા,
સાધુ સમતા રસના દરીઆરે સ્થૂલિ ૮

સુખ એણે જીવે અનુભવ્યો, કાળ અનતો એમ ગમ્યો,
તો એ તૃપ્તિ જીવ ન પામ્યોરે સ્થૂલિ ૯

વેશ્યાને કીધી સમકિત ધારી, વિષયરસ સુખને નિવારી,
એહવા સાધુને જાઉં બલિહારીરે સ્થૂલિ ૧૦

એહવે પુરૂ થયુ ચોમાસુ, સ્થૂલિભદ્ર આવ્યા ગુરૂ પાસે,
દુકર દુકર વ્રત ઉલ્લાસેરે સ્થૂલિ ૧૧

નામ રાખ્યુ છે જગમાહે, ચોરાશી ચોવીશી ત્યાંહિ,
સાધુ પહોત્યા છે દેવલોક માહેરે સ્થૂલિ ૧૨

પડિત હસ્તિ વિજય કવિરાય, એહવા સુગુરૂ તણે સુપસાય,
શિષ્ય ખુશાલવિજય ગુણ ગાયરે સ્થૂલિ ૧૩

---

## ૩૪ શ્રી નાગદત્ત શેઠની સજ્ઝાય.

### ( ચારિત્રમહાત્મ્ય. )

પદ્મપ્રભ જીન અલગા રહ્યા—એ દેશી.

નગરી ઉજ્જયનીરે નાગદત્ત શેઠ વસે, યશોમતિ નામે નારી રે;
પુત્ર છે ન્હાનો રે તેહને વાલહો, નાણું વિવિધ પ્રકારો રે;
મ્મ કર મમતા રે સમતા આદરો. ॥ ૧ ॥

તેહ શેઠને મ્હેલ ચણાવતાં, બાર વરસ વહી જાય રે;
ચિતારા પછી તેણે તેડાવીયા, ભલામણ દીયે ચિત્ત લાય રે. મમ. ॥ ૨ ॥

વાદળીયા રંગના પૂરજો વળી, કોઇ દિન તે નવિ જાય રે;
તિહાં કને ચઉનાણી મુનિ નીકળ્યા, હસવું કરે તેણે ઠામ રે. મમ. ॥ ૩ ॥

શેઠ જોઈને રે મનમાં ચિંતવે, મુનિ આચાર ન ગણાય રે;
હું ભલામણ દેઉં મુજ મ્હેલની, તેમાં મુનિનું શું જાય રે. મમ. ॥ ૪ ॥

નવરો થાઉં તો જાઉં મુનિ પૂછવા, એમ ચિંતી જમવા આવે રે;
પુત્ર જે ન્હાનો તેહને હુલરાવતો, કરે માત્રો[1] બાળસ્વભાવે રે. મમ. ॥ ૫ ॥

છાંટા પડીયા રે તેહ માત્રા તણા, તેહની થાળી મઝારો રે;
તે નવી ગણકારી ખાવા મંડિયો, ઘૃત પરે તેણી વારો રે. મમ. ॥ ૬ ॥

મુનિ પણ ફરતા ફરતા ગોચરી, આવ્યા તેહને ગેહો રે,
વળી પણ મુનિને હસવું આવીયું, તે જોઈ ચિંતવે તેહો રે. મમ. ॥ ૭ ॥

સંશય પડિયો નાગદત્ત શેઠને, જમી દુકાને આવે રે;
બોકડો લેઈ કસાઇ નીકળ્યો, તે દુકાને[2] ચડી જાવે રે. મમ. ॥ ૮ ॥

---

૧ પેશાબ. ૨ બકરો દુકાન ઉપર ચડી ગયો.

કહે કમાઇ તુ આપને મુજને, નહિં કા દે તસ નાણુ રે,
નાગદત્ત ચિંતે એ નાણુા તણુ, દીસે નહિ ઠેકાણુ રે મમ ॥ ૯ ॥

એમ ચિંતી વસ્ત્ર આડુ કરે, ઓકડો ઉતરી જાવે રે,
ઉતરે ત્યા તેને આસુ પડે, ત્યા તો અણગાર આવે રે મમ ॥૧૦॥

આસુ દેખી મુનિ મ્હો પલકીયુ, ચિંતે શેઠ તે આમ રે,
એ મુનિ ત્રણ વેળા હસવુ કરે, શુ કામે એણે ઠામ રે મમ ॥૧૧॥

એમ તિહા શેઠ મનમા ચિંતવી, ખાઇ પછી મુખવાસ રે,
ઉઠી તિહાથી પૌષધશાળામા, જઇ બેઠો મુનિ પાસ રે મમ ॥૧૨॥

મુનિને પૂછે તમે હાસ્ય કર્યુ, ત્રણ્ય વાર શ્યે કાજ રે,
તેહનુ કારણ આવ્યો પૂછવા, કહો મહેર કરી મહારાજ રે મમ ॥૧૩॥

પેલી ચિતારને ભલામણ કરૂ, ત્યા કરી તુમે હાસી રે,
ઘરનુ કામ રે કોણ કરતા નથી, દેખી થયો નિરાશી રે મમ ॥૧૪॥

તેહનુ કારણ મુજને કીજીએ, જેમ મન રાજી થાઈ રે,
મુનિ કહે તુજ પુછયાનો કામ નહિ, સુણ દેવાણપ્રિય ભાઇરે મમ ॥૧૫॥

તો પણ શેઠે હઠ ગ્રહ્યો આકરો, મુનિ બોલ્યા તેણી વાર રે,
સાત દીવસનુ છે તુજ આઉખુ, માને કરીશ તુ કાલ રે મમ ॥૧૬॥

મહેલની ભલામણ જગજગની દીયો, તારૂ ભાતુ ન થાવે રે,
તેહ થકી મને હસવુ આવિયુ, એ કારણ પરભાવે રે મમ ॥૧૭॥

શેઠે પૂછયુ વળી મુનિવર ભણી, શ્યે રોગે મુજ કાળ રે,[1]
મુનિ કહે શૂળ થશે કપાળમા, આકરો રોગ પ્રકાર રે મમ ॥૧૮॥

---

1 મરણ

જીવ આવ્યો તિમ જાશે એકલો, પરભવ નહિ સથવારો રે;
પુત્ર માતા પરિગ્રહ અસાર છે, કલત્રાદિક પરિવારો રે. મમ. ॥૧૯॥

વનમાં એક વડ વૃક્ષ મોટો હતો, બહોળી શાખા જેહની રે;
પંખી આશરો ત્યાં લેતાં ઘણાં, શીતળ છાયા તેહની રે. મમ. ॥ ૨૦ ॥

દવ લાગ્યો માંડ્યા ઉડવા, રહે એકીલો તરૂ સાર રે;
તેમ જીવ પરભવ જાતાં એકલો, પાપ છે દુઃખ દેનાર રે. મમ. ॥ ૨૧ ॥

જેમ કોઈ શહેરે રાજકુંવર હતો, એકણુ ગયો પરદેશે રે;
ભાતું ન લીધુંરે મુંઝાણો ઘણો, તિમ પરભવ દુઃખ સહેશેરે. મમ.॥૨૨॥

જેમ કોઈ મેમાન જ ઘરે આવીયુ, તેને જોતાં શી વારો રે;
તિમ ઉઠી ઓચિતુ ચાલવું, જુએ ન નક્ષત્ર તિથિ વારો રે. મમ. ॥ ૨૩ ॥

ઘરનાં કામ તો સર્વ અધવચ રહ્યાં, કોઇ ન લે દુઃખ વહેંચાય રે;
તું ભલામણ દેતો હતો મહેલની, પણ પરભવ શું થાય રે. મમ. ॥ ૨૪ ॥

વાલેશ્વર વિના એક જ ઘડી, નવિ સોહાતું લગારો રે;
તે વિના જનમારો વહી ગયો, નહિ કાગળ સમાચારો રે. મમ. ॥ ૨૫ ॥

તેણે કારણ શેઠજી ડરો પાપથી, અંતર કરીને વિચારો રે;
સુધી ધર્મકરણા સમાચરો, તો તરશો એ સંસારો રે. મમ. ॥ ૨૬ ॥

વળી પણ શેઠે પ્રશ્ન જ પૂછીયું, હું મુજ પુત્ર રમાડું રે;
ત્યાંય પણ તુમે હસવું કર્યું, મુજ મન તેથી ભમાડ્યું રે. મમ. ॥ ૨૭ ॥

મુનિ કહે તે તુજ સ્ત્રીનો જાર છે, તેં તારે હાથે માર્યો રે;
તે વેર લેવા તુજ કુળ આવિયો, હવે સાંભલ તેનો વિચાર્યો રે.
મમ. ॥ ૨૮ ॥

ઝેર દઈ તુજ નારીને મારશે, વરતશે ભુંડે આચારે રે;
નાણું ખોશે વ્યસની અતિ ઘણો, મૂરખ બહુ અવિચારે રે. મમ. ॥૨૯॥

મોટો થાશે ને મ્હેલ જ વેચશે, નહિ રહેવા દે કાય રે,
પેશાખ તુ પીતો હતો તેહનો, તેણે મુજ હસવુ થાય રે મમ ॥૩૦॥

વળી શેઠે ત્રીજો પ્રશ્ન પુછીયો, જે બોકડાનો દૃષ્ટાંત રે,
ત્યાં શ્યે કારણ તુમે હસવુ કર્યું, તે ભાખો ભગવંત રે મમ ॥૩૧॥

મુનિ કહે કૂડ કપટ પરભાવથી, વલી કૂડા તોલા ને માપરે,
તે પાપેથીરે તિર્યંચ ઉપજે, જૂઠ માયાને પ્રતાપરે મમ ॥૩૨॥

એકદિન શેઠ[1] બેઠો તો દુકાનમા, ત્યા આવ્યો ચંડાલરે,
રૂત[2] લેવાને નાણો આપીયો, કેળવે કપટ અપારરે મમ ॥૩૩॥

કપટ કેળવી રૂત ઓછો દીધો, ખાઇ ગયો દોય સારોરે,
ઘરે જઇ તેણે રૂતજ તોલીયો, થયો કદાગ્રહ અપારોરે મમ ॥૩૪॥

ક્લેશ થયો પણ પાછો નવી દીયો, દોણુ રહી ગયુ તામરે,
મરીને તુજ બાપજ થયો બોકડો, મારવા લઈ જાય ઠામરે મમ ॥૩૫॥

તે લઇ જાતા દુકાનેજ આવીયો, તુજ બાપજ[3] તેણી વારોરે,
જાતિ સ્મરણ દેખી ઉપન્યું, પેઠો દુકાન મજારોરે મમ ॥૩૬॥

લોભના વશથીરે તુ ન લેઈ શક્યો, મેષ[4] ઉતરતા તિવારોરે,
આંસુ ચોધારા તેને પડ્યા, આવ્યો ક્રોધ અપારોરે મમ ॥૩૭॥

તવ તે શેઠજ પાધરો ઉઠીયો, જ્યા ચાંડાલ ત્યા આયરે,
કહે મુજને તુ દેને બોકડો, તે કહે રહ્યો આ રંધાયરે મમ ॥૩૮॥

દેવા માડ્યો ત્યારે નવિ લીધો, તેને મે મારી નાખ્યોરે,
ભાગે પગલે તે પાછો વલ્યો, પૂછે મુનિને તે દાખોરે મમ ॥૩૯॥

---

૧ તારો બાપ ૨ ૩ (ક્પાસ) ૩ બકરો થયેલો તારો બાપ ૪ બકરો

મુજ તાત પ્રભુ કઈ ગતિ સંચર્યો, તવ મુનિવર કહે તામરે;
રૂદ્રધ્યાન આવ્યો તુજ ઉપરે, તેણે પેલી નરકે ઠામરે. મમ.॥૪૦॥

નરકે ગયો તે દુઃખ બહુ અનુભવે, કપટ તણે પરભાવેરે;
એમ સુણી નાગદત્ત ધ્રુજીયો, મનમાં તે પસ્તાવેરે. મમ.॥૪૧॥

તવ તે મુનિવરને કહે શેઠીયો, સાત દિવસ મુજ આયરે;[5]
હવે હું ધર્મજ શી રીતે કરૂં, મુનિ કહે મત પસ્તાયરે. મમ.॥૪૨॥

એક દિવસનું ચારિત્ર સુખ દીયે, લહે સુર સંપદ સારરે;
જેવાં ભાવ તેવાં ફળ નીપજે, નહિં કર ચિંતા લગારરે. મમ.॥૪૩॥

એમ સુણીને નાગદત્ત શેઠજી, લેવે ચારિત્ર સારરે;
એહ પરિગ્રહ સઘળો અસાર છે, મુકતાં ન કરી વારરે. મમ. ॥૪૪॥

ચાર દિવસ તેણે ચારિત્ર પાલીયું, ત્રણ દિન કર્યો સંથારોરે;[6]
સાતમે દિવસે કપાલમાં શૂલ થયું, કરે આરાધન સારોરે. મમ.॥૪૫॥

શરણાં લેતાં કરી પુરૂં આઉખું, રહી શુભ ધ્યાન મજારોરે.
સુધર્મા દેવલોકે ઉપજ્યો, સુખ વિલસે શ્રીકારોરે. મમ. ॥૪૬॥

એમ જાણીને ધર્મજ આદરો, તો સુખ પામો અપારોરે;
જ્ઞાનવિમલસૂરિ ગુરૂ એમ કહે, ધર્મે જય જય કારોરે. મમ. ॥૪૭॥

---

## ૪૪ કેશી ગણધરની સજ્ઝાય.

શિષ્ય જીનેશ્વર પાર્શ્વના, કેશીકુમાર મુણિંદ રે,
ગોયમ વીર જિણંદના, એક સૂરજ એક ચંદ રે. ધન ધન. ૧

ધન ધન એ દોય ગણધરા, ગોયમ કેશિ કુમારરે;
તંદુકવન ભેલા મલી, કરે જીન ધર્મ વિચારરે. ધન ધન. ॥૨॥

---

૫ આઉખું. ૬ અણસણ.

સઘાડા બેહુ જિન તણા, મનમા આણે સદેહરે,
મુક્તિ માર્ગ દોય જીન કહે, તો કા અતર એ હરે ॥૩॥

ચાર મહાવ્રત કેશિને, ગોયમને પુણ પચરે,
કેશિ પુછે ગોયમા, કહે ઉત્તરે પરપચરે ધન ધન ॥૪॥

ઋજુ જડ પહેલા જીન તણા, અતિમ વક્ર જડ હોઇરે,
જાણ શરલ બાવીસમા, તિણે હુવા મારગ દોયરે ધન ધન ॥૫॥

પરમારથ પૂરણ જોયતા, મારગ ભેદ મ લહ્યોરે,
રૂડી મતી તુજ ગોયમા, કેશિ ટલિયા સદેહરે ધન ધન ॥૬॥

અધ્યયને ત્રેવિસમે, જે જે પુછ્યુ તેહરે,
ગોયમ સ્વામીએ સહુ કહ્યુ, કેશિ ટલિયા સદેહરે ધન ધન ॥૭॥

મુક્તિ ગયા દોય ગણધરા, જીહા સુખ ખાણ અભગરે,
શ્રી વિજયસેન સૂરીશ્વરૂ, શિષ્ય ઉદય રસરગરે ધન ધન ॥૮॥

---

## ૪૫ અનિત્ય ભાવનાની સજ્ઝાય.

દોહા

પાસ જિનેસર પય નમી, સદ્ગુરૂને આધાર,
ભવિયણ જનના હિત ભણી, ભણશુ ભાવના બાર ૧

પ્રથમ અનિત્ય અશરણ પણ, એહ સમાર વિચાર,
એકલપણ અન્યત્વ તેમ, અશુચિ આશ્રવ સભાર ૨

સવર નિર્જર ભાવના, લોક સરૂપ સુબોધિ,
દુલ્લહ ભાવન જિનધરમ, એણીપરે કરે જીઉ સોધિ ૩

રસ કુપી રસ ભાવિઓ, લોહ થઈ હોય હેમ,
જીઉ ઈણ ભાવન શુદ્ધ હુયે, પરમ રૂપ લહે તેમ ૪

ભાવ વિના દાનાદિકા, જાણે અલુણો ધાન;
ભાવ રસાંગ મળ્યા પછી, ત્રૂટે કરમ નિદાન. ૫

## ઢાળ પહેલી.

ભાવનાની દેશી.

પહેલી ભાવના એણીપરે ભાવીયેજી, અનિત્યપણું સંસાર;
ડાભ અણી જેહવો જલ બિંદુઓજી, ઇંદ્ર ધનુષ અનુહાર. ૧

સહેજ સંવેગી સુંદર આતમાજી, ધર જિન ધર્મશું રંગ;
ચંચળ ચપળાની પરે ચિંતવેજી, કૃત્રિમ સવિહુ સંગ. સ. ૨

ઇંદ્રજાળ સુહણા શુભ અશુભશુંજી, કુડો તોષ ને રોષ;
તિમ ભ્રમ ભૂલા અથિર પદારથેજી, ક્યો કીજે મન શોષ. સ. ૩

ઠાર ત્રેહ પામરના નેહજ્યુંજી, એ યૌવન રંગરોલ;
ધન સંપદ પણ દીસે કારમીજી, જેહવા જલકલ્લોલ. સ. ૪

મુજ સરિખે માગી ભીખડીજી, રામ રહ્યા વનવાસ;
એણે સંસારે એ સુખ સંપદાજી, જિમ સંધ્યારાગ વિલાસ. સ. ૫

સુંદર એ તનુ શોભા કારમીજી, વિણસંતાં નહીં વાર;
દેવતણે વચને પ્રતિબુઝીયોજી, ચક્રી સનત્ કુમાર. સ. ૬

સૂરજ રાહુ ગ્રહણે સમજીઓજી, શ્રી કીર્તિધર રાય;
કરકંડુ પ્રતિબુઝ્યો દેખીનેજી, વૃષભ જરાકુલ કાય. સ. ૭

કિહા લગે ધુઆં ધવલહરા રહેજી, જલ પરપોટા જોય;
આઉખું અથિર તિમ મનુષ્યનુંજી, ગર્વ ન કરશો કોય;
જે ક્ષણમાં ખેરૂ હોય. સ. ૮

અતુલિબલ સુરવર જિનવર જિસ્યાજી, ચક્રિ હરિબલ જોડી;
ન રહ્યા એણે જુગ કોઈ થિર થઈજી, સુરનર ભૂપત્તિ કોડી. સ. ૯

# ૪૬ બીજી અશરણ ભાવનાની સજ્ઝાય.

દુહા

પલપલ છીજે આઉખુ, અજલી જલ જ્યું એહ,
ચલતે સાથે સબલો, લેઈ શકે તો લેહ ૧
લે અચિંત્ય ગલશુ ગ્રહી, સમય સીંચાણો આવિ,
શરણ નહીં જિનવચણ વિણ, તેણે હવે અશરણ ભાવિ ૨

ઢાલ બીજી.

રાગ સામેરી, ગમભણે હરિ ઉઠયે દેશી

બીજી અશરણ ભાવના, ભાવો હૃદય મોઝાર રે,
ધમ્મ વિના પરભવ જતા, પાપે ન લહીશ પારરે,
જઇશ નરક દુવારરે, તિહા તુજ કવણ આધારરે ૧

લાલ સુરગા રે પ્રાણીઆ, મૂકને મોહ જજાળ રે
મિથ્યા મતિ સવિ ટાળરે, માયા આળ પપાળરે લા ૨

માત પિતા સુત કામિની, ભાઇ ભયણિ સહાયરે,
મે મે કરતા રે અજ પરે, કર્મે ગ્રહ્યો જીઉ જાયરે,
તિહા આડો કો નવી થાયરે, દુખ ન લીયે વહેચાયરે લા ૩

નદની મોવન ડુગરી, આખર નાવી કો કાજરે,
ચક્રી સુભૂમ તે જલધિમા, હાર્યો ખટખડ રાજરે,
બૂડયો ચરમ ઝહાજરે, દેવ ગયા સવિ ભાજરે,
લોભે ગઇ તસ લાજરે લા ૪

દ્વીપાયન દહી દ્વારિકા, બલવંત ગોવિંદ રામરે,
રાખી ન શક્યા રે રાજવી, માત પિતા સુત ધામરે,
તિહા રાખ્યા જિન નામરે, શરણ કીયો નેમિ સ્વામરે,
વ્રત લેઇ અભિરામ રે, પોહોતા શિવપુર ઠામરે લા , ૫

નિત્યમિત્ર સમ દેહડી, સયણાં પર્વ સહાયરે,
જિનવર ધર્મ ઉગારશે, જિમ તે વંદનીક ભાયરે;
રાખે મંત્રી ઉપાયરે, સંતોષ્યો વળી રાયરે,
ટાળ્યાં તેહના અપાયરે. લા. ૬

જનમ જરા મરણાદિકા, વયરી લાગ્યા છે કેડ રે,
અરિહંત શરણ તું આદરી, ભવ ભ્રમણ દુઃખ ફેડરે;
શિવ સુંદરી ઘર તેડરે, નેહ નવલ રસ રેડરે,
સીંચ સુકૃત સુર પેડરે. લા. ૭

## ૪૭ ત્રીજી સંસાર ભાવનાની સજઝાય.

( દોહા )

થાવચ્ચા સુત થરહર્યો, જોર દેખી જમધાડ;
સંયમ શરણું સંગ્રહ્યું, ધણ કણ કંચણ છાંડ. ૧

ઇણે શરણે સુખીયા થયા, શ્રી અનાથી અણગાર;
શરણ લહ્યા વિણ જીવડા, ઇણીપરે રૂલે સંસાર. ૨

ઢાળ ત્રીજી.

રાગ મારૂણી.

ત્રીજી ભાવના ઇણી પરે ભાવીયે રે; એહ સ્વરૂપ સંસાર;
કર્મ વશે જીવ નાચે નવનવ રંગ શું રે, એ એ વિવિધ પ્રકાર. ૧

ચેતન ચેતીયે રે, લહી માનવ અવતાર;
ભવ નાટકથી જો હુઆ ઉભગારે, તો છાંડો વિષય વિકાર. ચે. ૨

કબહી ભૂજલ જલણાનિલ તરૂમાં ભમ્યોરે, કબહી નરક નિગોદ;
બિ તિ ચઉરિંદ્રિય ' દિન વસ્યોરે, કબહીક દેવ વિનોદ. ચે. ૩

કીડી પતંગ હરિ માતંગપણું ભજે રે, કબહી સર્પ શીયાલ,
બ્રાહ્મણ ક્ષત્રીય વૈશ્ય કહેવાતોરે, હોવે શુદ્ર ચંડાલ ચે. ૪

લાખ ચોરાશી ચઉટે રમતો રંગશું રે, કરી કરી નવ નવ વેશ,
રૂપ કુરૂપ ધની નિર્દ્રવ્ય સોભાગીઓરે, દુર્ભાગી દરવેશ ચે ૫

દ્રવ્ય ક્ષેત્ર સૂક્ષ્મને બાદર ભેદશું રે, કાળ ભાવ પણ તેમ,
અનંતાનંત પુદ્‌ગલ પરાવર્તન કર્યારે, કહ્યો પન્નવણા એમ ચે ૬

ભાઈ બહિન નારી તાતપણું ભજેરે, માત પિતા હોયે પુત્ર,
તેહીજ નારી વૈરીને વળી વાલહોરે, એહ સંસારહ સૂત્ર ચે ૭

ભુવન ભાનુ જિન ભાખ્યાં, ચરિત્ર સૂણી ઘણા રે,
સમજ્યા ચતુરસુજાણ, કર્મ વિવર વશ મૂકી મોહ વિટંબનારે,
મળ્યા મુગતિ જિણ ભાણ ચે ૮

## ૪૮ ચોથી એકત્વ ભાવનાની સજ્ઝાય.

( દુહા )

ઈમ ભવ ભવ જે દુઃખ સહ્યા, તે જાણે જગનાથ,
ભય ભંજ ભાવઠ હરણ, ન મળ્યો અવિહડ સાથ ૧

તેણે કારણ જીવ એકલો, છોડી રાગ ગલપાસ,
સવિ સંસારી જીવશું, ધર ચિત્ત ભાવ ઉદાસ ૨

ઢાળ ચોથી.

( રાગ ગોડી ) પૂત ન કીજે હો સાધુ વિમાસડો એ દેશી
ચોથી ભાવના ભવિયણ મન ધરો, ચેતન તુ એકાકી રે,
આવ્યો તિમ જાઈશ પરભવ વળી, ઇહાં મૂકી સવિ બાકીરે,
મમ કર મમતા રે સમતા આદરો ૧

આણી ચિત્ત વિવેકોરે, સ્વારથીયાં સર્જન સહુએ મળ્યા;
સુખ દુઃખ સહેશે એકોરે. મમ. ૨

વિત્ત વહેંચણ આવી સહુએ મળ્યાં, વિપત્તિ સમય જાય નાસીરે;
દવ બળતો દેખી દશ દિશે પુલે, જેમ પંખી તરૂવાસીરે. મમ. ૩

ખટ ખંડ નવ નિધિ ચૌદ રયણ ધણી, ચોસઠ સહસ સુનારીરે;
છેડો છોડીરે ચાલ્યા એકલા, હાર્યો જેમ જુગારીરે. મમ. ૪

ત્રિભુવન કંટક બિરૂદ ધરાવતો, કરતો ગર્વ ગુમાનોરે;
ત્રાગા વિણ નાગા તે સહુ ચલ્યા, રાવણ સરિખા રાજાનોરે. મમ. ૫

માલ રહે ઘર સ્ત્રી વિશ્રામતા, પ્રેતવના લગે લોકોરે;
ચયલગે કાયારે આખર એકલો, પ્રાણી ચલે પરલોકોરે. મમ. ૬

નિત્ય કલહો બહુ મેળે દેખીઓ, બહુપણે ખટપટ થાયરે;
વળીયાની પરે વિહરીશ એકલો, ઇમ બુઝીયો નમીરાયરે. મમ. ૭

## ૪૯ પાંચમી અન્યત્વ ભાવનાની સજઝાય.

( દોહા )

ભવ સાયર બહુ દુઃખજળ, જામણ મરણ તરંગ;
મમતા તંતુ તિણે ગ્રહ્યો, ચેતન ચતુર માતંગ. ૧

ચાહે જો છોડણ ભણી, તો મુજ ભગવંત મહંત;
દૂર કરે પરબંધને, જિમ જળથી જળકંત. ૨

ઢાળ પાંચમી

( રાગ કેદારો ગોડી ) કપૂર હુવે અતિ ઉજલોરે એ-દેશી.

પાંચમી ભાવના ભાવીયેરે, જીવ અન્યત્વ વિચાર;
આપ સવારથી એ સહુરે, મળીઓ તુજ પરિવાર. ૧

સવેગી સુદર, બુઝ મા મુઝ ગમાર,
તારૂ કો નહી ઈણુ મસાર, તુ કેહનો નહી નિરધાર સ ૨

પથશિરે પથી મળ્યા રે, કીજે કિણુહીશુ પ્રેમ,
રાતિ વસે પ્રહ ઉઠી ચલેરે, નેહ નિવાહે કેમ સ ૩

જિમ મેળો તીરથે મળેરે, જન જન વણુજની ચાહ,
કે ત્રોટો કે કાયદોરે, લેઈ લેઇ નિજ ઘર જાય સ ૪

જિહા કારજ જેહના સરે રે, તિહા તે દાખે નેહ,
સૂરિકાતાની પરે રે, છટકી દેખાડે છેહ સ ૫

ચુલણી અગજ મારવારે, કૂડુ કરે જતુગેહ,
ભરત બાહુબળ જુઝીયારે, જો જો નિજના નેહ સ ૬

શ્રેણિક પુત્રે બાધીઓરે, લીધુ વહેચી રાજ્ય,
દુખ દીધુ બહુ તાતને રે, દેખો સુતના કાજ સ ૭

એ ભાવનાએ શિવપુર લહેરે, શ્રી મરૂદેવી માય,
વીર શિષ્ય કેવળ લહ્યુ રે, શ્રી ગૌતમ ગણુરાય સ ૮

## ૫૦ છઠ્ઠી અશુચિ ભાવનાની સજઝાય.

( દોહા )

મોહ વશે મન મત્રવી, ઇદ્રિય મળ્યા કલાલ,
પ્રમાદ મદિરા પાયકે, બાધ્યો જીવ ભૂપાલ ૧
કર્મ જજીર જડી કરી, સુકૃત માલ સવિ લીધ,
અશુભ વિરસ દુર્ગધમય, તનુ ગોતહરે દીધ ૨

ઢાળ છઠ્ઠી

( ગગ સિંધુ સામેરી )

છઠ્ઠી ભાવના મન ધરો, જીઉ અશુચિ ભરી એ કાયારે,
શી માયારે, માડે કાચા પિંડશુ એ ૩

નગર ખાળ પરે નિતુ વહે, કફ મળ મૂત્ર ભંડરોરે,
તિમ દ્વારોરે, નર નવ દ્વાદશ નારીના એ. ૨

દેખી દુર્ગંધ દૂરથી, તું મુહ મચકોડે માણે રે;
નવી જાણે રે, તિણ પુદ્ગલ નિજ તનુ ભર્યું એ. ૩

માંસ રૂધિર મેદા રસે, અસ્થિ મજ્જા નર બીજે રે;
શું રીઝેરે, રૂપ દેખી દેખી આપણું રે. ૪

કૃમિ વળાદિક કોથળી, મોહ રાયની ચેટીરે;
એ પેટી રે, ચર્મ જડી, ઘણા રોગની એ. ૫

ગર્ભવાસ નવ માસમાં, કૃમિ પરે મળમાં વસિયોરે;
તું રસીયો રે, ઉંધે માથે ઈમ રહ્યો એ. ૬

કનક કુંઅરી ભોજન ભરી, તિહાં દેખી દુર્ગંધ બુઝયારે;
અતિ ઝુંજ્યા રે, મલ્લી મિત્ર નિજ કર્મ શું એ. ૭

## ૫૧ શ્રી સાતમી આશ્રવ ભાવનાની સજઝાય.

( દોહા. )

તન છિલ્લર ઇંદ્રી મચ્છા, વિષય કલણ જંબાલ;
પાપ કલુષ પાણી ભર્યું, આશ્રવ વહે ગરનાલ. ૧

નિર્મલ પખ સહજે સુગતિ, નાણ વિનાણ રસાલ;
શું બગની પરે પંકજલ, ચુંથે ચતુર મરાલ. ૨

### ઢાળ સાતમી.

( રાગ ધોરણી. )

આશ્રવ ભાવના સાતમીરે, સમજો સુગુરૂ સમીપ,
ક્રોધાદિક કાંઈ કરો રે, પામી શ્રી જિન દીપોરે;

સુણ સુણ પ્રાણીયા, પરિહર આશ્રવ પ્રપચો રે,
દશમે અગે કહ્યા, જેહના દુષ્ટ પ્રપચો રે સુ૦૧

હોશે જે હિંસા કરે રે, તે લહે કટુક વિપાક,
પગિ હોશે ગોત્રાસની રે, જો જો અગ વિપાકો રે સુ૦૨

મિથ્યા વચણે વસુ નડયો રે, મડિક પરધન લેઈ,
ઇણ અબ્રહ્મે રોળવ્યા રે, ઇંદ્રાદિક સુર કેઇ રે સુ૦૩

મહા આરભ પરિગ્રહે રે, બ્રહ્મદત્ત નરય પહુત્ત,
મેળ્યા શત્રુપણ ભજે રે, પાચે દુરગતિ દૂતો રે સુ૦૪

છિદ્ર સહિત નાવા જળે રે, બૂડે નીર ભરાય,
તિમ હિંસાદિક આશ્રવે રે, પાપે પિંડ ભરાય રે સુ૦૫

અવિરતિ લગે એકેદ્રિયારે, પાપસ્થાન અઢાર
લાગે પાચેહી ક્રિયા રે, પચમ અગ વિચારો રે સુ૦૬

કટુક ક્રિયા થાનક ફળ્યા રે, બોલ્યા બીજે અગ,
કહેતાં હચડુ કમ કમે રે, વિરૂઓ તાસ પ્રસગોરે સુ૦૭

મૃત પતગ અલી માછલુ રે, કરી એક વિષય પ્રપચ,
દુ ખીયા તે કિમ સુખ લહેરે, જસ પરવશ એહ પચોરે સુ૦૮

હાસ્ય નિંદ વિકથા વસે રે, નરક નિગોદે રે જાત,
પૂરવ ધર શ્રુત હારીયારે, અવરાની શી વાતોરે સુ૦૯

## પર આઠમી સવર ભાવનાની સજ્ઝાય.

( દોહા )

શુભ માનસ માનસ કરી, ધ્યાન અમૃત રસ રેલી,
નવદલ શ્રી નવકાર પદ, કરી કમલાસન કેલિ ૧

પાતક પંક પખાળીને, કરી સંવરની પાળ;
પરમ હંસ પદવી ભજો, છોડી સકળ જંજાળ. ૨

### ઢાળ આઠમી.

( ઉલૂની દેશી. )

આઠમી સંવર ભાવનાજી, ધરી ચિત્ત શું એકતાર,
સમિતિ ગુપ્તિ સૂધી ધરોજી, આપો આપ વિચાર;
સલૂણા ! શાંતિ સુધારસ ચાખ, એ આંકણી,
વિરસ વિષય ફળ ફૂલડેજી, અટતો મન અલિ રાખ. સલૂણા૦૧

લાભ અલાભે સુખ દુઃખેજી, જીવિત મરણ સમાન;
શત્રુ મિત્ર સમ ભાવતોજી, માન અને અપવાન. સ૦૨

કહિયે પરિગ્રહ છાંડશુંજી, લેશું સંયમ ભાર;
શ્રાવક ચિંતે હું કદાજી, કરીશ સંથારો સાર. સ૦૩

સાધુ આશંસા ઇમ કરેજી, સૂત્ર ભણીશ ગુરૂ પાસ;
એકલ મલ્લ પ્રતિમા રહીજી, કરીશ સંલેષણ ખાસ. સ૦૪

સર્વ જીવ હિત ચિંતવોજી, વયર મ કર જગ મિત્ત;
સત્ય વચન મુખ ભાખીએજી, પરિહર પરનું વિત્ત. સ૦૫

કામ કટક ભેદણ ભણીજી, ધર તું શીલ સનાહ;
નવ વિધ પરિગ્રહ મૂકતાંજી, લહીએ સુખ અથાહ. સ૦૬

દેવ મણુઅ ઉપસર્ગ શું જી, નિશ્ચલ હોય સધીર;
બાવીશ પરીસહ જીતયેજી, જિમ જીત્યા શ્રી વીર. સ૦૭

---

## ૫૩ નવમી નિર્જરા ભાવનાની સજ્ઝાય.

( દોહા )

દૃઢ પ્રહારી દૃઢ ધ્યાન ધરી, ગુણુનિધિ ગજસુકુમાર,
મેતારજ મદન ભ્રમો, સુકોશલ સુકુમાલ ૧
ઈમ અનેક મુનિવર તર્યા, ઉપશમ મવર ભાવ,
કઠિન કર્મ સવિ નિર્જર્યા, તેણે નિર્જર પ્રસ્તાવ ૨

ઢાળ નવમી.

( રાગ ગોડી મન ભમરા રે એ-દેશી )

નવમી નિર્જર ભાવના, ચિત્ત ચેત્તો રે,
આદરો વ્રત પચ્ચખ્ખાણુ, ચતુર ચિત્ત ચેતો રે,
પાપ આલોચો ગુરૂ કન્હે, ચિ૦ ધરિયે વિનય સુજાણુ ચ૦૧
વૈયાવચ્ચ બહુવિધ કરો, ચિ૦ દુર્બળ બાળ ગિલાન, ચ૦
આચારજ વાચક તણો, ચિ૦ શિષ્ય સાધર્મિક જાણુ ચ૦૨
તપસી કુલ ગણુ સઘના, ચિ૦ થિવિર પ્રવર્ત્તક વૃદ્ધ ચ૦
ચૈત્ય ભક્તિ બહુ નિર્જરા, ચિ૦ દશમે અગ પ્રસિદ્ધ. ચ૦૩
ઉભય ટંક આવશ્યક કરો, ચિ૦ સુદર કરી સજ્ઝાય, ચ૦
પોસહ સામાયિક કરો, ચિ૦ નિત્ય પ્રત્યે નિયમ ન લાય ચ૦૪
કર્મસૂદન કનકાવળી, ચિ૦ સિહનિ ક્રીડિત હોય, ચ૦
શ્રી ગુણુ રયણુ મવત્સરૂ, ચિ૦ સાધુ પડિમ દશ હોય ચ૦૫
શ્રુત આરાધન સાચવો, ચિ૦ યોગ વહન ઉપધાન, ચ૦
શુક્લ ધ્યાન સુધુ ધરો, ચિ૦ શ્રી આબિલ વર્દ્ધમાન ચ૦૬
ચૌદ મદ્ગમ અણુગારમા, ચિ૦ ધન ધન્નો અણુગાર, ચ૦
સ્વયમુખ વીર પ્રશસીઓ, ચિ૦ ધાધક મેઘકુમાર ચ૦૭

## ૫૪ દશમી લોકસ્વરૂપ ભાવનાની સજ્ઝાય.

( દુહા. )

મન દારૂ તન નાલિ કરિ, ધ્યાનાનળ સળગાવ;
કર્મકટક ભેદણ ભણી, ગોળા જ્ઞાન ચલાવ. ૧
મોહરાય મારી કરી, ઉંચો ચઢી અવલોય;
ત્રિભુવન મંડપ માંડણી, જિમ પરમાનંદ હોય. ૨

ઢાળ દશમી.

( રાગ ગોડી. ) જંબૂદ્વીપ મોઝાર એ દેશી.

દશમી લોક સ્વરૂપ રે, ભાવના ભાવીએ;
નિસુણિ ગુરૂ ઉપદેશથી એ. ૧
ઉર્ધ્વ પુરૂષ આકાર રે, પગ પહુળા કરી;
કર દોઉ કટી રાખીએ એ. ૨
એણે આકારે લોકરે, પુદ્ગલ પુરીઓ;
જિમ કાજળની કૂપલી એ. ૩
ધર્મ અધર્મ આકાશરે, દેશ પ્રદેશ એ;
જીવ અનંતે પૂરીઓ એ. ૪
સાત રાજ દેશૂણરે, ઉર્ધ્વ તિરિય મલી;
અધો લોક સાત સાધિકું એ. ૫
ચૌદ રાજ ત્રસનાડીરે, ત્રસ જીવાલય;
એ રજ્જૂ દીર્ઘ વિસ્તરૂ એ. ૬
ઉર્ધ્વ સુરાલય સારરે, નિરય ભુવન નીચે;
નાભિ નર તિરિ દો સુરા એ. ૭

દ્વીપ સમુદ્ર અસખ્યરે, પ્રભુ મુખ સાભળી,
રાયઋષિ શિવ સમજીઓ એ ૮

લાબી પહોળી પણયાલરે, લખ જોવણુ લહી,
સિદ્ધ શિલા શિર ઉજળીએ ૯

ઉંચો ધનુસય તીનરે, તેત્રીસ સાધિકે,
સિદ્ધ ચોજનને છેહડે એ ૧૦

અજર અમર નિકલકરે, નાણુ દમણુમય,
તે જોવા મન ગહગહે એ, ૧૧

## ૫૫ અગ્યારમી બોધિ દુર્લભ ભાવનાની સજઝાય.

( દોહા )

વાર અનતી ફરસીઓ, છાલીવાટક ન્યાય,
નાણુ વિના નવિ માભરે, લોક ભ્રમણુ ભડવાય ૧

રત્નત્રય ત્રિહુ ભુવનમે, દુલહા જાણી દયાળ,
બોધિ રયણુ કાજે ચતુર, આગમ ખાણિ સભાળ. ૨

ઢાળ અગીઆરમી

( રાગ ખભાતી )

દશ દષ્ટાંતે દોહિલો, લાધો મણુઅ જમારો રે,
દુલ્લહો અબરકુલ જયુ રે, આગ્જ ઘર અવનારો રે,
મોરા જીવનરે, બોધિ ભાવન ઇગ્યારગી રે,
ભાવો હૃદય મઝારો રે મો૦૧

ઉત્તમ કુળ નિદ્રા દોહિલો, સદ્દગુરૂ ધર્મ સચોગોરે;
પાચે ઇદ્રીય પગ્વડા, દુલ્લહો દેહ નિરોગો રે. મો૦૨

સાંભળવું સિદ્ધાંતનું રે, દોહિલું તસ ચિત્ત ધરવું રે;
સૂધી સદ્દહણા ધરી, દુક્કર અંગે કરવું રે. મો૦૩

સામગ્રી સઘળી લહીરે, મૂઢ મુધા મમ હારો રે;
ચિંતામણિ દેવી દીઓ, હાર્યો જેમ ગમારો રે. મો૦૪

લોહકીલકને કારણે, યાન જલધિમાં ફોડે રે;
ગુણકારણ કોણ નવલખો, હાર હીયાનો ત્રોડે રે. મો૦૫

બોધિરયણ ઉવેખીને, કોણ વિષયારથ દોડે રે;
કાંકર મણિ સમોવડ કરે રે, ગજ વેચે ખર હોડેરે મો૦૬

ગીત સુણી નટની કહી રે, ક્ષુલ્લક ચિત્ત વિચાર્યું રે;
કુમારાદિક પણ સમજીયારે, બોધિ રયણ સંભાર્યું રે. મો૦૭

## ૫૬ બારમી ધર્મ દુર્લભ ભાવનાની સજઝાય.

[ દોહા. ]

પરિહર હરિહર દેવ સવિ, સેવ સદા અરિહંત;
દોષ રહિત ગુરૂ ગણધરા, સુવિહિત સાધુ મહંત. ૧

કુમતિ કદાગ્રહ મૂક તું, શ્રુત ચારિત્ર વિચાર;
ભવજળ તારણ પોત સમ, ધર્મ હિયામાં ધાર. ૨

ઢાળ બારમી.

( ડુંગરીયાની દેશી. )

ધન ધન ધર્મ જગહિત કરૂ, ભાખીઓ ભલો જિન દેવ રે;
ઇહ પર ભવ સુખદાયકો, જીવડા જનમ લગે સેવરે. ૧

ભાવના સરસ સુરવેલડી, રોપ તું હૃદય આરામ રે;
સુકૃત તરૂ લહિય બહુ પસરતી, સફળ ફળશે અભિરામરે. ભા૦૨

ખેત્ર શુદ્ધિ કરીય કરૂણા રસે, કાઢી મિથ્યાદિક સાલ રે,
ગુપ્તિ ત્રિહુ ગુપ્તિ રૂડી કરે, નીક તુ સુમતિની વાળ રે ભા૦૩

સીંચજે સુગુરૂ વચનામૃતે, કુમતિ કથેર તજી સગરે,
ક્રોધ માનાદિક સૂકરા, વાનગ વાર અનગરે ભા૦૪

મેવતા એહને કેવલી, પન્નર સય તીન અણગારરે,
ગૌતમ શિષ્ય શિવપુર ગયા, ભાવતા દેવગુરૂ સારરે ભા૦૫

શુક્ર પરિવ્રાજક સીધલો, અર્જુનમાળી ગિષવાસરે,
રાય પરદેશીઅપાપીઓ, કાપીઓ તાસ દુખ પાસરે ભા૦૬

દુસમ સમય દુપ્પસહ લગે, અવિચળ શાસન એહરે,
ભાવશુ ભવિયણ જે ભજે, તેહ શુભમતિ ગુણગેહરે ભા૦૭

---

## ૫૭ શ્રી નવમા અધ્યયનની સજ્ઝાય.

( શત્રુંજય જય જઈને લાલન, શત્રુંજય જઇએ એ દેશી )

વિનય કરે જ્યો ચેલા વિનય કરે જ્યો, શ્રી ગુરૂ આણા શીર ધરેજ્યો ॥ ચેલા ॥ ક્રોધી માનીને પરમાદી, વિનય ન શીખે વળી વિપવાદી ॥ ચેલા ॥ વિનય ॥ ૧ ॥ વિનય રહિત આશાતના કરતા, બહુ ભવ ભટકે દુર્ગતિ ફરતા ॥ ચેલા ॥ અગ્ની સર્પ વિષ જિમ નવિ મારે, ગુરૂ આસાયણ તેથી અધિક પ્રકારે ॥ ચેલા ॥ વિનય ॥ ૨ ॥ અવિનયી દુખીયો બહુ સમાગી, અવિનયી સુગતિનો નહિ અધિકારી ॥ ચેલા ॥ કોહ્યા કાનની કુતરી જેમ, હાકી કાઢે અવિનયી તેમ ( પાઠાંતરે ) ચેલા ॥ વિનય ॥ ૩ ॥ વિનય શ્રુત તપ વળી આચાર, કહિયે સમાધીના ઠામ એ ચાર ॥ ચેલા ॥ ચાર ચાર ભેદે એટેક, વળિ સમજે ગુરૂ મુખથી સુવિવેક ॥ ચેલા ॥

વિનય. ॥ ૪ ॥ તે ચારેમાં વિનય છે પહેલો, ધર્મ વિનય વિણ ભાંખે તે ઘેલો ॥ ચેલા ॥ મૂળ થકી જેમ શાખા કહીએ, ધર્મ ક્રિયા તેમ વિનયથી લહીએ ॥ ચેલા ॥ વિનય. ॥ ૫ ॥ ગુરૂ વિનયથી લહેશો સાર, જ્ઞાન ક્રિયા તપ જપ આચાર ॥ ચેલા ॥ ગરથ પાખે જેમ ન હોય હાટ, વિણ ગુરૂ વિનયે ધરમની વાટ ॥ ચેલા ॥ વિનય. ॥ ૬ ॥ ગુરૂ ન્હાનો પણ મ્હોટો કહિયે, રાજા પરે તસ આણા વહિયે ॥ ચેલા ॥ અલ્પ શ્રુત પણ બહુશ્રુત જાણો, ગુરૂ સાથ હઠવાદ મ તાણો ॥ ચેલા ॥ વિનય. ॥ ૭ ॥ જેમ શશિ ગ્રહગણમાં બિરાજે, મુનિ પરિવારમાં તિમ ગુરૂ ગાજે ॥ ચેલા ॥ ગુરૂથી અળગા મત રહો ભાઈ, ગુરૂ સેવે લહેશો ગૌરવાઇ ॥ ચેલા ॥ વિનય. ॥ ૮ ॥ ગુરૂ વિનયે ગીતારથ થાશો, વંછિત સવિ સુખ લક્ષ્મી કમાશો ॥ ચેલા ॥ સાંત દાંત વિનયી લજ્જાળુ, તપ જપ ક્રિયાવંત દયાળુ ॥ ચેલા ॥ વિનયી ॥ ૯ ॥ ગુરૂ કુળવાસે વસતો શિષ્ય, પુજનિક હોવે વિશવાવીશ ॥ ચેલા ॥ દસવૈકાલીક નવમે અધ્યયને, અર્થએ ભાંખ્યો કેવળી વયણે ॥ ચેલા ॥ વિનય. ॥ ૧૦ ॥ ઇણિપરે લાભ વિજય ગુરૂ સેવી, વૃદ્ધિવિજય થિર લક્ષ્મી લહેવી ॥ ચેલા ॥ વિનય. ॥ ૧૧ ॥ ઈતિ ॥

---

## ૫૮ શ્રી દ્વેષ અગીઆરમા પાપસ્થાનકની સજઝાય.

( લાલનની દેશી. )

દ્વેષ ન ધરિયે લાલન, દ્વેષ ન ધરિયે ॥ દ્વેષ તજ્યાથી લાલન, શિવસુખ વરિયે ॥ લા૦ ॥ શિ૦ ॥ પાપસ્થાનક એ અગ્યારસું કૂડું દ્વેષ રહિત ચિત્ત હોય સવિ રૂડું ॥ હો૦ ॥ ૧ ॥ ચરણ કરણ ગુણ બનિ ચિત્રશાળી, દ્વેષ ધૂમે હોય તે સવી કાળી ॥ લા૦ ॥ તે૦ ॥ ૨ ॥ દોષ બેતાલીશ શુદ્ધ આહારી, ધ્રુમ્ર દોષે હોય પ્રબલ વિકારી૦ ॥ પ્ર૦ ॥ ૩ ॥ ઉગ્ર વિહારને તપ જપ કીરિયા, કરતા

દ્વેષ તે ભવ માહે ફરિયા ॥ લા૦ ॥ ભ૦ ॥ ૪ ॥ યોગનું અગ અદ્વેષ છે પહેલુ, સાધન સવિ લહે તેહથી વહેલુ ॥ લા૦ ॥ તે૦ ૫ ॥ નિર્ગુણી તે ગુણવત ન જાણે, ગુણવત તે ગુણ દ્વેષમા તાણે ॥ લા૦ ॥ દ્વે૦ ॥ ૬ ॥ આપ ગુણીને વળી ગુણરાગી, જગ-માંહે તેહની કીર્તી જાગી ॥ લા૦ ॥ કી૦ ॥ ૭ ॥ રાગ ધરીજે જિહા ગુણ લહિયે, નિર્ગુણ ઉપરે સમચિત્ત રહિયે ॥ લા૦ ॥ સ૦ ॥ ૮ ॥ ભવથિતિ ચિતન સુજસ વિલાસે, ઉત્તમના ગુણ એમ પ્રકારે ॥ લા૦ ॥ એ૦ ॥ ૯ ॥ ઈતિ ॥

## ૫૯ વૈરાગ્યની સજ્ઝાય.

જોવનિયાની મોજા ફોજા, જાય નગારા દેતીરે,
ઘડિ ઘડિના ઘડિયાળા વાગે, તોય ન જાગે તેથીરે ॥ ૧ ॥
જગ રાક્ષસી જોર કરે છે, ફેલાવી ફજેતીરે,
આવી અવધે ઉભશે જાશે, લખપતિને લેતીરે ॥ જો૦ ૨ ॥
માળે બેઠા મોજ કરે છે, ખાતે જુએ ખેતીરે,
જમડો ભમરો તાણી લેશે, ગોફણ ગોળા એતીરે ॥ જો૦ ૩ ॥
જમ ગજાને શરણે જાવુ, જોગળો કોઈ જેહથીરે,
દુનિયા દૂજો દીસે નહીં, આખર તરશો તેહથીરે ॥ જો૦ ૪ ॥
દાત પડયા ને ડોસો થયો, કાજ ન સર્યું કેથીરે, ॥
ઉદય રતન કહે આપે સમજો, કહીએ વાતો કેતીરે
॥ જો૦ ૫ ॥ ઈતિ ॥

## ૬૦ રોટલાની સજ્ઝાય.

સર્વ દેવ દેવ મે પ્રતક્ષ દેવ રોટી,
તાન માન સર્વ વાત એહી વિના ખોટી ૧
જીનરાજ મુનિરાજ બડે ધ્યાન ધ્યાવે,
ઘડી થાય મોલમીતો ગોચરી મભારે ૨

શેઠ બડે શાહુકાર લખે લાખ હુંડી,
ઘડી થાય સોળમીને આંખ જાય ઉંડી. ૩
સંઘ લઇ સંઘવી પ્રયાણુ પંથ ચાલે,
ઘડી થાય સોળમીતો મુકામ ઠામ ઝાલે. ૪
ચક્રવર્તી વાસુદેવ પુન્યના છે બળીઆ,
ઘડી થાય સોળમીને અંગ જાય ગળીઆ. ૫
નિસ્નેહી નગ્ન ભાવે ભસ્મ અંગ લગાવે,
ઘડી થાય સોળમી તો અલેક જગાવે. ૬
ધ્યાન ધરે નાસીકા ડબક માળા મોટી,
ઘડી થાય સોળમીતો યાદ કરે રોટી. ૭
પેટ પડે રોટલા તો સર્વ વાત સૂઝે,
પેટ પૂરણુ ઘાસ અન્ન ગાય ભેંસ દૂઝે. ૮
ધન ધન વીતરાગ રૂષભદેવ સ્વામી;
એક વરસ આહાર ત્યાગી વંદુ શિર નામી. ૯
વીર વીર મહાવીર જગને વિષે દીપે;
ષટ માસ આહાર ત્યાગી કર્મ સર્વે જીપે. ૧૦
દીપવિજય કવિરાજ અઢી દ્વીપ છાજે;
છઠ્ઠ અઠ્ઠમ માસ પાસ ધીર મુની ગાજે. ૧૧

---

## ૬૧ વૈરાગ્યની સજઝાય.

યા મે વાસમે બે, મરદો મગન ભયા મેવાસી,
કાયા રૂપ મેવાસ બન્યો હૈ, માયા જ્યું મેવાસી;
સાહેબકી શિર આણુ ન માને આખર કયાલે જાસી. યા૦ ૧

ખાઇ અતી દુર્ગંધ ખજાના, કોટમેં બહોંતેર કોઠા;
વણુસી જાતાં વાર ન લાગે, જૈસા જળ પરપોટા યા૦ ૨

નવ દરવાજા વહે નિરંતર, દુખ દાયી દુર્ગંધા,
કયા ઉસમેં તલ્લીન ભયા હૈ, રે રે આતમ અંધા' ચા૦ ૩
છિનમેં છોટા છિનમેં મોટા, છિનમેં છેહ દિલાસી,
જબ જમ રેકી નજર લગેગી, તબ છિનમેં ઉડ જાસી ચા૦ ૪
મુલક મુલક કી મળી લોકાઈ, ઓહોત કરે ફરિયાદી,
પણ મુજરો માને નહિ પાપી, અતિ છાકયો ઉન્માદી ચા૦ ૫
આગ મુલક મેલ્યા સંતાપી, કામ કિરાડી કોટો,
લોભ તળાટી લોચા વાળે, તો કેમ નવિ ત્રોટો ચા૦ ૬
ઉદય રત્ન કહે આતમ મેરા, મેવાસીપણું મેલો,
ભગવંતને ભેટો ભલી ભાતે, મુક્તિ પુરી મે ખેલો ચા૦ ૭
સાખી—આતમ અનુભવ રસીકકો, અજબ સુન્યો વિરતંત,
નિર્વેદી વેદના કરે, વેદન કરે અનંત,

## ૬૨ શીખામણની સજ્ઝાય.

ગરભાવાસમા ચિંતવેરે, હવે ન કરશુ મે પાપ,
જબ જાયો તબ વિસર્યોરે, માચ્યો માચ્યો ઘણોરે સંતાપકે,
સુણરે ચંચળ જીવડારે
તું તો પરભવ કેમ લહી શકે, સુણરે ચંચળ જીવડારે એ ટેક ॥૧॥
જો નવકાર ગણાવીએ તો, નયણે નિંદ ભરાય,
નાટક ચેટક નિરખતા તો, જાય જાય રમણી વિહાયકે,
સુણરે ચંચળ જીવડારે ॥ ૨ ॥
જો સામાયક કરાવિયે તો, લાગે વાર અપાર,
વાતો સાથે જો મિલેતો, કરે કરે પહોર બે ચારકે,
સુણરે ચંચળ જીવડારે ॥ ૩ ॥
ઉભે કાઉસગ્ગ કરાવીએ તો, કહે દુખે મોરા પાય,
માથે પોટક મુકીએ તો, દોડ્યો દોડ્યો મારગે જાયકે,
સુણરે ચંચળ જીવડારે ॥ ૪ ॥

જો ઉપવાસ કરાવીએ તો, લાગે ભુખ અપાર,
લેણા કારણ રોકીએ એ તો, લાંઘે લાંઘે દો દિન ચારકે;
સુણરે ચંચળ જીવડારે. ॥ ૫ ॥

ધર્મને કાજે માગીએ તો, એક બદામ ન દેય,
રાજક દૈવક રોકીલ્યે તો, ખુણે બેસી ગણી દેયકે;
સુણરે ચંચળ જીવડારે ॥ ૬ ॥

લોભને વશ થઈ પ્રાણીયોરે, મેળે ઘણેરીરે આથ,
દાન સુપાત્રેં દેયંતાં તો, થર થર ધ્રુજે છે હાથકે;
સુણરે ચંચળ જીવડારે. ॥ ૭ ॥

ત્રણ તત્વ આરાધિયેં તો, જપીયેં શ્રી નવકાર,
ખિમા વિજય ગુણ આણીએં તો, પહોંતે પહોંતે મુક્તિ મઝારકે;
સુણરે ચંચળ જીવડારે.
તું તો પરભવ કેશો લહીશકે, સુણરે ચંચળ જીવડારે; ॥૮॥

---

## ૬૩ શ્રી મેઘકુમારની સજ્ઝાય.

ધારણી મનાવે રે મેઘકુમારનેરે, તું મુજ એકજ પુત્ર,
તુજ વિણ જાયારે ! સુનાં મંદિર માળિયાં રે;
રાખો રાખોરે ઘર તણાં સુત. ધારણી. ॥ ૧ ॥

તુજને પરણાવું રે આઠ કુમારિકારે, સુંદર અતિ સુકુમાળ,
મલપતિ ચાલેરે જેમ વન હાથણીરે, નયણ વયણ સુવિશાળ;
॥ ધા. ॥ ૨ ॥

મુજ મન આશારે પુત્ર હતી ઘણીરે, રમાડીશ વહૂનાંરે બાળ,
દૈવ અટારોરે દેખી નવિ શકયોરે, ઉપાયો એહ જંજાળ;
ધા. ॥ ૩ ॥

ધણુ કણે કચણરે ઋદ્ધિ ઘણી અછેરે, ભોગવો ભોગ સસાર,
છતી ઋદ્ધિ વિલસોરે જાયા ઘર આપણેરે,
પછી લેજ્યો સયમ ભાર ધા ॥ ૪ ॥

મેઘકુમારે રે માતા પ્રીત્યે બૂઝવીરે, દીક્ષા દીધી વીરજીની પાસ,
પ્રીતિ વિમળરે ઈણિપરે ઉચ્ચરે રે,
પહોતી મ્હારા મનડાની આશ ધા ॥ ૫ ॥

## ૬૪ શ્રી ક્ષમા છત્રીશીની સજ્ઝાય.

આદર જીવ ક્ષમા ગુણ આદર, મ કરીશ રાગ ને દ્વેષજી,
સમતાયે શિવસુખ પામીજે, ક્રોધે કુગતિ વિશેષજી આદર૦ ॥ ૧ ॥

સમતા સયમ સાર સુણીજે, બૃહત્ કલ્પની શાખજી,
ક્રોધે ક્રોડ પૂરવનુ સયમ, બાળીને કરે રાખજી આ૦ ॥ ૨ ॥

કુણ કુણ જીવ તર્યા ઉપશમજી, સાભળ તુ દૃષ્ટાતજી,
કુણ કુણ જીવ ભમ્યા ભવ માહે, ક્રોધ તણે વિરતતજી આ૦ ॥ ૩ ॥

સોમલ સસરે શિશ પ્રજાળ્યુ, બાધી માટીની પાળજી,
ગજસુકુમાળ ક્ષમા મન ધરતો, મુગતિ ગયો તત્કાળજી આ૦ ॥ ૪ ॥

કૂળવાળુઓ સાધુ કહાતો, કીધો ક્રોધ અપારજી,
કોણિકની ગણિકા વશ પડીયો, રડવડિયો સસારજી આ૦ ॥ ૫ ॥

સોવનકારે કરી અતિ વેદન, વાધ્રશુ વીટ્યુ શીશજી,
મેતારજ ઋષિ મુગતે પહોત્યા, ઉપશમ એહ જગીશજી આ૦ ॥ ૬ ॥

કુરૂડ બુરૂડ બે સાધુ કહાતા, રહ્યા કુણાળા ખાળજી,
ક્રોધ કરી તે કુગતિ પહોત્યા, જન્મ ગમાયો આળજી આ૦ ॥ ૭ ॥

કર્મ ખપાવી મુગતે પહોત્યા, ખંધક સૂરિના શિષ્યજી,
પાલક પાપીએ ઘાણી પીલ્યા, નાણી મનમા રીસજી આ૦ ॥ ૮ ॥

અચ્ચંકારી નારી અતિ ચૂકી, તોડ્યો પીયુ શું નેહજી;
બબ્બર કુળ સહ્યાં દુઃખ બહુળાં, ક્રોધ તણાં ફળ એહજી. આ૦॥૯॥

વાઘણે સર્વ શરીર વલૂર્યું, તતક્ષણ છોડ્યા પ્રાણજી;
સાધુ સુકોસળ શિવસુખ પામ્યા, એહ ક્ષમા ગુણખાણજી. આ૦ ॥૧૦॥

કુણ ચંડાળ કહી જે બિહુમેં, નિરતિ નહી કહે દેવજી;
ઋષિ ચંડાળ કહી જે વઢતો, ટાળો વેઢની ટેવજી. આ૦ ॥ ૧૧ ॥

સાતમી નરક ગયો તે બ્રહ્મદત્ત, કાઢી બ્રાહ્મણે આંખજી;
ક્રોધ તણાં ફળ કડુઆં જાણી, રાગદ્વેષ ધો નાંખજી. આ૦ ॥ ૧૨ ॥

ખંધક ઋષિની ખાલ ઉતારી, સહ્યો પરિસહ જેણજી;
ગર્ભ વાસના દુઃખથી છૂટચો, સબળ ક્ષમા ગુણ તેણજી. આ૦ ॥૧૩॥

ક્રોધ કરી ખંધક આચારજ, હુઓ અગ્નિ કુમારજી;
દંડક નૃપનો દેશ પ્રજાળ્યો, ભમશે ભવ મઝાર.જી. આ૦ ॥ ૧૪ ॥

ચંડરૂદ્ર આચારજ ચલતાં, મસ્તક દીધ પ્રહારજી;
ક્ષમા કરતાં કેવળ પામ્યો, નવ દીક્ષિત અણગારજી. આ૦ ॥ ૧૫ ॥

પાંચ વાર ઋષિને સંતાપ્યો, આણી મનમાં દ્વેષજી;
પંચ ભવ સીમ દહ્યો નંદનાદિક, ક્રોધ તણાં ફળ દેખજી. આ૦॥૧૬

સાગરચંદ્રનું શીશ પ્રજાળ્યું, નિશિ નભસેન નંરિદજી;
સમતા ભાવ ધરી સૂરલોકે, પહોંત્યો પરમાનંદજી. આ૦ ॥ ૧૭ ॥

ચંદના ગુરૂણીયે ઘણું નિભ્રંછી, ધિગ ધિગ તુજ અવતારજી;
મૃગાવતિ કેવળસિરિ પામી, એહ ક્ષમા અધિકારજી. આ૦ ॥૧૮॥

શાંબ પ્રદ્યુમ્ન કુમાર સંતાપ્યો, કૃષ્ણ દ્વૈપાયન સાહજી;
ક્રોધ કરી તપનું ફળ હાર્યો, કીધો દ્વારિકા દાહજી. આ૦ ॥૧૯॥

ભરતને મારવા મૂઠી ઉપાડી, બાહુબળી બળવંતજી,
ઉપશમ રસ મન માંહે આણી, સંયમલે મતિ મંદજી આ૦ ॥ ૨૦ ॥

કાઉસગ્ગમાં ચઢિયો અતિ ક્રોધે, પ્રસન્નચંદ્ર ઋષિ રાયજી,
સાતમી નરક તણાં દળ મેલ્યાં, કડુઆ તેણ કષાયજી આ૦ ॥ ૨૧ ॥

આહાર માંહે ક્રોધે ઋષિ ચૂકયા, આણ્યો અમૃત ભાવજી,
કૂરગડૂએ કેવળ પામ્યું, ક્ષમા તણે પરભાવજી આ૦ ॥ ૨૨ ॥

પાર્શ્વનાથને ઉપસર્ગ કીધા, કમઠ ભવાંકર ધીઠજી,
નરક તિર્યંચ તણાં દુ:ખ લાધ્યાં, ક્રોધ તણાં ફળ દીઠજી આ૦ ॥૨૩॥

ક્ષમાવંત દમદંત મુનીશ્વર, વનમાં રહ્યા કાઉસગ્ગજી,
કૌરવ કટક હણ્યો ઇંટાળે, તોડ્યાં કર્મના વગ્ગજી આ૦ ॥૨૪॥

સમતા પાળક કાને તરૂઓ, નાખ્યો ક્રોધ ઉદારજી,
બેઉ કાને ખીલા ઠોકાણા, નવી છૂટ્યા મહાવીરજી આ૦ ॥ ૨૫ ॥

ચાર હત્યાનો કારક હુતો, દઢ પ્રહારી અતિ રેકજી,
ક્ષમા કરીને મુગતે પહોત્યો, ઉપસર્ગ સહ્યા અનેકજી આ૦ ॥ ૨૬

પહોરમાંહે ઉપજતો હાર્યો, ક્રોધે કેવળ નાણજી,
દેખી શ્રી દમસાર મુનીસર, સૂત્ર ગુણ્યો ઉઠ્ઠાણજી આ૦ ॥૨૭॥

સીંહ ગુફાવાસી ઋષિ કીધો, સ્થૂળભદ્ર ઉપર કોપજી,
વેશ્યા વચન ગયો નેપાળે, કીધો સંયમ લોપજી આ૦ ॥૨૮॥

ચંદ્રાવતંસક કાઉસગ્ગ રહિયો, ક્ષમા તણો ભંડારજી,
દાશી તેલ ભર્યો નિશિ દીવો, સુર પદવી લહે સારજી આ૦ ॥૨૯॥

એમ અનેક તર્યા ત્રિભુવનમેં, ક્ષમા ગુણે ભવિ જીવજી,
ક્રોધ કરી કુગતે તે પહોત્યા, પાડતા મુખ રીવજી આ૦ ॥ ૩૦ ॥

વિષ હળાહળ કહિએ વિરૂઓ, તે મારે એક વારજી;
પણ કષાય અનંતી વેળા, આપે મરણ અપારજી. આ૦ ॥ ૩૧ ॥

ક્રોધ કરંતાં તપ જપ કીધાં, ન પડે કાંઇ ઠામજી;
આપ તપે પરને સંતાપે, ક્રોધ શું કેહો કામજી. આ૦ ॥ ૩૨ ॥

ક્ષમા કરંતાં ખરચ ન લાગે, ભાંગ ક્રોડ કલેશજી;
અરિહંત દેવ આરાધક થાયે, વ્યાપે સુજસ પ્રદેશજી. આ૦ ॥ ૩૩ ॥

નગર માંહે નાગોર નગીનો, જિહાં જીનવર પ્રસાદજી;
શ્રાવક લોક વસે અતિ સુખીયા, ધર્મ તણે પરસાદજી. આ૦ ॥ ૩૪ ॥

ક્ષમા છત્રીશી ખાંતે કીધી, આતમ પર ઉપગારજી;
સાંભળતાં શ્રાવક પણ સમજ્યા, ઉપશમ ધર્યો અપારજી. આ૦ ॥૩૫॥

જુગ પ્રધાન જિણચંદ સૂરિસર, સકળચંદ તસુ શિષ્યજી;
સમયસુંદર તસુ શિષ્ય ભણે ઇમ, ચતુર્વિધ સંઘ જગીશજી. અ૦॥૩૬॥

---

## ૬૫ શ્રી તમાકૂની સજ્ઝાય.

પ્રીતમસેંતી વીનવે, પ્રેમદા ગુણની ખાણ મેરે લાલ,
મન મોહન એકણુ ચિત્તે, સાંભળો ચતુર સુજાણ મેરે;
કંત તમાકુ પરિહરો. ॥ ૧ ॥ એ આંકણી

મૂકો એહનો સંગ, મેરે ॥ પંચ માંહે જશ લીજીએ;
દીલે વાધે રંગ, મેરે. ॥ કંત. ॥ ॥ ૨ ॥

તમાકૂ તે જાણીએ, ખુરાસાણીની આક; ॥ મેરે. ॥
ઉત્તમ જન તે ઇમ કહે, પીવાની તલાક. મેરે. કંત. ॥ ૩ ॥

દૂધ દહીં તે પીજીએ, વળી પીજીયે સાકર ખાંડ; મેરે. ॥
ઘૃત પીધે તન ઉલ્લસે, તમાકૂ પરિ છાંડ. મેરે. કંત. ॥૪॥

મ્હોટા સાથે બોલતા, મનમા આવે લાજ, ॥ મેરે ॥
દિવસ તે એળે નીર્ગમે, વિણુસાડે નિજ કાજ મેરે કત ॥ ૫ ॥

હોઠ લિહાલા સારિખા, શ્વાસ ગધાયે જેણુ ॥ મેરે, ॥
દાત તે દીસે શામળા, હૈડુ દાઝે તેણુ મેરે કત ॥ ૬ ॥

એઠ પગઈ આચરે, વિટલાવે નિજ જાત, ॥ મેરે ॥
વ્યસની વાર્યો નવિ રહે, ન ગણે જાત પગ જાત મેરે કત ॥ ૭ ॥

એકણુ ફુકે જેટલા, વાયૂકાય હણાય, ॥ મેરે ॥
ખશખશ સમ કાયા કરે, તો જબૂદ્વીપ ન માય મેરે કત ॥ ૮ ॥

ગડાકુ કરી જે પીએ, તે નર મૂઢ ગમાર, ॥ મેરે ॥
જળ નાખે જે સ્થાનકે, માખીનો સહાર મેરે કત ॥ ૯ ॥

ચોમાસાના કુથુઆ, તે કિમ શુદ્ધજ થાય, ॥ મેરે ॥
તમાકૂ પીતા થકા, પાપે પિડ ભરાયા મેરે કત ॥ ૧૦ ॥

તલક તમાકૂ વાપરી, પરોણાને ભાગ ॥ મેરે ॥
આગે કરતા લાપશી, હવે ઠીકરૂને આગ મેરે કત ॥ ૧૧ ॥

પાણી એકને બિંદુએ, જીવ કહ્યા જિનરાય, ॥ મેરે ॥
વડબીજ સમ કાયા કાયા કરે, જબૂદ્વીપ ન માય મેરે કત ॥૧૨॥

અગ્નિ એકને ખોડલે, જીવ કહ્યા જિનરાય ॥ મેરે ॥
સરશવ સમ કાયા કરે, જબૂદ્વીપ ન માય મેરે કત ॥ ૧૩ ॥

થૂંકેસમૂર્છિમ ઉપજે, નર પચેદ્રિય જીવ ॥ મેરે ॥
એ પણ અસખ્યાત કહ્યા, શ્રી જગદીશનિ વાણ મેરે કત ॥૧૪॥

જળમા જીવ કહ્યા ઘણા, મખ્ય અસખ્ય અનત ॥ મેરે ॥
લીલફૂલ તિહા ઉપજે, અગ્નિ પ્રજાળે જત મેરે કત ॥૧૫॥

તમાકૂ પીતાં થકાં, એ છક્કાય હણાય; ॥ મેરે. ॥
જ્યોતિ ઘટે નયણા તણી, શ્વાસે પિંડ ભરાય. મેરે. કંત. ॥૧૬॥

તમાકુની સંગતે, આવે સાત વ્યસન. મેરે. ॥
ઘડી દોય વૃત જે કરો, સેવો શ્રી ભગવાન. મેરે. કંત. ॥૧૭॥

દયા ધર્મ જાણી કરી, સેવો ચતુર સુજાણ. ॥ મેરે. ॥
આનંદમુનિ એમ ઉચ્ચરે, તે લહે કોટી કલ્યાણરે. ॥ મેરે. ॥૧૮॥

---

## ૬૬ શ્રી કળિયુગની સજ્ઝાય.

સરસ્વતી સ્વામિની પાય નમીને, ઉલટ મન માંહે આયો;
તીરથ નહિ કોઇ ઈણ સંસારે, તેણે એ કળિયૂગ આયો;
દેખો બેયારો, કૂડો કળિયૂગ આયો. ॥ એ આંકણી. ॥
બાબો કહે મ્હારી ન્હાનડી બેટી, દિન દિન મૂલ્ય સવાયો;
બે યારો, કૂડો કળિયૂગ આયો. ॥ ૧ ॥

રાજા તે પરજાને પીડે, કુનર કામ ભળાયો;
બોલ બંધ નહીં મંત્રીને, ગોચર ક્ષેત્ર ખેડાયો. બે૦ ॥ ૨ ॥

ગુરૂને ગાળ દીયે નિજ ચેલો, વેદ પુરાણ પઢાયો;
સાસુ ચૂલે ને વહૂ ખાટલડે, કુકે શરીર જલાયો. બે૦ ॥ ૩ ॥

એંશી વર્ષનો હીંડે હોંશે, મૂછે હાથ ઘલાયો;
પ્રંચ તણી સાખે પરણીને, અબળા અર્થ ગમાયો. બે૦ ॥ ૪ ॥

જોગી જંગમ ને સન્યાસી, ભાંગ ભખે મદ વ્હાયો;
ચોર ચાડ પરધનને ખાયે, સાધુ જન સીદાયો. બે૦ ॥ ૫ ॥

નિર્ધનને બહુ બેટા બેટી, ધનવંત એક ન પાયો;
નીચ તણે ઘર અતિ ઘણી લક્ષ્મી, ઉત્તમ જન સીદાયો. બે૦ ॥૬॥

ન મળે બાપ સઘાથે બેટો, ઘણેરે મનોર્થે જાયો,
હાથ ઉપાડે માયને મારે, પરણીશુ ઉમાહ્યો બે૦ ॥ ૭ ॥

ઘરડાને ઘેલો કહે બેટો, આપ તણો મદ વાહ્યો,
વહૂ સૂતીને વર હીંડાળે, સાસરે સુવાને ધગાયો બે૦ ॥ ૮ ॥

હળ ખેડે બ્રાહ્મણ ગો જુત્તિ, નિર્દય નાક ફડાયો,
મા બાપે બેટી વેચીને, બેટાને પરણાયો બે૦ ॥ ૯ ॥

ગગ તણે વશ ગુરૂને ગુરૂણી, કામ કરે પરાયા,
કાગાની પરે કળહો માડી, કુળગુરૂ નામ ધરાયો બે૦ ॥ ૧૦ ॥

બૈયર બાર વરસની બેટો, દીઠો ગોદ ખેલાયો,
માગ્યા મેહ ન વરસે મહીયલ, લોભે ધખ્યો સવાયો બે૦ ॥૧૧॥

કૂડા કળિયૂગ એ માયા, દેખી ગીત ગવાયો,
પભણે પ્રીત વિમળ પરમારથ, જિન વચને સુખ પાયો બે૦ ॥૧૨॥ ઇતિ

---

## ૬૭ શ્રી પ્રસન્નચંદ્ર રાજર્ષિની સજઝાય.

પ્રણમું તમાગ પાય, પ્રસન્નચદ્ર પ્રણમુ તમારા પાય,
રાજ છોડી રળીયામણુ રે, જાણી અથિર સસાગ,
વૈરાગ્યે મન વાળીયુ રે, લીધો મયમ ભાર પ્રસન્ન૦ ॥ ૧ ॥

સમશાને કાઉસગ્ગ રહીરે, પગ ઉપર પગ ચઢાય,
બાહુ બે ઉંચા કરીરે, સૂરજ સામી દષ્ટી લગાય પ્રસન્ન૦ ॥ ૨ ॥

દુર્મુખ દૂત વચન સૂણીરે, કોપ ચઢ્યો તત્કાળ,
મનશુ સગ્રામ માડીયોરે, જીવ પડયો જજાળ પ્રસન્ન૦ ॥ ૩ ॥

શ્રેણીક પ્રશ્ન પૂછે તિસેરે, સ્વામી એહની કુણ ગતિ થાય,
ભગવત કહે હમણા મરે, તો સાતમી નરકે જાય પ્ર૦ ॥ ૪ ॥

ક્ષણ એક આંતરે પૂછીયુંરે, સર્વારથ સિદ્ધ વિમાન;
વાજી દેવની દુદુંભીરે, ઋષિ પામ્યો કેવળજ્ઞાન. પ્રસન્ન૦ ॥ ૫ ॥

પ્રસન્નચંદ્ર ઋષિ મુગતેં ગયારે, શ્રી મહાવીરના શિષ્ય;
રૂપ વિજય કહે ધન્ય ધન્ય, દીઠા એ પ્રત્યક્ષ. પ્રસન્ન૦ ॥ ૬ ॥

---

## ૬૮ શ્રી ઝાંઝરીઆ મુનિની ચાર ઢાળની સજ્ઝાય.

### ઢાળ પહેલી.

સરસ્વતિ ચરણે શીશ નમાવું, પ્રણતી સદ્‌ગુરૂ પાયારે;
ઝાંઝરીઆ ઋષિના ગુણ ગાતાં, ઉલટ અંગ સવાયારે. ૧

ભવિજન,વંદો મુનિ ઝાંઝરીઓ, સંસાર સમુદ્ર:જે તરીયોરે; એઆંકણી
સબલ સહ્યા પરિષહ મનશુદ્ધેં, શીલ રયણે કરી ભરીઓરે. ભવિ૦ ૨

પઇઠાણપુર મકરધ્વજ રાજા, મદનસેના તસ રાણીરે;
તસ સુત મદન બ્રહ્મ બાલુડો, કીર્તિ જાસ કહેવાણીરે. ભવિ૦ ૩

બત્રીસ નારી સુકોમલ પરણ્યો, ભરયૌવન રસ લીનોરે;
ઇંદ્ર મહોત્સવ ઉદ્યાને પહોંતો, મુનિ દેખી મન ભીનોરે. ભવિ૦ ૪

ચરણ કમલ પ્રણમી સાધુના, વિનય કરીને બેઠોરે;
દેશના ધર્મનીદ્યે સાધુજી, વૈરાગ્યેં મન પેઠોરે. ભવિ૦ ૫

માતપિતાની અનુમતિ માગી, સંસાર સુખ નવિ છંડીરે;
સંયમ મારગ શુદ્ધોલીનો, મિથ્યામતિ સવિ ખંડીરે. ભવિ૦ ૬

એકલડો વસુધાતલ વિચરે, તપ તેજેં કરી દીપેરે;
યૌવનવય જોગીસંર બલીઓ, કરમ કટકને ઝીપેરે. ભવિ૦ ૭

શીલસન્નાહ પહેર્યો જેણે સબલો, સમિતિ ગુપ્તિ ચિત્ત ધરતોરે;
આપ તરેને પરને તારે, દરિસણેં દુરગતિ હરતોરે. ભવિ૦ ૮

ત્રબાવતી નગરી મુનિ પહોતો, ઉગ્ર વિહાર કરતોરે,
મધ્યાન્હે ગૌચરીએ સચરતો, નગરીમાહે મુનિ ભમતોરે ભવિ૦ ૯

ઢાળ બીજી.

( આપ આમ પધારો પૂજ્ય અમ ઘર વહોરણ વેળા—એ દેશી )

ઇણ અવસર તે વિરહી તરૂણી તાતરણી, ગોરડી ગોખે બેઠી,
નિજપતિ ચાલ્યો છે પરદેશે, વિષય સમુદ્રમા પેઠી ૧
વિરૂઇ મદન ચઠાઈ રાજ, જેણે તેણે જીતી ન જાવે એ આકણી

સોલ શૃગાર સજી સા સુદરી, ભરયૌવન મદમાતી,
ચપલ નયણ ચિહુ દિશી ફેરવતી, વિષયરસ રગરાતી વિરૂઇ૦ ૨

ચાચરે ચૌટે ચિહુ દિશિ જોતા, આવતો ઋષિ દીઠો,
મલપતોને મોહનગારો, મનશુ લાગ્યો મીઠો વિરૂઈ૦ ૩

રાજકુવર કોઇક છે રૂડો, રૂપ અનુપમ દીસે,
યૌવનવય મલપતો જોગીશ્વર, તે દેખી ચિત્ત હિંસે વિરૂઇ૦ ૪

તવ દાસી ખાસી તેડાવી, લાવો એહને બોલાવી,
શેઠાણીના વચન સુણીને, દાસી તેડણ આવી વિરૂઈ૦ ૫

અમ ઘર આવોને સાધુજી, વહોરણ કાજે વહેલા,
ભોળે ભાવે મુનિવર આવે, શુ જાણે મન મેલાં વિરૂઇ૦ ૬

થાળ ભરી મોદક મિઠાઈ, મુનિવરને કહે વહોરો,
મેલા કપડા ઉતારીને, આછા વાધા પહેરો. વિરૂઈ૦ ૭

આ મદિર માળીઆ મ્હોટા, સુદર સેજ બિછાઇ;
ચતુરનારી મુજ સાથે મુનિવર, સુખવિલસો લયલાઇ વિરૂઇ૦ ૮

વિરહાગ્નિએં કરી હું દાઝી, પરમ સુધારસ સિંચો;
વચણ મ્હારૂં સુણીને મુનિવર, વાત આધી મત ખીંચો. વિરૂઇ૦ ૯

વિષય વચન સુણી વનિતાનાં, સમતારસમાં બોલે;
ચંદનથી પણ શીતળ વાણી, મુનિ અંતરથી ખોલે. વિરૂઇ૦ ૧૦

તું અબલા દીસે છે બાલી, બોલંતાં નવિ લાજે;
ઉત્તમ કુળમાં જેહ ઉપન્ના, તેહને એ નવિ છાજે. વિરૂઇ૦ ૧૧

એ આચાર નહિં અમકુલમાં, કુળદૂષણ કેમ દીજે;
નિજકુલને આચારેં ચાલીજે, તો જગમાં જસ લીજે. વિરૂઇ૦ ૧૨

વાત અછે જગમાં એ મ્હોટી, એક ચાડી ને બીજી ચોરી;
ઈહ ભવ અપયશ બહુ પામે, પરભવ દુઃખ અઘોરી. વિરૂઇ૦ ૧૩

શીલ ચિંતામણી સરીખું છંડી, વિષયરસ કોણરીઝે;
વર્ષાકાલેં મંદિર પામી, ઉઘાડો કોણ ભીંજે. વિરૂઇ૦ ૧૪

મન વચન કાયાયેં કરીને, વ્રત લીધું નવિ ખંડું;
ધ્રુવતણી પરેં અવિચલ પાલું, અમેં ઘરવાસ ન મંડું;
વિરૂઈ મદન ચઢાઇ રાજ, જેણે તેણે૦ ૧૫

## ઢાળ ત્રીજી. ( વિંછીઆની દેશી. )

હાંરે લાલા શીખ સાધુની અવગણી, જાણે વહી ગઈ ઘડનાલરે;
કામવશે થઇ આંધલી, કરે સાધુ તણી તીહાં આલરે. ૧
લાલા મુનિ પાયેં ઝાંઝર રમઝમે. એ આંકણી.

આવી પેઠું સાધુને પાયરે, લાલા, વેલ તણી પરેં સુંદરી;
વળગી સાધુને બાંહ્યરે, લાલા. મુનિ૦ ૨

હાંરે લાલા જોર કરીને જોરાવરેં, નિકલ્યો તિહાંથી મુનિરાયરે લાલા;
તવ પોકાર પુઠે કર્યોં, ધાઓ એણે કીધો અન્યાયરે લાલા. મુનિ૦ ૩

હારે લાલા ત્યાથી મુનિવર ચાલીઓ, પાય ઝાઝરનો ઝણુકારરે લાલા,
લોક બહુ નિંદા કરે, સહીમાઠો છે એ અણુગારરે લાલા મુનિ૦ ૪
હારે લાલા ચોબારે બેઠો રાજવી, નજરે જુએ અવદાતરે લાલા,
દેશવટો નારીને દીઓ, મુનિ જસ તણી થઈ વાતરે લાલા મુનિ૦ ૫
હા૦ લા૦ તિહાથી મુનિવર ચાલીયો, આવ્યો કંચનપુર ગામરે લાલા,
રાય રાણી બહુ પ્રેમશુ, બેઠા ગોખે આરામરે લાલા મુનિ૦ ૬
હા૦ લા૦ રાણી દેખીને, નયણે છુટે આસુની ધારરે,
રાજા દેખીને કોપીઓ, સહી એહનો પૂર્વ જારરે લાલા મુનિ૦ ૭
હા૦ લા૦ રાજા હયવાડી ચઢ્યો, તેડાવ્યો ઋષિને ત્યાહીરે લાલા,
ખાડ ખણી ઉંડી ઘણી, બેસાડ્યો ઋષિને માહ્યરે લાલા મુનિ૦ ૮

ઢાળ ચોથી ( મગધ દેશકે રાજ રાજેસર—એ દેશી )

અણસણ ખામણ કરે મુનિ તિહા કણે, મમતા સાયરમા ઝીલે,
ચોરાસી લાખ જીવાયોની ખમાવે, કર્મ કઠિણને પીલેરે
મુનિવર તુ મોરે મન વસીયો, હૃદયકમળ ઉલ્લસિઓરે
મુનિવર૦ એ આકણી ૧

ઉદય આવ્યા નિજ કર્મ આલોઈ, ધ્યાન જીનેશ્વર ધ્યાવે,
ખડ્ગ હણતા કેવલ પામી, અવિચલ ઠામે જાવેરે મુનિ૦ ૨

શરીર સાધુનુ અસિએ હણ્યાથી, હાહાકાર તિહા પડિઓ,
ઓઘો મુહપત્તિ લોહિએ રંગાણા, અતિ અન્યાય રાયે કરીઓરે.
મુનિ૦ ૩
સમળી ઓઘો લેઇ ઉડતી, રાણી આગળ પડીઓ,
બંધવ કેરો ઓઘો જાણી, હૃદયકમલ થરથરીઓરે મુનિ૦ ૪
અતિ અન્યાય જાણીને રાણી, અણસણ પોતે કીધો,
પરમારથ જાણ્યો રાજાએ, હા હા એ શુ મે કીધોરે મુનિ૦ ૫

ઋષિ હત્યાનું પાતિક લાગ્યું, તે કેમ છુટયું જાવે;
આંસુંડાં નાખંતો રાજા, મુનિ કલેવરને ખમાવેરે. મુનિ૦ ૬

ગદ્દગદ્દ સ્વર બેલંતો રાજા, મુનિવર આગળ બેઠો;
માન મેલીને ખમાવે ભૂપતિ, સમતા સાયરમાં પેઠોરે. મુનિ૦ ૭

ફરી ફરી ઉઠીને પાયે લાગે, આંસુંડે પાપ પખાળે.
ભૂપતિ ઉગ્ર ભાવના ભાવતો, કર્મ પડળ સવિ ટાળેરે. મુનિ૦ ૮

કેવળજ્ઞાન લહ્યું રાજાએં, ભવભવ વૈર ખમાવે;
ઝાંઝરીઆ ઋષિના ગુણ ગાતાં, પાપ કરમ ગમાવેરે. મુનિ૦ ૯

સંવત સત્તર એકાશી વરસે, શ્રાવણ શુદ ત્રીજ સોહે;
સોમવારે સજઝાય એ કીધી, સાંભળતાં મન મોહેરે. મુનિ૦ ૧૦

શ્રી હીરવિજય સૂરીશ્વર સોહે, તપગચ્છના શિરદાર;
તેહ તણા પરિવારમાં સોહે, માનવિજય જયકારરે.
મુનિવર તું મોરે મન વસિઓ૦ ૧૧

---

## ૬૯ શ્રી શિખામણની સજઝાય.

( ધારણી મનાવેરે મેઘકુમારનેરે—એ દેશી. )

કાંઈ નવિ ચેતોરે ચીત્તમાં જીવડારે, આયુ ગળે દિનરાત;
વાત વિસારીરે ગર્ભવાસનીરે કુણ કુણ તાહરી જાત. કાંઈ૦ ૧
એ આંકણી.

દોહીલો દીસેરે માનવ ભવ તણોરે, શ્રાવક કુળ અવતાર;
પ્રાપ્તિ પુરીરે ગિરૂઆ ગુરૂ તણીરે, તુજ ન મળે વારોવાર. કાંઈ૦ ૨

તું મત જાણેરે એ ધન માહરૂંરે, કુણ માત કુણ તાત;
આપ સવારથે સહુ કોઈ મલ્યુંરે, મ કર પરાઇ તું પંચાત. કાંઈ૦ ૩

પુણ્ય વિહૂણારે દુ:ખ પામે ઘણારે, દોષ દિયે કિરતાર,
આપ કમાઈરે પૂરવ ભવતણીરે, ન મિટે તેહ લગાર કાઈ૦ ૪
કઠિણ કરમને અહનિશ જે કરેરે, તેહના ફળ જે વિપાક,
હું નવિ જાણું રે કુણ ગતિ તાહરીરે, તે જાણે વિતરાગ કાઈ૦ ૫
તુજ દેખતારે જોયને જીવડારે, કુણ કુણ ગયા નરનાર,
ઈમ જાણીને નિશ્ચે જાણ્યું રે, ચેતન ચેત ગમાર કાઈ૦ ૬
તે દુ:ખ સહ્યારે બહુ રયણી તણારે, અનત અનતી વાર,
લબ્ધિ કહેરે જે જિનને ભજેરે, તે પામે મોક્ષ દુવાર કાઈ૦ ૭

## ૭૦ શ્રી અન્યત્વ સબધની સજ્ઝાય.

ધન ધન મપ્રતિ આયો રાજા—એ દેશી

કેહનારે સગપણ કેહનીરે માયા, કેહના સજન સગાઈરે,
સજન વર્ગ કોઈ સાથે ન આવે, આવે આપ કમાઈરે કે૦ ॥૧॥
માહરૂં માહરૂં સહુ કહે પ્રાણી, તાહરૂં કુણ સહાઈરે,
આપ સ્વારથ સહુને વ્હાલો, કુણ સજ્જન કુણ માઈરે કે૦ ॥૨॥
ચુલણી ઉદરે બ્રહ્મદત્ત આવ્યો, જુઓ માત સગાઈરે,
પુત્ર મારણ આગજ દીધી, લાખનું ઘર નીપજાવીરે કે૦ ॥૩॥
કષ્ટ પંજર દઈને મારે, પાયમે નાડી ધાઈરે,
કોણિકે નિજ તાતજ હણીઓ, તો કિહા રહી પુત્ર સગાઈરે કે૦॥૪॥
ભરત બાહૂબલ આપે લડીઆ, આપે આપે મન્જ થઈરે,
બાર વરસ સગ્રામજ કરીઓ, તો કિહા રહી ભ્રાત સગાઈરે કે૦ ॥૫॥
ગુરૂ ઉપદેશથી રાય પ્રદેશી, સુધુ સમકિત પાઈરે,
સ્વાર્થ વિણુ સુરીકાતા નારી, માર્યો પીઉ વિષ પાઈરે કે૦ ॥૬॥
નિજ અગજના અગજ છેદે, જુઓ રાહુ કેતુ કમાઈરે,
સહુ સહુને નિજ સ્વાર્થ વ્હાલો, કુણ ગુરૂને ગુરૂભાઈરે કે૦ ॥૭॥

સુભૂમ ફરસુરામજ દોય, માંહો માંહે વેઢ બનાઇરે;
ક્રોધ કરીને નરકેં પોહોતા, તો કિંહા રહી તાત સગાઇરે. કે૦ ॥૮॥

ચણાયકેં પર્વત સાથે, કીધી મિત્ર ઠગાઇ રે;
મરણ પામ્યાથી મનમાં હરખ્યો, તો કિંહાં રહી મિત્ર ઠગાઇરે. કે૦ ૯

આપ સ્વાર્થ સહુને વ્હાલો, કુણ સર્જ્જન કુણ માઇરે;
જમ રાજાનો તેડો આવ્યો, ટગમગ જોવે ભાઇરે. કે૦ ॥ ૧૦ ॥

સાચો જિન ધર્મ સખાઇ, આરાધો લય લાઇરે;
દેવવિજય કવિ શીસ તો ઇણી પરે, તત્વવિજય સુખદાઈરે. કે. ॥૧૧॥

---

## ૭૧ શ્રી પંચગતિની સજ્ઝાય.

આરંભ કરતો રે જીવશંકે નહિ, ધન મેલણ તૃષ્ણા અપારોજી,
ઘાતકરે પંચેંદ્રિ જીવની, વળી કરે મદ્ય માંસનો આહારોજી;
એ ચારે પ્રકારે રે જીવ જાયે નારકી. ॥ ૧ ॥

કુડકપટને ગૂઢ માયા કરે, વળી બોલે મૃષાવાદજી,
કુડાં તોલાંને કુડાં રાખે માપલાં, એ તિર્યંચગતિનો ઉપાયજી;
એ ચાર પ્રકારે રે જીવ જાય તિર્યંચમાં. ॥ ૨ ॥

ભદ્રિક પરિણામેરે સરલ સ્વભાવથી, વળી વિનય તણા ગુણ ગાયજી,
દયા ભાવ રે રાખે દીલમાં, એ મનુષ્ય ગતિનો ઉપાયજી;
એ ચાર પ્રકારે રે જીવ જાય મનુષ્યમાં. ॥ ૩ ॥

સરાગપણાથીરે પાળે સાધુપણું, વળી શ્રાવકનાં વ્રત બાર,
અજ્ઞાન કષ્ટને અકામ નિર્જરા, તીણ શું સુર અવતારો જીરે;
એ ચાર પ્રકારે રે જીવ થાય દેવતા. ॥ ૪ ॥

જ્ઞાનથી જાણે રે જીવ અજીવને, શ્રદ્ધા સમકિત થાયજી,
ચારિત્રથી રોકે નવાં કર્મ આવતાં, તપથી પૂર્વલાં કર્મ ખપાયજી;
એ ચાર પ્રકારે રે જીવ જાય મોક્ષમાં. ॥ ૫ ॥

# ૭૨ શ્રી ચતુર્થ અબ્રહ્મચર્ય પાપસ્થાનક સજ્ઝાય.

તુમે બહુ મિત્રીરે સાહિબા એ દેશી

પાપસ્થાનક ચોથુ વર્જિએ, દુર્ગતિ મૂલ અબભ,
જગ સવિ મુઝયો છે એહમા, છાંડે તેહ અચભ પાપ એ આંકણી ૧

રૂડુ લાગે રે એ ધુરે, પરિણામે અતિ ક્રૂર,
ફલ કિંપાકની સારિખા, વરજે સજ્જન દૂર પાપ ૨

અધર વિદ્રૂમ સ્મિત ફુલડા, કુચ ફળ કઠીન વિશાળ,
રામા દેખી ન રાચિયે, એ વિષવેલી રસાળ પાપ ૩

પ્રબલ જ્વલિત અય પૂતળી, આલિંગન ભલુ તત,
નરકદ્વાર નિતબિની, જઘન સેવન એ દુરત પાપ ૪

દાવાનળ ગુણવન તણો, કુળ મશીકુર્ચક એહ,
રાજધાની મોહરાયની, પાતક કાનન મેહ પાપ ૫

પ્રભુતાએ હરિ સારિખો, રૂપે મયણ અવતાર,
સીતાએ રે રાવણ યથા, છંડો પરનર નાર પાપ ૬

દશ શિર રજમાહે રોળવ્યા, રાવણ વિવશ અબભ,
રામે ન્યાયે રે આપણો, રોપ્યો જગ જય થભ પાપ ૭

પાપ બધાયેરે અતિ ઘણ, સુકૃત સકળ ક્ષય જાય,
અબ્રહ્મચારીનુ ચિંતવ્યુ, કદિય સફળ નવિ થાય પાપ ૮

મત્ર ફળે જગ જશ વધે, દેવ કરે રે સાનિધ,
બ્રહ્મચર્ય વ્રત ધરે જે નરા, તે પામે નવનિધ પાપ. ૯

શેઠ સુદર્શનને ટળી, શૂળી સિંહાસન હોય,
ગુણ ગાયે ગગને રે દેવતા, મહિમા શીલનો જોય પાપ ૧૦

મૂળ ચારિત્રનું એ ભલું, સમકિત વૃદ્ધિ નિદાન;
શીલ સલિલ ધરે જિકો, તસ હોય સુજસ વખાણ. પાપ. ૧૧

---

## ૭૩ શ્રી પંચમ પરિગ્રહ સજ્ઝાય.

( સુમતિ સદા દિલમાં ધરો, એ દેશી )

પરિગ્રહ મમતા પરિહરો, પરિગ્રહ દોષનું મૂળ; સલુણે.
પરિગ્રહ જેહ ધરે ઘણો, તસ તપ જપ પ્રતિકૂળ. સ૦પ ૧

નવિ પલટે મૂળ શશિથી, માર્ગીય કદિય ન હોય; સ૦
પરિગ્રહ ગ્રહ છે અભિનવો, સહુને દીયે દુઃખ સોય. સ૦પ ૨

પરિગ્રહ મદ ગુરૂઅત્તણે, ભવ માંહી પડે જંત; સ૦
યાનપાત્ર જીમ સાયરે, ભારાક્રાંત અત્યંત. સ૦પ ૩

જ્ઞાન ધ્યાન હય ગય વરે, તપ જપ શ્રુત પરતંત. સ૦
છોડે સમ પ્રભુતા લહે, મુનિ પણ પરિગ્રહવંત. સ૦પ ૪

પરિગ્રહ ગૃહવશે લિંગીયા, લેઇ કુમતિરજ શિષ; સ૦
જિમ તિમ જગ લવતા ફિરે, ઉન્મત્ત હુઇ નિશદિશ. સ૦પ ૫

તૃપતો ન જીવ પરિગ્રહે, ઇંધણથી જીમ આગ; સ૦
તૃષ્ણા દાહ તે ઉપશમે, જળ સમ જ્ઞાન વૈરાગ. સ૦પ ૬

તૃપતો સાગર સુતે નહિ, ગોધનથી કુચિકર્ણ; સ૦
તિલક શેઠ વળી ધાન્યથી, કનકે નંદ સકર્ણ. સ૦પ ૭

અસંતુષ્ટ પરિગ્રહ ભર્યા, સુખીઆ ન ઇંદ નરિંદ; સ૦
સુખા એક અપરિગ્રહી, સાધુ સુજસ સમ કંદ. સ૦પ ૮

---

## ૭૪ શ્રી ષષ્ઠ ક્રોધ પાપસ્થાનક સજ્ઝાય.

ઋષભનો વંશ રયણાયરૂ એ દેશી

ક્રોધ તે બોધ નિરોધ છે, ક્રોધ તે સંયમ ઘાતી રે,
ક્રોધ તે નરકનું બારણું, ક્રોધ દુરિત પક્ષપાતી રે ૧

પાપસ્થાનક છઠ્ઠું પરિહરો, મન ધરો ઉત્તમ ખંતિ રે,
ક્રોધ ભુજંગની જાંગુલી, એહ કહી જયવંતી રે પા૦ ૨

પુરવ ક્રોડી ચરણ ગુણે, ભાવ્યો છે આતમ જેણે રે,
ક્રોધ વિવશ હુતા દોય ઘડી, હારે સવિ ફલ તેણે રે પા૦ ૩

બાળે તે આશ્રમ આપણો, ભજના અન્યને દાહે રે,
ક્રોધ કૃશાનુ સમાન છે, ટાળીએ પ્રશમ પ્રવાહે રે પા૦ ૪

આક્રોશ તર્જના ઘાતના, ધર્મ ભ્રંશને ભાવે રે,
અગ્રિમ અગ્રિમ વિરહથી, લાભ તે શુદ્ધ સ્વભાવે રે પા૦ ૫

ન હોયે હોય તો ચિર નહિ, ચિર રહે તો ફલ છેહો રે,
સજ્જન ક્રોધ તે એહવો, જેહવો દુર્જન નેહો રે પા૦ ૬

ક્રોધી મુખે કટુ બોલણા, કંટકીયા કુટ સાખિ રે,
અદીઠ કલ્યાણ કર કહ્યા, દોષ તરૂ શત શાખિ રે પા૦ ૭

કુરગડુ ચઉ તપકરા, ચરિત સુણી શમ આણો રે,
ઉપશમ સાર છે પ્રવચને, સુજસ વચન એ પ્રમાણો રે પા૦ ૮

---

## ૭૫ શ્રી નવમ લોભ સજ્ઝાય.

છરે મારે જાગો કુમર જામ. એ દેશી

છરે મારે લોભ તે દોષ અથોભ, પાપસ્થાનક નવમું કહ્યું, છરેછ
છ સર્વ વિનાશનું મૂળ, એહથી કિણેય ન સુખ લહ્યું છરેછ૦ ૧

જી. સુણીયે બહુ લોભાંધ, ચક્રવર્તી હરિની કથા; જીરેજી
જી. પામ્યા કટુક વિપાક, પિવત રક્ત જળો યથા. જીરેજી ૨

જી નિર્ધનને શત ચાહ, શત લહે સહસે લોભીએ; જીરેજી
જી. સહસ લહે લખ લાભ, લખ લોભે મન કોડીએ. જીરેજી૩

જી. કોટીશ્વર નૃપ ઋદ્ધિ, નૃપ ચાહે ચક્રીપણું; જીરેજી
જી. ચક્રી ચાહે સુરભોગ, સુર ચાહે સુરપતિ સુખ ઘણું. જીરેજી૦૪

જી. મૂળ લઘુ પણે લોભ, વાધે સરાવ પરે સહી; જીરેજી
જી. ઉત્તરાધ્યયને અનંત, ઇચ્છા આકાશસમી કહી. જીરેજી૦૫

જી. સ્વયંભુ રમણ સમુદ્ર, કોઇક અવગાહી શકે; જીરેજી
જી. તે પણ લોભ સમુદ્ર, પાર ન પામે બલ પખે; જીરેજી૦૬

---

## ૭૬ શ્રી બારમા પાપસ્થાનક કલહની સજઝાય.

રાગ બંગાળ.

કલહ તે બારમું પાપનું સ્થાન, દુર્ગતિ વનનું મૂળ નિદાન;
સાહિબ સાંભળો, મોટો રોગ કલહ કાચ કામળો; એ આંકણી.
દંત કલહ જે ઘરમાં હોય, લચ્છી નિવાસ તિંહા નવિ જોય. સા૦૧

શું સુંદરી તું ન કરે સાર, ન કરે આપે કાંઇ ગમાર;
ક્રોધ મુખી તું તુજને ધિક્કાર, તુજથી અધિકો કુણ કળિકાળ. સા૦૨

સાહમું બોલે પાપણી નિત્ય, પાપી તુજ પિતા જુઓ ચિત્ત; સા૦
દંત કલહ ઇમ જેહને થાય, તે દંપતિને સુખ કુણ ઠાય. સા૦૩

કાંટે કાંટે થાયે વાડ, બોલે બોલે વાધે રાડ; સા૦
જાણીને મૌન ધરે ગુણવંત, તે સુખ પામે અતુલ અનંત સા૦૪

નિત્યે કલહણુ કોહણુ શીલ, ભડલશીલ વિવાદનશીલ, સા૦
ચિત્ત ઉતાપ ધરે જે એમ, સયમ કરે નિરર્થક તેમ  સા૦૫

કલહ કરીને ખમાવે જેહ, લઘુ ગુરૂ આરાધક હોય તેહ, સા૦
કલહ સમાવે તે ધન્ય ધન્ય, ઉપશમ સાર કહ્યો શ્રામણ્ય સા૦૬

નારદ નારી નિર્દય ચિત્ત, કલહ ઉદીરે ત્રણે નિત્ય, સા૦
સર્જન સુજશ સુશીલ મહંત, વારે કલહ સ્વભાવે શાંત  સા૦૭

---

## ૭૭ શ્રી સોળમા પાપસ્થાનક પરનિંદાની સજ્ઝાય.

( સાહેબ બાહુ જિનેશ્વર વીનવું  એ દેશી )

સુંદર પાપસ્થાનક તજો સોળમું, પરનિંદા અસરાળ હો,
સુંદર નિંદક જે મુખરી હોવે, તે ચોથો ચંડાળ હો  સુ પા૦૧

સુંદર જેહને નિંદાનો ઢાળ છે, તપ કિરિયા તસ ફોક હો,
સુંદર દેવ કિલ્વિષ તે ઉપજે, એ ફળ રોકા રોક હો  સું પા૦૨

સુંદર ક્રોધ અજીરણ તપ તણું, જ્ઞાન તણું અહંકાર હો,
સુંદર પરનિંદા કિરિયા તણું, વમન અજીર્ણ આહાર હો  સુ પા૦૩

સુંદર નિંદાનો જેહ સ્વભાવ છે, તાસ કથન નવિ નંદ હો,
સુંદર નામ ધરી જે નિંદા કરે, તેહ મહા મતિ મંદ હો  સુ પા૦૪

સુંદર રૂપ ન કોઇનું ધારીએ, દાખીએ નિજ નિજ રંગ હો,
સુંદર તેહમાં કાંઇ નિંદા નહીં, બોલે બીજું અંગ હો  સુ પા૦૫

સુંદર એહ કુશીળણી ઇમ કહે, કોપ હુએ જેહ ભાખ હો,
સુંદર તેહ વચન છે નિંદાતણું, દશવૈકાળિક શાખ હો  સુ પા ૬

સુંદર દોષ નજરથી નિંદા હુવે, ગુણ નજરે હુવે રાગ હો,
સુંદર જગ સવિ ચાલે માદળ મઢ્યો, સર્વ ગુણી વીતરાગ હો  સુ પા ૭

સુંદર નિજ સુખ કનક કચોળડે, નિંદક પરમલ લેય હો,
સુંદર જેહ ઘણા પરગુણ ગ્રહે, સંત તે વિરલા કોય હો. સું. પા. ૮

સુંદર પરપરિવાદ વ્યસન તજો, મ કરો નિજ ઉત્કર્ષ હો;
સુંદર પાપ કર્મ ઇમ સવિ ટળે, પામે શુભ જશ હર્ષ હો. સું. પા. ૯

---

## ૭૮ સત્તરમા પાપસ્થાનક માયામૃષાવાદની સજ્ઝાય.

( સખી ચૈતર મહીને ચાલ્યા એ-દેશી. )

સત્તરસું પાપનું ઠામ, પરિહરજો સદ્‌ગુણ ધામ,
જેથી વાધે જગમાં મામ હોલાલ, માયા મોસ ન કીજે—એ આંકણી.૧

એ તો વિષને વળીય વધાર્યું, એ તો શસ્ત્રને અવળું ધાર્યું;
એ તો વાઘનું બાળ વકાર્યું હો લાલ. માયા. ૨

એ તો માયી ને મોસાવાઇ, થઈ મ્હોટા કરેય ઠગાઈ;
તસ હેઠી ગઈ ચતુરાઇ હો લાલ. માયા. ૩

બગલા પરે પગલાં ભરતો, થોડું બોલે જાણે મરતો,
જગ ધંધે ઘાલે ફીરતો હો લાલ. માયા. ૪

જે કપટી બોલે જૂઠું, તસ લાગે પાપ અપુઠું;
પંડિતમાં હોય સુખ ભુંડું હો લાલ. માયા. ૫

દંભીનું જૂઠું મીઠું, તે નારી ચરિત્રે દીઠું;
પણ તે છે દુર્ગતિ ચીઠું હો લાલ. માયા. ૬

જે જૂઠો દીયે ઉપદેશ, જનરંજનને ધરે વેશ;
તેહનો જૂઠો સકળ કલેશ હો લાલ. માયા. ૭

તેણે ત્રીજો મારગ ભાખ્યો, વેશ નંદે દંભે રાખ્યો;
શુદ્ધ ભાષકે શમસુખ ચાખ્યો હો લાલ. માયા. ૮

જૂઠું બોલી ઉદર જે ભરવું, કપટીને વેશે ફરવું,
તે જમવારે શું કરવું હો લાલ માયા ૯

પડે જાણે તો પિણ દભે. માયામોસને અધિક અચભે,
સમકિત દૃષ્ટિ મન થભે હો લાલ માયા ૧૦

શ્રુતમર્યાદા નિરધારી, રહ્યા માયામોસ નિવારી,
શુદ્ધભાષકની બલીહારી, હો લાલ માયા ૧૧

જે માયાએ જૂઠું ન બોલે, જગ નહીં કોઈ તેહને તોલે,
તે ગજે સુજશ અમોલે હો લાલ માયા ૧૨

---

## ૭૯ શ્રી અઢારમા પાપસ્થાનક મિથ્યાત્વશલ્યની સજ્ઝાય.

( ઉત્સર્પિણી અવસર્પિણી આરા એ—દેશી )

અઢારમું જે પાપનું સ્થાનક, તે મિથ્યાત્વ પરિહરીએજી,
સત્તરથી પણ તે એક ભારી, હોયે તુલાએ ધરીએજી,
કષ્ટ કરો પરે પરે દમો અપ્પા, ધર્મ અર્થ ધન ખરચોજી,
પણ મિથ્યાત્વ છતે તે જૂઠું, તિણે તેહથી તુમે વિચારોજી ૧

કિરિયા કરતો ત્યજતો પરિજન, દુખ સહેતો મન રીઝેજી,
અધ ન જીતે પરની સેના, તિમ મિથ્યાદૃષ્ટિ નવિ સીઝેજી,
વીરસેન શૂરસેન દૃષ્ટાંતે, સમકિતની નિર્યુક્તેજી,
જોઈને ભલી પરે મન ભાવો, એહ અર્થ વર યુક્તેજી ૨

ધમ્મે અધમ્મ અધમ્મે ધમ્મહ, સન્ના મગ્ગ ઉમગ્ગાજી,
ઉન્માર્ગે માગ્ગની સન્ના, સાધુ અસાધુ સલગ્ગાજી,
અસાધુમાં સાધુની સન્ના, જીવ, અજીવ જીવ વેદોજી,
મુત્તે અમુત્ત અમુત્તે મુત્તહ, સન્ના એ દશ ભેદોજી ૩

અભિગ્રહિક નિજ નિજ મત અભિગ્રહ, અનભિગ્રહિક સહુ સરિખાજી,
અભિનિવેશી જાણતો કહે જૂઠું, કરે ન તત્વ પરિખ્ખાજી;
સંશય તે જિન વચનની શંકા, અવ્યક્તે અના ભોગાજી,
એહ પાંચ ભેદ છે વિશ્રુત, જાણે સમજુ લોગાજી. ૪
લોક લોકોત્તર ષડ્ વિધ, દેવ ગુરૂ વળી પર્વજી,
શક્તે તિહાં લૌકિક ત્રણ આદર, કરતાં પ્રથમ નિગર્વજી;
લોકોત્તર દેવ માને નીયાણે, ગુરૂ તે લક્ષણ હીણાજી,
પર્વ નિષ્ટે ઇહ લોકને કાજે, માને ગુરૂપદ લીનાજી. ૫
એમ એકવીશ મિથ્યાત્વ તજે જે, ભજે ચરણ ગુરૂ કેરાજી,
સજે ન પાપે રજે ન રાખે, મત્સર દ્રોહ અનેરાજી;
સમકિત ધારી શ્રુત આચારી, તેહની જગ બલિહારીજી,
શાસન સમકિતને આધારે, તેહની કરો મનો હારીજી. ૬
મિથ્યાત્વ તે જગ પરમ રોગ છે, વળીય મહા અંધકારોજી,
પરમ શત્રુને પરમ શસ્ત્ર તે, પરમ નર્ક સંચારોજી;
પરમ દોહગને પરમ દરિદ્ર તે, પરમ સંકટ તે કહીએજી,
પરમ કંતાર પરમ દુર્ભિક્ષ તે, તે છાંડે સુખ લહીએજી. ૭
જે મિથ્યાત્વ લવ લેશ ન રાખે, સુધો મારગ ભાખેજી,
તે સમકિત સુરતરૂ ફળ ચાખી, રહે વળી અણીએ આખેજી;
મ્હોટાઇ શી હોય ગુણ પાખે, ગુણ પ્રભુ સમકિત દાખેજી,
શ્રી નયવિજય વિબુધ પયસેવક, વાચક જસ ઇમ આખેજી.૮

---

## ૮૦ શ્રી નારકીનું છ ઢાળિયું.

### ઢાળ ૧ લી.

વર્દ્ધમાન જિન વિનવું, સાહિબ સાહસ ધીરોજી;
તુમ દરિસણ વિણ હું ભમ્યો, ચઉગતિમાં વડ વીરોજી;
પ્રભુ નરક તણાં દુઃખ દોહિલાં. એ આંકણી. ૧

મે સહ્યા કાળ અનંતાજી, સોગ ક્રિયા નવિ કો સુણે,
એક વિના ભગવંતાજી પ્રભુ૦ ૨

પાપ કરીને પ્રાણીયો, પહોત્યો નરક મઝારોજી,
કઠિનકુ ભાષા સાભળી, નયણુ શ્રવણુ દુ ખકારોજી પ્રભુ૦ ૩

શીતળ યોનીયે ઉપજે, રહેવુ વળી તે ઠામોજી,
જંતુ પ્રમાણુ રૂધિરના, કીચ કહ્યા બહુ તામોજી પ્રભુ૦ ૪

તવ મન માહિ ચિંતવે, જઇએ કિણિ દિશિ નાસોજી,
પરવશ પડીયો પ્રાણીઓ, કરતો કોડિ વિખાસોજી પ્રભુ૦ ૫

ચંદ્ર નહી સુરજ નહી, ઘોર ઘટા અંધારોજી,
સ્થાનક અતિ અસુહામણો, ફરસ જિશો ખુર ધારોજી પ્રભુ૦ ૬

નવો નરકમા ઉપજે, જાણે અસુર નિવારોજી,
કોપ કરી આવે તિહા, હાથે ધરી હથિયારો પ્રભુ૦ ૭

કરે કાતરણી દેહની, કરતા ખંડોખંડજી,
રીવ કરે તિહા કણે બહુ, પામે દુ ખ પ્રચંડજી પ્રભુ૦ ૮

---

ઢાળ ૨ જી.

( વૈરાગી થયો એ દેશી )

ભાજે કાયા ભાજતો રે, મારે ફેચા રે માય,
ઉંધે માથે અગનિ રીયે રે, ઉંચા બાંધે પાયો રે,
જિનજી સાભળો, કડુઆ કર્મ વિપાકો રે,
પ્રભુજી માભળો એ આકણી ૧

આવે વૈતરણી તટે રે, જળમા નાખે રે પાસ,
કરીએ કુહાડે તરૂ પરે રે છેદે અધિક ઉલ્લાસો રે જિ૦ ૨

ઉંચો જોજન પાંચશે રે, ઉછાળે આકાશ;
શ્વાન રૂપે કરડે તિહાં રે, મૃગ જિમ પાડે પાસો રે. જિન૦ ૩

પંદરે ભેદે સુર મળી રે, કરવત દિયે રે કપાળ;
આરોપે શૂળી શિરે રે, ભાંજે જિમ તરૂડાળો રે. જિ૦ ૪

બોળે તાતા તેલમાં રે, તળી કરી કાઢે રે તામ;
વળી ભોભરમાં ખેપવે રે, વિરૂઆ તાસ વિરામો રે. જિ૦ ૫

ખાલ ઉતારે તેહની રે, અભક્ષ સદાયે આહાર;
બહુ અરડાટો પાડતાં રે, તનું વીચ ઘાલે ખારો રે. જિ૦ ૬

ઢાળ ૩ જી.

તાપ કહી તિહાં ભુમિકારે, વન સુ શીતળ જાણ,
આવી બેસે તરૂવર છાંયરે, પડતાં ભાંજે પ્રાણ;
ચતુર મત રાચ જોરે. એ આંકણી

વિરૂઆ વિષય વિલાસ, સુખ થોડાં દુઃખ ઘણાં જેહથીરે;
લહીએ નરક નિવાસ. ચતુર૦૨

કુંભીમાં પાક કરે તસ દેહનોરે, તિલ જિણ ઘાણી માય;
પીલી પીલી રસ કાઢે તેહનોરે, મહેર ન આવે ત્યાંય. ચતુર૦૩

નાઠા જાણે ત્રીજી નરક લગેરે, મન ધરતાં ભય ભ્રાંત;
પુંઠે પરમા ધામી સુર પુલેરે, જેહવા કાળ કૃતાંત. ચતુર૦૪

દાંત વિચે દિયે દશ આંગળીરે, ફરી ફરી લાગે પાય;
વેદન સહેતાં કાળ ગયો ઘણોરે, હવે મુજ સહ્યો ન જાય. ચ૦૫

જ્યાં જાય ત્યાં ઉઠે મારવારે, કોઇ ન પૂછે સાર;
દુઃખ ભરવોરે સોર કરે ઘણોરે, નિપટ હૈયે નિરધાર. ચ૦૬

ઢાળ ૪ થી.

( રે જીવ જિન ધર્મ કીજીએ એ દેશી )

પરમા ધામી સુર કહે, સાભળો તુમે ભાઇ,
કહો શો દોષ અમારડો, નિજ દેખો કમાઇ પરમા૦૧ એ આકણી

પાપ તુમે કીધા ઘણું, બહુ જીવ વિણાશા,
પીડ ન જાણી પરતણી, કુડા મુખ ભાખા પરમા૦ ૨

ચોરી લાવ્યા ધન પારકા, સેવી પર નારી,
આરભ કીધા અતિઘણા, પરીગ્રહ ન વિચારી પરમા૦ ૩

માતપિતા ગુરૂ ઓળખ્યા, કીધો ક્રોધ અપાર,
માન માયા લોભ મન ધર્યો, મહિહીનગમાર પરમા૦ ૪

નિશિ ભોજન કીધા ઘણા, બહુ જીવ દિયા માર,
ભક્ષાભક્ષ ઘણા ભાખ્યા, પાતકનો નહી પાર પરમા૦ ૫

ઢાળ ૫ મી

એમ કહી સુરવેદનાએ, વૈર ઉદીરે ત્યાહિ તો,
શિલા કટાળા વજ્ર તણાએ, તિહા પછાડે સાહિતો ૧

સયળ વદન કીડા ભરેએ, જીભ કરે શત ખડતો,
એ ફળ નિશિ ભોજન તણા એ, જાણો પાપ અખડ તો ૨

તરસ વશે તરઓ તાતો, મુખમા રેડે તામતો,
અગની વરણી પુતળીએ, સ્પર્શ કરાવે જામતો ૩

ઉનુ ને અતિ આકરૂ એ, આણે તાતુ નીરતો,
તે ઘાલે તસ આખમા એ, કાનમા ભરેય કથીર તો ૪

કાળો અધિક બીહામણો એ, હુંડક જે સંસ્થાન તો;
દીશે દીન દયામણો એ, વળી એ સંહારે પ્રાણ તો. ૫

ઢાળ ૬ ઠી.

ઇણિ પરે બહુ વેદન સહી, ચિત્ત ચેતો રે વસતાં નરક મઝારરે;
ચતુર ચિત્ત ચેતો રે, જ્ઞાનવિણ જાણે નહિ ચિ. કહેતાં ન આવે પાર. ચ૦૧

દશ દૃષ્ટાંતે દોહેલો, ચિત્ત૦ લાધ્યો નર ભવ સાર;
પામી એળે મહારજો, ચિત્ત૦ કરજો એહ વિચાર. ચતુર૦૨

સૂધો સંયમ આદરો, ચિ. ટાળો વિષય વિકાર; ચ૦
પાંચે ઇંદ્રિય વશ કરો, ચિત૦ જિમ હાથે છુટક બાર. ચિત્ત૦૩

નિદ્રા વિકથા પરિહરો, ચિ. આરાધો જિન ધર્મ; ચ૦
સમકિત રત્ન હૈયે ધર્યો, ચિત્ત૦ ભાંજે મિથ્યા ભર્મ. ચતુર૦૪

વીર જીણંદ પસાઉલે, ચિ. અહિપુર નગર મઝાર; ચ૦
સ્તવન રચ્યું રળિયામણું, ચિત્ત૦ પરમ કૃપાલ ઉદાર. ચતુર૦૫

---

## ૮૧ અઇમુત્તાની સજ્ઝાય.

વીર જિણંદ વાંદીને ગૌતમ, ગૌચરિયે સંચરિયા,
પોલાસપુર નગરીમાં મુનિવર, ઘરઘર આંગણ ફરિયા;
આઘા આમ પધારો પૂજ્ય, અમઘર વહોરણ વેળા. એ આંકણી૦ ૧

ઇણે અવસરે અઇમુત્તે રમતાં, મન ગમતા મુનિ દીઠા;
કંચનવરણી કાયા દેખી, મનમાં લાગ્યાં મીઠાં. આઘા૦ ૨

બોલે કુમર અમિરસ વાણી એહ, કહો અભિરામે;
ખરે બપોરે પાય અણવાણે, ભમવું તે કિણ કામે. આઘા૦ ૩

સાભળ રાજકુમાર સોભાગી, શુદ્ધ ગવેષણા કીજે,
નિર્દુષણ ને નિરતિચારી, ભાવે ભીક્ષા લીજે. આધા૦ ૪

આવો આજ અમારે મંદિર, કહેશો તે વિધ કરશુ,
જે જોઈએ તે જુગતિ કરીને, ભાવે ભિક્ષા ધરશુ આધા૦ ૫

એમ કહી ઘર તેડી ચાલ્યા, આવ્યા મન આણંદે,
અઈમુત્તા શુ ગૌતમ દેખી, શ્રી શ્રીરપય વંદે આધા૦ ૬

આજ અમારે રત્ન ચિંતામણિ, મેહુ અમીરસ વુઠ્યા,
કે અમ આગળ સુરતરૂ ફળીયા, અમપર ગૌતમ તુઠ્યા આધા૦ ૭

રે બાલુડા બહુ બુદ્ધિવંતા, ગૌતમ ગણધર આવ્યા,
થાળ ભરી મીઠા મોદક, ભાવ સહિત વહોરાવ્યા આધા૦ ૮

પછી પ્રણમી અઈમુત્તો પૂછે, કિહાં વસો કીરપાળ,
વીર સમીપે વસીયે સુણીને, સાથે ચાલ્યા સુકુમાર. આધા૦ ૯

કુમર કહે એહ ભાજન આપો, ભાર ઘણો તુમ પાસે,
ગૌતમ કહે અમે એહને દઈએ, ચારિત્ર લે પ્રભુ પાસે આધા૦ ૧૦

ચારિત્ર લેઈશ હુ પ્રભુ પાસે, ઝોળી દીયો મુજ હાથે,
ગૌતમ પુછે અનુમતિ કેહની, માયે મોકલ્યા અમ સાથે આધા૦ ૧૧

વીર વાદી જિન વાણી સુણીને, આવ્યા ઘર ઉલ્લાસે,
અનુમતિ આપો માતા મુજને, દીક્ષા લઉ પ્રભુ પાસે આધા૦ ૧૨

શ્રી દેવી કહે સુણ નાનડિયા, સંયમની શીવાતો,
શું જાણે તુ બાળપણામા, આગમના અવદાતો આધા૦ ૧૩

વિનય કરીને માત પિતાને, કહે કુમર કુળ ભાણ,
જે જાણ તે હુ નવી જાણુ, નવી જાણ તે જાણુ આધા૦ ૧૪

એક દિવસનું રાજ્ય કરીને, માય મનોરથ પૂરે;
સંયમ લીધો વીરજિન પાસે, દુર્ગતિ કરવા દૂરે. આધા૦ ૧૫

સ્થવિર સાથે ઠંડીલે પહોત્યા, નીર વહંતો દીઠો;
પાળ બાંધીને પડગો મ્હેલ્યો, કૌતુક લાગ્યો મીઠો. આધા૦ ૧૬

ન્હાનું સરોવર ન્હાનું ભાજન, નાવ કર્યું અઇમુત્તે;
રઢિયાળી રમત દેખીને, બાળ ક્રિડા કરી રમતે. આધા૦ ૧૭

મધુરે વચને મુનિવર બોલ્યા, નાવા તરતી જોઈ;
રમત દેખી ઋષિસર બોલે, હિંસા જીવની હોઈ. આધા૦ ૧૮

બોલાવી કહે મુનિ બાળકને, એ આપણ નવી કીજે;
છકાય જીવ વિરાધના કરતાં, દુર્ગતિનાં ફળ લીજે. આધા૦ ૧૯

લાજ ઘણી મનમાંહે ઉપની, સમવસરણ ખિચ આયા;
ઇરિયાવહિને તિહાં પડિક્મતાં, ધ્યાનશુકલ મન ધ્યાયા. આધા૦ ૨૦

સ્થવિર જઇ ભગવંતને પુછે, ભવ કેટલા હવે કરસે;
ચરમ શરીરી છે અઇમુત્તો, ઇણ ભવ મુગતિ વરશે. આધા૦ ૨૧

પંચ આચાર શુદ્ધમને પાળી, અંગ અગીઆર મુખ કીધાં;
ગુણ રત્ન સંવચ્છર તપ કીધો, અંતગડ કેવળી સિધ્ધા. આધા૦ ૨૨

અંતગડ ભગવતિ મધ્યે, એહ કહ્યો અધિકાર;
રત્નસાગર કહે એહ મુનિ વંદુ, અઇમુત્તો અણગાર. આધા૦ ૨૩

---

## ૮૨ શ્રી પાંચ પાંડવની સજ્ઝાય.

હસ્તિનાપુર વર ભલું, જિહાં પાંડુરાજા સારરે;
તસ ઘરણી કુંતા સતી, વળી માહેંદ્રી બીજી નાર રે. વળી૦
પાંડવ પાંચે વાંદતામનમોહે મનમોહે રે, મોહન વેલી, ત્રિજગતમાંહે
દીપતા અતિ સોહેરે૦ ૧

પાચ પાડવ કુતા તણા, તેમા જગત વિખ્યાત હોયરે,
પચ સહોદર સારિખા, નળકુબેર સરિખા હોયરે નળ૦ પા૦ ૨

એક દિન સ્થવિર પધારિયા, પાચ બાધવ વાદવા જાયરે,
દેશના સુણી મન ગહગહ્યા, ભાઇ સમજ જાય છે આયરે ભા૦ પા૦ ૩

જિનવર ચક્રવર્તિ જેહવા, સ્થિર ન રહ્યા કોઇ દેવ ભૂપરે,
તન ધન જોબન કારમા, સસારનુ વિષમ સ્વરૂપરે સ૦ પા૦ ૪

સસાર માહે પલેવડુ લાગ્યુ, તે કેમ ઓલાય રે,
જિનવર વાણી સીંચતા, આપણા ભવભવના દુ ખ જાયરે આ૦ પા૦ ૫

પાડવ પાચે વિચારિયુ, આપણ લેશુ સયમ ભારરે,
પુત્રને રાજ્ય સોપી કરી, દ્રૌપદીશુ કરે વિચાર રે દ્રૌ૦ પા૦ ૬

દ્રૌપદી વળતુ એમ કહે, એમ મેલશુ સસારનો પાસ રે,
કથ વિના શી કામિની, મુજ ભલો નહી ઘર વાસરે મુ૦ પા૦ ૭

પાચે આવી ગુરૂને કહે, અમે લેશુ સયમ ભાર રે,
માનવ ભવ અતિ દોહિલો, અમે પાળવો સયમ સાર રે અ૦ પા૦ ૮

ગુરૂ કહે પાડવ સુણો, તમે રાજપુત્ર સુકુમાર રે,
ચરિત્ર પવ અતિ દોહિલો, તમે કેમ સહેશો ભૂપાળ રે. ત૦ પા૦ ૯

ઘર ઘર ભિક્ષા માગવી, વળી હીંડવુ ઘર ઘર બાર રે,
પાયઅણુવાણે ચાલવુ, વળી ચાલવુ ખાડાની ધાર રે. વ૦ પા૦ ૧૦

સયમ મારગ આદરી, ઋષિ પાળે નિરતિચાર રે;
દોષ બેતાળીશ ટાળતા, સાધુ લે છે શુદ્ધ આહાર રે સા૦ પા૦ ૧૧

તપ તપે અતિ આકરા, માસખમણ મન રગ રે;
ભિક્ષા લહે ને નિત પારિયે, અભિગ્રહ કરિયો મન સગ રે. અ૦ પા૦ ૧૨

હસ્તિશીર્ષ પુર પધારીયા, પારણાનો દિવસ તે જાણ રે;
નગરમાં કરતાં ગોચરી, સુણ્યું નેમિતણું નિર્વાણ રે. સુ૦ પાં૦ ૧૩

આહાર વહોર્યો તે લઇ વળ્યા, આવ્યા નિજ ગુરૂની પાસ રે;
ગુરૂને કહે અમે સાંભળ્યું, નેમી પહોંત્યા શિવપુર વાસ રે. ને૦ પાં૦ ૧૪

અમ મનોરથ મનમાં રહ્યા, નવિ પહોંત્યા ગઢ ગિરનારરે;
આહાર લેવો જુગતો નહિ, અમને અણસણ સારરે. અ૦ પાં૦ ૧૫

માસ ખમણનું પારણું, નવિ કીધું મુનિવર કોઇરે;
આહાર પરઠવ્યો કુંભશાળીએ, પાંચે ચઢ્યા વિમળગિરિ હોયરે.
પાં૦ પાં૦ ૧૬

તિહાં જઈ અણસણ અનસર્યું, પાદોપગમન સારરે;
શિલા ઉપર સંથારડો, ઋષિ પોઢ્યા જિમ વૃક્ષડાળરે. ઋ૦ પાં૦ ૧૭

દોય માસની સંલેષણા, અંતે પામ્યા કેવળ સારરે;
પાંડવ પાંચ મુગતે ગયા, તવ હુવો જયજયકારરે. ત૦ પાં૦ ૧૮

શ્રીહીરવિજય સૂરિ રાજીઓ, તપગચ્છ ઉદ્યોતકારરે;
કરજોડી કવિયણ ભણે, મુજ આવાગમન નિવારરે. મુ૦ પાં૦ ૧૯

---

## ૮૩ શ્રી માનનો શલોકો.

ક્રોધનો ભાઇ માનસંગ મ્હોટો, મહાજબ્બર ગુણ છે ખોટો;
માનના લીધા વડે ભુપાળ, કંઇક જીવનો આણે તે કાળ. ૧

માને તે ખરચે દ્રવ્ય અપાર, માને તે કરે ખાલી ભંડાર;
માનના લીધા ઝટકા તે ખાય, માનના લીધા નરકમાં જાય. ૨

માને થયો તે દુર્યોધન દુઃખી, માને કોઇ તે થયો ન સુખી;
માને તે ખરચે દ્રવ્યની મુઠ, થાય હાથીને વધારે સૂંઢ. ૩

અનતાનુબંધી માનનો બધ, પાષાણ કેરો કરીએ તે થભ,
અપચ્ચખાણી માનનુ રૂપ, લાકડાના થભ તણ સરૂપ ૪

પચ્ચખાણી તે માનનો ભેદ, કાષ્ટનો થાભો નિશ્ચે તે વેદ,
સજ્જલનું માન શેલી સરૂપ, ભગવત એમ વાણી પ્રરૂપ ૫

માનના લીધા મોહવશ પડીયા, ચોવીશ દડકમા તે રડવડીયા,
માને જુઓને લકાનો પતી, ગમની નારી સીતા મતી ૬

રામાયણમાહી જુઓને સાખ, લકા બાળીને કીધી રાખ,
માન હુવે ત્યા વિનય ન આવે, વિનય વિણ દયા હૈયેથી જાયે ૭

---

## ૮૪ શ્રી નંદાસતીની સજ્ઝાય.

બેના તટ નયરે વસે, વ્યહારી વડમામરે,
શેઠ ધનાવહ નદની, નદા ગુણમણી ધામરે,
સમકિત શીળ ભુષણ ધરો ૧

જીમ લહો અવિચળ લીલરે, સહજ મળે શીવ સુદરી,
કચ્ચિ કટાક્ષ કલ્લોલરે, સમકિત શીળ ભુષણ ધરો. ૨

પ્રસેનજિત નરપતિ તણો, નદન શ્રેણિક નામરે,
કુમર તિહા આવીયો, તે પરણી ભલે મામરે સમકિત૦ ૩

પચ વિષય સુખ ભોગવે, શ્રેણિકશુ તે નારરે,
અગજ તાસ સોહામણો, નામે અભય કુમારરે સમકિત૦ ૪

અનુક્રમે શ્રેણિક નૃપ થયા, રાજગૃહિ પુરી કેરરે,
અભયકુમાર આવી મલ્યા, તે સબધ ઘણેરરે સમકિત૦ ૫

ચઉ વિહ બુદ્ધિતણા ધણી, રાજ્ય ધુરધર જાણીરે,
પણ તેણે રાજ્ય ન આદર્યુ, નિસુણી વીરની વાણીરે સમકિત૦ ૬

બુદ્ધિબળે આજ્ઞા ગ્રહી, ચેલણાને અવદાતરે;
કહે શ્રેણિક જા ઈહાં થકી, એહની તે ઘણી વાતરે. સમકિત૦ ૭
નંદા માતા સાથશું, લીધો સંયમ ભારરે;
વિજય વિમાને ઉપન્યા, કરશે એક અવતારરે. સમકિત૦ ૮
શ્રેણિક કુણિકને થયા, વેર તણાં અનુબંધરે;
તે સવિ અભય સંયમ પછી, તે સવિકર્મ સંબંધરે. સમકિત૦ ૯
જ્ઞાનવિમળ પ્રભુ વીરજી, આણ ધરે જે શિષ્યરે;
તે નિત્ય નિત્ય લીલા લહે, જાગતી જાસ જગીસરે. સમકિત૦ ૧૦

---

## ૮૫ દશ ચંદરવાની સજઝાય.

( દેશી ચોપાઈ. ઢાળ ૧ લી. )

સમરી સિદ્ધ અનંત મહંત, કેવલ જ્ઞાની સિદ્ધિ વર્ત્તંત;
ચંદરવા ઘરમાં દશ ઠામ, તેણ તણાં કહું સુણજો નામ. ॥ ૧ ॥
૧ ૨ ૩ ૪ ૫
ભોજન પાન પીષણ ખાંડણે, શય્યા સંઝેરે અન્ન તણે;
૬ ૭ ૮ ૯
દેરાસર સામાયિક જાણ, છાશ દહિં વિદ્યાદિક ઠામ. ॥ ૨ ॥
૧૦
ચુલા ઉપર ચતુર સુજાણ, ચંદરવા બાંધો ગુણખાણ;
તેહ તણાં ફલ સુણજો સહૂ, શાસ્ત્રાંતરથી જાણી કહું. ॥ ૩ ॥
જંબુદ્વીપ ભરત મંડણો, શ્રીપુરનગર દુરિત ખંડણો;
રાજ કરે શ્રી જિન મહારાજ, તસ નંદન કુષ્ટિ દેવરાજ. ॥ ૪ ॥
ત્રિક ચોક ચાચરને ચોતરે, પડહ બજાવી એમ ઉચ્ચરે;
કોઢ ગમાવે નૃપ સુત તણો, અર્ધરાજ દેઉં તસ આપણો. ॥ ૫ ॥
જસોદિત્ય વ્યવહારી તણી, એણી પરે કુંવરી સબલી ભણી;
( લક્ષ્મીવંતી નામ છે. )
પડહ છબી તેણે ટાલ્યો રોગ, પરણ્યાં તે બહુ વિલસે ભોગ. ॥ ૬ ॥

અભિનંદન નંદનને રાજ, આપી દિક્ષા લહે જિનરાજ,
દેવરાજ હુઆ મહારાજ, અન્ય દિવસ આવ્યા મુનિરાજ ॥૭॥

સુણી વાત વંદન સંચર્યો, હય ગય રથ પાયક પરવર્યો
અભિગમ પંચે તિહાં અનુસરી, નૃપ બેઠો શ્રુત વંદન કરી ॥ ૮ ॥

સુણી દેશના પુછે વાત, વિલસી સાત વરસ જે વ્યાપ,
કિમ કુંવરી કર ફરસે ટળી, કિમ કરપીડ ન એહશું વલી ॥ ૯ ॥

જ્ઞાની ગુરૂ કહે સુણતું ભૂપ, પૂરવ ભવનો એહ સ્વરૂપ,
મિથ્યામતિ વાસિત પ્રાણીયો, દેવદત્ત નામે વાણીયો ॥ ૧૦ ॥

મહેશ્વરી નંદન તસ સુત ચ્યાર, લઘુ બંધવ તું તેહ મઝાર,
કુડકપટ કરી પરણી હુઆ, મૃગ સુંદરી શ્રાવકની ધુઆ ॥ ૧૧ ॥

લઘુવયથી તેણીને નિયમ, જિનવંદન વિણુ નવિ ભુંજીમ,
શુભ ગુરૂને વળી દેઇ દાન, રાત્રિભોજનનું પચ્ચખ્ખાણુ ॥ ૧૨ ॥

પરણીને ઘરે તેડી વહુ, રાત્રે જમવા બેઠા સહુ,
મૂળા મોઘરી ને વંતાક, ઈત્યાદિક તિહાં પીરસ્યા શાક ॥ ૧૩ ॥

કેડે વહુ જમવા પાતમા, તે કહે હૂં ન જમું જિહાં લગે આતમા,
સસરો કહે તું પડ ફંદમા, મત વાદો જિનવર મહાતમા ॥ ૧૪ ॥

ત્રણ દિવસ કીધા ઉપવાસ, ચોથે દિન ગઈ મુનિવર પાસ,
વાદી કહે નિશિ ભોજન તણું, કિમ જિન ચરણકમલને ભજું,
કિણીપરે દઉં મુનિવરને દાન, મિથ્યામતિ ઘરમાં અસમાન ॥૧૫॥

---

## ૮૬ જ્ઞાન વિમલજી કૃત ચરણ કરણ સિત્તરી સજ્ઝાય.

પંચ મહાવ્રત દશવિધ યતિધર્મ, સત્તર ભેદે સંયમ પાલેજી,
વૈયાવચ્ચ દશ નવવિધ બ્રહ્મ, વાડ ભલી અજુઆલેજી,
ભવિજન ભાવે મુનિ ગુણ ગાવો ॥ ૧ ॥

જ્ઞાનાદિક ત્રય બારે ભેદે, તપ કરે જે અનિયાણોજી;
ક્રોધાદિ ચારેનો નિગ્રહ, એ ચરણ સિત્તરી જાણોજી.
ભવિ૦ ॥ ૨ ॥

ચઉવિહ પિંડ વસતિ વસ્ત્ર પાત્ર, નિર્દૂષણ જે લેવેજી;
સમિતિ પાંચ વલી પડિમા બારે, ભાવના બારે સેવેજી.
ભવિ૦ ॥ ૩ ॥

પચવીશ પડિલેહણ પણેંદ્રિય, વિષય કષાયજી વારેજી;
ત્રણ ગુપ્તિને ચ્યાર અભિગ્રહ, દ્રવ્યાદિક સંભારેજી.
ભવિ૦ ॥ ૪ ॥

કરણ સિત્તરી એહવી ધારી, ગુણ અનંત વલી સેવેજી;
સંજમી સાધુ તેહને કહીયેં, બીજા સવિનામ ધરાવેજી.
ભવિ૦ ॥ ૫ ॥

એ ગુણ વિણ પ્રવ્રજ્યા બોલિ, આજીવિકાને તોલેજી;
તે ષટ્કાય અસંજમી જાણો, ધર્મદાસ ગણી બોલેજી;
ભવિ૦ ॥ ૬ ॥

જ્ઞાન વિમલ ગુરૂઆણા ધારી, સંયમ શુદ્ધ આરાધોજી;
જેમ અનોપમ શિવસુખ સાધો, જગમાં કીર્તિ વાધોજી.
ભવિ૦ ॥ ૭ ॥

---

## ૮૭ અસજાય વારકનો સજઝાય.

પવયણ દેવી સમરી માત, કહિશું મધુરી શાસન વાત;
ધર્મ આશાતન વર્જી કરો, પુણ્ય ખજાનો પોતે ભરો. ॥ ૧ ॥

આશાતન કહિયેં મિથ્યાત્વ, તસ વર્જન સમકિત અવદાત;
આશાતન કરવા મન કરે, દીર્ઘ ભવદુ:ખ પોતે વરે. ॥ ૨ ॥

અપવિત્રતા આશાતન મૂલ, તેહનુ ઘર ઋતુવતી પ્રતિકૂલ,
તે ઋતુવતિ રાખો દૂર, જો તુમે વાછો સુખ ભરપૂર ॥ ૩ ॥

દર્શન પૂજા અનુક્રમે ઘટે, ચારે સાતે દિવસ મટે,
પરશાસન પણ એમ સદ્દહે, ચારે શુદ્ધ હોયે-તે કહે ॥ ૪ ॥

પહેલે દિન ચડાલણી કહી, બીજે દિન બ્રહ્મઘાતીની સહિ,
ત્રીજે દિન ધોબણ સમજાણ, ચોથે શુદ્ધ હોયે ગુણ ખાણ ॥ ૫ ॥

ઋતુવતી કરે ઘરનુ કામ, ખાડણ પીસણ ગધણ ઠામ,
તે અન્ને પ્રતિલાભ્યા મુણી, સદ્દગતિ સઘળી પોતે હણી ॥ ૬ ॥

તેહજ અન્ન ભર્ત્તાદિક જીમે, તેણે પાપે ધન દૂરે ગમે,
અન્નસ્વાદ ન હોયે લવલેશ, શુભકરણી જાયે પરદેશ ॥ ૭ ॥

પાપડ વડી કેરાદિક સ્વાદ, ઋતુવતિ સગતિથી લાદ,
લુંટણ ભુડળને આપણી, પરભવે તે થાયે પાપણી ॥ ૮ ॥

ઋતુવતી ઘરે પાણી ભરે, તે પાણી દેહરાસરે ચડે,
બોધબિજ નવિ પામે કિમે, આશાતનથી બહુભવ ભમે ॥ ૯ ॥

અસઝાઈમાં જમવા ધસે, વિચે બેસીને મનમા હસે,
પોતે મવે અભડાવી જીમે, તેણે પાપે દુર્ગતિ દુખ ખમે ॥૧૦॥

સામાયિક પડિક્કમણ ધ્યાન, અસઝાઈએ નવિ સુઝે દાન,
અમઝાઈએ જો પુરૂષ આભડે, તેણે કર્મે રોગાદિક નડે ॥૧૧॥

ઋતુવતી એક જિનવર નમી, તેણે કર્મે તે બહુ ભવ ભમી,
ચડાલણી થઈ તે વલી, જીન આશાતન તેહને ફલી ॥ ૧૨ ॥

એમ જાણી ચોકખાઈ ભજો, અવિધિ આશાતન દૂરે તજો,
જીનશાસન ક્રિયા અનુસરો, જીમ ભવસાયર હેલા તરો ॥૧૩॥

શ્રદ્ધાલુ સેવા વિધિ સાર, અનુષ્ઠાન નિજ શકિત અપાર;
દ્રવ્યાદિક દૂષણ પરિહરો, પક્ષપાત પણ તેહનો કરો. ॥ ૧૪ ॥

ધન્ય પુરૂષને હોય વિધિ જોગ, વિધિ પક્ષારાધક સવિ ભોગ;
વિધિ બહુમાની ધન્ય જે નરા, તેમ વિધિપક્ષ અદૂષક ખરા. ॥૧૫॥

આસન્ન સિદ્ધિ તે હોવે જીવ, વિધિ પરિણામી હોયે તસપીવ,
અવિધિ આશાતના જે પરિહરે, ન્યાયે શિવલચ્છી તસ વરે. ॥૧૬॥

---

## ૮૮ હોકાની સજઝાય.

( ઇડર આંબા આંબલી રે. એ દેશી. )

હોકો રે હોકો શું કરોરે, હોકો તે નરકનું ઠામ;
જીવ હણાયે અતિ ઘણારે, વાયુકાય અભિરામ,
ભવિકજન મૂકો હોકાની ટેવ, સુખ પામો સ્વયમેવ;
ભવિકજન મૂકો૦ ॥ ૧ ॥

જ્યાં લગે હોકો પીજીયે રે, તિહાં લગે જીવ વિનાશ;
પાપ બંધાયે આકરાં રે, દયાતણિ નહિ આશ. ભવિક૦ ॥ ૨ ॥

જે પ્રાણી હોકો પીએ રે, તે પામે રે બહુ દુઃખ;
એમ જાણીને પરિહરો રે, પામો બહુલું સુખ. ભવિક૦ ॥ ૩ ॥

ગજ લગે ધરતી બલે રે, જીવ હણાયે અનંત;
જે નર હોકો મેલશે રે, તસ મળશે ભગવંત. ભવિક૦ ॥ ૪ ॥

દાવાનલ ઘણા પરજલે રે, હોકાનાં ફલ એહ;
નરકે જાશે બાપડા રે, ધર્મ ન પામે તેહ. ભવિક૦ ॥ ૫ ॥

એકેંદ્રિ બે ઇંદ્રિમાં રે, ફિરે અનંતી વાર;
છેદન ભેદન તાડના રે, તિહાં લહે દુઃખ અપાર. ભવિક૦ ॥૬॥

વ્યમની જે હોકા તણા રે, તલપ લાગે જબ આય,
વનમા વૃક્ષ છેદ કરી રે, અગ્નિ પ્રજ્વલિત કરાય ભવિક૦ ॥૭॥

તિહા ષટ્કાયના જીવની રે, હિંસા નિરતર થાય,
હોકાનુ જલ જીહા ઢોલીયે રે, તિહા બહુ જીવ હણાય ભવિક૦ ॥૮॥

પોતે પાપ પૂરણ કરે રે, અન્યને દે ઉપદેશ,
વળી અનુમોદન પણ કરે રે, ત્રિકરણે થાયે ઉદ્દેશ ભવિક૦ ॥૯॥

મુખ ગધાયે પીનારનુ રે, બેસી ન શકે કોઈ પાસ,
જગમા પણ રૂડુ નહિ રે, પુન્યતણો થાયે નાશ ભવિ૦ ॥૧૦॥

સવત અઢાર બહોતરે રે, ઉજ્વલ શ્રાવણ માસ,
વાર બ્રૃહસ્પાત શોભતો રે, પૂનમદિન શુભ ખાસ ભવિ૦ ॥૧૧॥

તપગચ્છ મડન સેહરો રે, દાનરત્ન સૂરિરાય,
મલુકરત્ન શિષ્ય શોભતા રે, આનદ હરખ ન માય ભવિ૦ ॥૧૨॥

પરચા પૂરણ ગિરૂઆ ઘણી રે, શિવરત્ન તસુ શિષ્ય,
હોકાના ફલ એમ કહ્યા રે, ખુશાલરત્ન સુજગીશ ભવિ૦ ॥૧૩॥

---

## ૮૯ શ્રી ધન્નાજીની સજ્ઝાય.

શીયાળામા શિત ઘણીરે ધન્ના ઉનાલે લુંઆલ ચોમાસે જલ વાદળા રે,
ધન્ના એ દુખ સહ્યુ ન જાય, હુ તો વારીરે ધનજી આજ
નહિ સો કાલ ॥ ૧ ॥

વનમે તો રહેવુ એકલુ રે ધન્ના, કોણ કરે તારી સાર,
ભુખ પરિસહ દોહિલો રે ધન્ના, મત કર એસી વાત રે હો ધનજી,
મતલીયો સયમ ભાર ॥ ૨ ॥

વનમેં તો મૃગ એકલો રે માતા, કોણ કરે ઉનકી સાર;
કરણી તો જેસી આપકી રે માતા, કોણ બેટો કુણ બાપ રે,
હો જનની હું લેહું સંયમ ભાર. ॥ મ૦ ॥ ૩ ॥

પંચ મહાવ્રત કો પાલવો રે ધન્ના, પામે મેરૂ સમાન;
બાવીશ પરિસહ જીતવા રે ધન્ના, સંયમ ખાંડાકી ધાર રે.
હો ધનજી ॥ મ૦ ॥ ૪ ॥

નીર વિનાની નદી કીસી રે ધન્ના, ચંદ વિના કેસી રાત;
પિયુ વિના કેસી કામિની રે ધન્ના, વદન કમલ વિલખાય રે.
હો ધનજી ॥ મ૦ ॥ ૫ ॥

દીપક વિના મંદિર કિસ્યાં રે ધન્ના, કાન વિના કેસો રાગ;
નયણ વિના કિસ્યું નિરખવું રે ધન્ના, પુત્ર વિના પરિવાર રે.
હો ધનજી ॥ મ૦ ॥ ૬ ॥

તું મુઝ અંધા લાકડી રે ધન્ના, સો કોઈ ટેકો રે હોય;
જો કોઈ લાકડી તોડશે રે ધન્ના, અંધો હોશે ખુવાર રે.
હો ધનજી ॥ મ૦ ॥ ૭ ॥

રત્ન જડિત કો પિંજરો રે માતા, તે સૂડો જાણે બંધ;
કામ ભોગ સંસારના રે માતા, જ્ઞાનીને મન ફંદરે જનની હું.
લેહું સંયમ ભાર. ॥ મ૦ ॥ ૮ ॥

આયું તો કંચન ભયો રે ધન્ના, રાઇ પરબત જેમ સાર;
મગર પચ્ચીશી અસતરી રે ધન્ના, નહિં સંયમ કી વાત રે.
હો ધનજી ॥ મ૦ ॥ ૯ ॥

નિત્ય ઉઠી ઘોડલો ફીરતો રે ધન્ના, નિત્ય ઉઠી બાગમેં જાય;
એસી ખુબી પરમાણેં રે ધન્ના, ચમર ઢુલાયાં જાય રે.
હો ધનજી ॥ મ૦ ॥ ૧૦ ॥

ચોડી પાલખીયે પોઢતો રે ધન્ના, નિત્ય નઈ ખુબી માણ,
એતો બત્રીશ કામિની રે ધન્ના, ઉભી કરે અરદાસ રે
હો ધનજી ॥ મ૦ ॥ ૧૧ ॥

નાર્ય સકાગ હુ ગયો રે માતા, કાને આયો રાગ,
મુનીશ્વરની વાણી સુણી રે માતા, આ સસાર અસાર રે હુ લેશુ
હો ધનજી ॥ મ૦ ॥ ૧૨ ॥

હાથ મે લેનો પાતરો રે ધન્ના, ઘેર ઘેર માગવી ભીખ,
કોઈ ગાલજ દેઈ કાઢશે રે ધન્ના, કોઈ દેવેગે શીખ રે
હો ધનજી ॥ મ૦ ॥ ૧૩ ॥

તજ દિયા મદિર માલીયા રે માતા, તજ દિયો સબ સસાર,
તજ દીની ઘરકી નારીયો રે માતા, છોડ ચલ્યો પરિવાર રે
હો જનનિ દાહુ લેશુ ॥ મ૦ ॥ ૧૪ ॥

જૂઠા તો મદિર માલિયા રે માતા, જૂઠો તે સબ સસાર,
જીવતા ચુટે ડાલજૂ રે માતા, મુવા નરક લેઈ જાય રે
હો જનનિ હુ લેશુ ॥ ૧૫ ॥

રાત્રિ ભોજન છોડ દે હો ધન્ના, પરનારી પચ્ચકખાણ,
પરધન શુ દ્દગ રહો રે ધન્ના, એહજ સયમ ભાર રે
હો ધનજી ॥ મ૦ ॥ ૧૬ ॥

માત પિતા વરજે નહિ રે ધન્ના, મત કર એસી વાત,
એહ બત્રીશે કામિની રે ધન્ના, એમા દેગી શાપ રે
હો ધનજી ॥ મ૦ ॥ ૧૭ ॥

કર્મતણા દુ ખ મે સહ્યા રે માતા, કોઇ ન જાણે ભેદ,
રાગ દ્વેષકે પૂછડેરે માતા, વાધ વૈર વિરોધરે હો
જનનિ હુ લેશુ૦ ॥ ૧૮ ॥

સાધુપણા મેં સુખ ઘણાં રે માતા, નહિ દુઃખ રો લવ લેશ.
મલશે સોઇ ખાવ શું રે માતા, સોઇ સાધુ ઉદ્દેશ રે હો.
જનનિ હું લે શું ॥ ૧૯ ॥

એકલો ઉઠી જાયશે રે માતા, કોઇ ન રાખણ હાર;
એક જીવકે કારણે રે માતા, કયું કરે એ તો વિલપ રે હો.
જનનિ હું લેશું૦ ॥ ૨૦ ॥

ન કોઇ ધન્નો મર ગયો રે માતા, ન કોઇ ગયો પરદેશ,
ઉગ્યા સોઇ આથમે રે માતા, ફુલ્યા સો કરમાઈ રે હો.
જનનિ હું લેશું૦ ॥ ૨૧ ॥

કલ ઓચિંતો મારશે રે માતા, કોણ છોડાવણ હાર.
કર્મ કાટ મુકતેં ગય રે માતા, દેવલોક સંસાર રે હો.
જનનિ હું લેશું૦ ॥ ૨૨ ॥

જે જેસી કરણી કરે રે માતા, તિન તેસાં ફલ હોય;
દયા ધરમ સંયમ વિના રે માતા, શિવ સુખ કેમે ન હોય રે.
હો જનનિ હું લેશું૦ ॥ ૨૩ ॥

---

## ૯૦ શ્રી ઉપદેશીની સજઝાય.

જાવું જરૂર મરી, જીવડારે ત્હારે જાવું જરૂર મરી;
અનંતકાલથી ભવમેં ભટકતાં, પુન્યે નર દેહ ધરી, જીવ૦
મલમુત્રમાં ઉંધે શરી લટકયો, જયું વડે પાંગુલી. જીવ૦ ૧

ગર્ભવાસની અંદર તુજને, વેદ અનંતી પરી; જીવ૦
જન્મ ટાણે મહા કષ્ટ સહ્યાં, તેતો જાણે એક હરી. જીવ૦ ૨

સંસારનો જબ વાયુ વાયો તબ, વેદન ગયો વિસરી; જીવ૦
પયપાન માતાનું કરીને, જોબન વય વરી. જીવ૦ ૩

કામની સાથે પ્રેમ કરીને, કર્મ બધનો કરી, જીવ૦
માતપિતાથી જુદો પડીને, વસ્તુ ઘરમા ભરી જીવ૦ ૪

છોરૂ પ્રિયાની ટાપ ટીપતુ, કરતો પલપલ ધરી, જીવ૦
સદ્દગુરૂથી નિત્ય દૂરે ફરતો, જ્યુ સાધુસતથી હરી જીવ૦ ૫

ગયો જોવનને આયો બુઢાપણુ, શરીર ગયો જરજરી, જીવ૦
આખી આખના દેવ થયા વળી, ઉજડ કરણુ પુરી જીવ૦ ૬

ઉંબર ડુગર પાદર પરદેશ, ગોળી ગગા સરી, જીવ૦
હૃષ્ટ પુષ્ટ કાયા ઘટીને, લીલરી દેહે વરી જીવ૦ ૭

વૃદ્ધ વયમા કુટુબ કળીલે, ચાકરી નવિ કરી, જીવ૦
અતકાળે જિન નામ ન લીધુ, મ્હારૂ મ્હારૂ કરી જીવ૦ ૮

મરતી વખતે ખુરે હવાલે, જીવ ગયો નીસરી, જીવ૦
જન્મ મરણુની વેદના સુણુતા, હૈડો જાય થરથરી. જીવ૦ ૯

વીતરાગનુ નામ વિસારી, દુર્ગતિ હાથ ધરી, જીવ૦
નરક નિગોદના કારાગૃહમા, બેસીશ કેમ તુ ઠરી જીવ૦ ૧૦

ધર્મમાર્ગ મૂકીને પામ્યો, લખ ચોરાશી પરી, જીવ૦
વીર મુનિ કહે ધર્મ કરોતો, મસાર જાઓ તરી જીવ૦ ૧૧

---

## ૯૧ શ્રી શાલીભદ્રની સજ્ઝાય.

રાજગૃહી નગરી મોઝારોજી, વણઝાર દેશાવર સારોજી,
ઇણુ વણજેજી, રતનકાબલ લેઇ આવીયાજી ૧

લાખ લાખની વસ્તુ લાખેણી, એ વસ્તુ છે અતિ ઝીણી,
ટાઇ પરિમલજી, ગઢમઢ મદિર પરિહરીજી ૨

પૂછે ગામને ચોતરે, લોક મળ્યા વિધ વિધ પરે;
જઇ પૂછયોજી, શાળીભદ્રને મંદિરેજી. ૩

શેઠાણી સુભદ્રા નિરખેજી, રત્નકંબલ લેઇ પરખેજી;
લેઈ પોચાડીજી, શાળીભદ્રને મંદિરેજી. ૪

તેડાવ્યો ભંડારીજી, વીશ લાખ નિરધારી;
ગણી દેજયોજી, એહને ઘરે પોચાડજોજી. ૫

રાણીકહે સુણ રાજાજી, આપણું રાજ કિશે કાજજી;
મુજ કાજેજી એક ન લીધી લોબડીજી. ૬

સુણ હો ચેલણા રાણીજી, એ વાત મેં જાણીજી પીછાણીજી;
એ વાતનો અચંબો ઘણોજી. ૭

દાતણ તો જબ કરશુંજી, શાળીભદ્ર મુખ જોશુંજી;
શણગારોજી ગજરથ ઘોડા, પાલખીજી. ૮

આગળ કુંતલ હીંચાવંતા, પાછળ પાત્ર નચાવંતા;
રાય શ્રેણિકજી, શાળીભદ્ર ઘેર આવીચાજી. ૯

પહેલે ભુવને પગ દીયો, રાજા મનમાં ચમકિયો;
કાંઈ જોજ્યોજી, આ ઘર તો ચાકર તણાંજી. ૧૦

બીજે ભુવને પગ દીયો, રાજા મનમાં ચમકિયો;
કાંઇ જોજયોજી, આ ઘર તો સેવક તણાંજી. ૧૧

ત્રીજે ભુવને પગ દીયો, રાજા મનમાં ચમકિયો;
કાંઈ જોજ્યોજી, આ ઘર તો દાસી તણાજી. ૧૨

ચોથે ભુવને પગ દીયો, રાજા મનમાં ચમકિયો;
કાંઇ જોજ્યોજી, આ ઘર તો શ્રેષ્ઠિ તણાંજી. ૧૩

રાય શ્રેણીકજી મુદ્રિકા, ખોવાઇ ખોળ કરે જીકા,
માય ભદ્રાજી, થાળ ભરી તવ લાવીયાજી ૧૪

જાગો જાગો મોરા નંદનજી, કેમ સુતા આણંદજી,
કાઈ આગણેજી, શ્રેણીક રાય પધારીયાજી, ૧૫

હું નવિ જાણુ માતા બોલમા, હુ નવિ જાણુ માતા તોલમા,
તુમે લેજ્યોજી, જેમ તમને સુખ ઉપજેજી ૧૬

પૂર્વે કદી પૂછતા નહી, તો આમા શું પૂછો મહી,
મોરી માતાજી, હું નવિ જાણું વણજ માજી ૧૭

રાય કરિયાણુ લેજોજી, મોહ માગ્યા દામ દેજોજી,
નાણા ચૂકવીજી, રાય ભંડારે નખાવી દીયોજી ૧૮

વળતી માતા ઈમ કહે, સાચી નંદન સદ્દહે,
કાઇ સાચેજી, શ્રેણીક રાય પધારીયાજી ૧૯

ક્ષણમા કરે કાઈ રાજીયો, ક્ષણમા કરે બે રાજીયો,
કાઈ ક્ષણમાજી, ન્યાય અન્યાય કરે મહીજી ૨૦

પૂર્વે સુકૃત નવિ કીધા, સુપાત્રે દાન નવિ દીધા,
મુજ માથેજી, હજુ પણ એહવા નાથ છેજી ૨૧

અબ તો કરણી કરશુજી, પંચ વિષય પરિહરશુજી,
પાળી સંયમજી, નાથ સનાથ થશુ મહીજી ૨૨

ઈંદુયત અંગતેજજી, આવે મહુને હેજજી,
નખ શિખ લગીજી, અંગો પાગ શોભે ઘણાજી ૨૩

મુક્તા ફળ જિમ ચલકેજી, કાને કુંડળ ઝલકેજી,
રાજા શ્રેણીકજી, શાળીભદ્ર ખોળે લીયોજી ૨૪

રાજા કહે સુણો માતાજી, તુમ કુમર સુખ શાતાજી;
હવે એહનેજી, પાછો મંદિર મોકલોજી. ૨૫

શાળીભદ્ર નિજ ઘર આવીયાજી, રાય શ્રેણીક ઘર સિધાવ્યાજી;
પછી શાળીભદ્રજી, ચિંતા કરે મનમાં ઘણીજી. ૨૬

શ્રી જીનનો ધર્મ આદરૂં, મોહ માયાને પરિહરૂં;
હું છાંડુંજી, ગજ રથ ઘોડા પાલખીજી. ૨૭

સુણિને માતા વીલખેજી, નારીયો સરવે તલખેજી;
તિણિ વેલાજી, અશાતા પામ્યાં ઘણીજી. ૨૮

માત પિતાને ભ્રાતજી, સહુ આળ પંપાળની વાતજી;
ઈણ જગમાંજી, સ્વારથના સરવે સગાંજી. ૨૯

હંસ વિના શાં સરોવરિયાં, પિયુ વિના શાં મંદિરિયા;
મોહ વશ થકાંજી, ઉચાટ એમ કરે ઘણોજી. ૩૦

સર્વ નીર અમુલ્યજી, વાટ કડે તેલ ફૂલેલજી;
શાહ ધન્નેજી, શરિર સમારણ માંડીયોજી. ૩૧

ધન ઘેર સુભદ્રા નારીજી, બેઠા મહોલ મોઝારીજી;
સમારંતાંજી, એકજ આંસુ ખેરીયુંજી. ૩૨

ગોભદ્ર શેઠની બેટડી, ભદ્રા બાઈ તોરી માવડી;
સુણ સુંદરિજી, તેં કેમ આંસુ ખેરીયુંજી. ૩૩

શાળીભદ્રની બેનડી, બત્રીસ ભોજાઈની નણદડલી;
તો તાહરેજી, શા માટે રોવું પડેજી. ૩૪

જગમાં એકજ ભાઇ માહરે, સંયમ લેવા મન કરે;
નારિ એક એકજી, દિન દિન પ્રત્યે પરિહરેજી. ૩૫

એ તો મિત્ર કાયર, શુ લે સચમ ભાયર,
જીભલડીજી, સુખ માયાની જુદી જાણવીજી ૩૬

કહેવુ તો ઘણુ મોહલુ, પણ કરવુ અતિ દોહલુ,
સુણો સ્વામીજી, એહવી ઋદ્ધિ કુણ પરિહરેજી ૩૭

કહેવુ તો ઘણુ સોહલુ, પણ કરવુ અતિ દોહલુ,
સુણ સુદરીજી, આજથી ત્યાગી તુજનેજી ૩૮

હુ તો હસતી મલકીને, તુમે કીયો તમાસો હલકીને,
સુણો સ્વામીજી, અબ તો ચિંતા નવિ ધરૂજી ૩૯

ચોટી અબોડો વાળીને, શાહ ધન્નો ઉઠ્યા ચાલીને,
કાઇ આવ્યાજી, શાળિભદ્રને મદિરેજી ૪૦

ઉઠો મિત્ર કાયર, સચમ લેઇએ ભાયર,
આપણ દોય જણાજી, સચમ શુદ્ધ આરાધિએજી ૪૧

શાળીભદ્ર વૈરાગીયા, શાહ ધન્નો અતિ ત્યાગીયા,
દોનુ રાગીયાજી, શ્રી વીર સમીપે આવીયાજી ૪૨

સચમ મારગ લીનોજી, તપસ્યાએ મન ભીનોજી,
શાહ ધન્નોજી, માસ ખમણ કરે પારણાજી ૪૩

તપ કરી દેહને ગાળીજી, દુષણ સઘળા ટાળીજી,
વૈભાર ગિરિજી, ઉપર અણુસણ આદર્યોજી ૪૪

ચઢતે પરિણામે સોયજી, કાળ કરી જણ દોયજી,
દેવગતિયેજી,[1] અનુત્તર વિમાને ઉપન્યાજી ૪૫

સુર સુખને તિહા ભોગવી, ત્યાથી દેવ દોનુ ચવી,
વિદેહેજી, મનુષ્યપણુ તેહ પામશેજી ૪૬

---

૧ પાઠાન્તર ( એમ મોક્ષ ગયા છે )

સુધો સંયમ આદરી, સકળ કર્મને ક્ષય કરી;
લહી કેવળજી, મોક્ષ ગતીને પામશોજી. ૪૭

દાન તણાં ફળ દેખોજી, ધન્નો શાળિભદ્ર પેખોજી;
નહિ લેખોજી, અતુલ સુખ તિહાં પામશોજી. ૪૮

ઇમ જાણી સુપાત્રને પેખોજી, જિમ વેગો પામો મોક્ષોજી;
નહિ ઝોખોજી, કદીયે જીવને ઉપજેજી. ૪૯

ઉત્તમના ગુણ ગાવજી, મન વંછિત સુખ પાવેજી;
કહે કવિજનજી, શ્રોતાજન તુમે સાંભળોજી. ૫૦

---

## ૯૨ શ્રી ચંદ્રરાજા અને ગુણાવલી રાણીના કાગળ.

### તત્ર પ્રથમ ચંદરાજા લિખિત પત્ર પ્રારંભ

( મેતારજ મુનિવર, ધન ધન તુમ અવતાર—એ દેશી )

સ્વસ્તિ શ્રી મરુદેવિનાજી, પુત્રને કરૂં રે પ્રણામ,
જેહથી મનવંછિત ફળ્યાંજી, ઉપગારી ગુણધામ;
ગુણવંતી રાણી, વાંચજ્યો લેખ ઉદાર. એ આંકણી. ૧

સ્વસ્તિ શ્રી આભાપુરેજી, સર્વે ઉપમા ધીર;
પટરાણીય ગુણાવળીજી, સજ્જન ગુણે ગંભીર. ગુ૦૨

શ્રી વિમળાપુર નયરથીજી, લખિતંગ ચંદ નરિંદ;
હિત આશિર્વાદ વાંચજોજી, મનમાં ધરિય આનંદ ગુ૦૩

આંહી કુશળ ખેમ છે, નાભીનંદન સુપસાય;
જગમાં જશ કીર્તિ ઘણીજી, સુરનર સેવે છે પાય. ગુ૦૪

તુમચા ખેમ કુશળ તણીજી, કાગળ લખજો સદાય;
મળવું જે પરદેશમાંજી, તે તો કાગળથીરે થાય. ગુ૦૫

સમાચાર એક પ્રીછજોજી, મોહન ગુણ મણિમાલ,
ઈહા તો સુરજ કુડથીજી, પ્રગટી છે મગળમાળ ગુ૦૬

તેહની હર્ખ વધાઈનોજી, રાણી એ જાણજો લેખ,
જો મનમા પ્રેમ જ હુવે તો, હર્ષ જ્યો કાગળ દેખ ગુ૦૭

તુમ સર્જન ગુણ સાભરેજી, ક્ષણ ક્ષણમા સો વાર,
પણ તે દિન નવિ વીસરેજી, કણેરની કાબ બે ચાર ગુ૦૮

જાણી નહી મુજ પ્રીતડીજી, થઈ તુ સાસુ ને આધીન,
તે વાતો સભારતાજી, શુ કહીએ મન પામ્યુ છે રે દીન ગુ૦૯

પણ તુ શુ કરે કામિનીજી, શુ કરીએ તુજ નાર,
સ્ત્રી હોવે નહીં કેહનીજી, ઈમ બોલે છે સસાર ગુ૦૧૦

સુતા વેચે કતનેજી, હણે વાવને ચોગ,
બીએ બીલાડીની આખથીજી, એહવી નારી નિઠોર ગુ૦૧૧

ચાલે વાકી દષ્ટિથીજી મનમા નવ નવા સચ,
એ લક્ષણ વ્યભિચારીનાજી, પડીત બોલે પ્રપચ ગુ૦૧૨

એક સમજાવે નયણથીજી, એક સમજાવે રે હાથ,
એહ ચરિત્ર નારી તણાજી. જાણે છે શ્રી જગનાથ ગુ૦૧૩

આકાશે તારા ગણેજી, તોળે સાયર નીર,
પણ સ્ત્રી ચરિત્ર ન લહિ શકેજી, સુરગુરૂ સરિખોરે ધીર ગુ૦૧૪

કપટી નિસ્નેહી કહીજી, વળી તે નારી સર્વ,
ઇદ્રચદ્રને ભોળવ્યાજી, આપણ કરીએ શોગર્વ ગુ૦૧૫

નદી નીર ભુજ બળે તરેજી, કહેવાય છે રે અનાથ,
એક વિષયને કારણેજી, હણે કતને નિજ હાથ ગુ૦૧૬

ગામમાં બીહે શ્વાનથીજી, વનમાં ઝાલે છે વાઘ;
નાસે દોરડું દેખીનેજી, પકડે ફણિધર નાગ. ગુ૦૧૭

ભર્તૃહરી રાજા વળીજી, વિક્રમરાય મહા ભાગ;
તે સરખા નારી તણાજી, કદિય ન પામ્યા તાગ. ગુ૦૧૮

તો રાણી તુજ શું કહુંજી, એ છે સંસારની રીત;
પણ હું એમ નવિ જાણતોજી, તુંજને એવાં અવિનીત. ગુ૦૧૯

તુજને ન ઘટે કામિનીજી, કરવો અંતર એમ;
માહરી પ્રીત ખરી હતીજી, તું પલટાણી કેમ. ગુ૦૨૦

મુજથી છાની ગોઠડીજી, સાસુથી કરે જેહ;
જિમ વાવ્યાં તિમ તેં લણ્યાંજી, ફળ પામી તું એહ. ગુ૦૨૧

હું વ્હાલો નહી તાહરેજી, વ્હાલી સાસુ છે એક;
તો વહુને સાસુ મળીજી, મોકલે મ્હાલ જ્યો છેક. ગુ૦૨૨

દોષ કીશો તુજ દીજિયેજી, જોતાં હઈડે વિમાસ,
ભાવી ભાવ મટે નહીજી, મનમાં આવે છે રોષ;
પ્રીતિ દશા સંભારતાજી, બહુ ઉપજે છે સંતોષ. ગુ૦૨૪

કાગળ થોડો ને હિત ઘણુંજી, મુજથી લખ્યું નવિ જાય;
સાગરમાં પાણી ઘણુંજી, અર્થ સમસ્યા ગાગરમાં ન સમાય. ગુ૦૨૫

[1]ઘઉંની પહેલાં નીપજેજી, પીળું તરૂવર તાસ;
પહેલે ચોથી માતરાજી, તે છે તું મારી પાસ. ગુ૦૨૬

[2]દોનારી અતિ સામળીજી, પાણીમાં હે વસંત;
તે તુજ સર્જન દેખવાજી, અળજો અતિ થરંત. ગુ૦૨૭

---

૧ જીવ ૨ આંખની કીકી

[1]મઠ માહે તાપસ વસેજી, વિચે દીજે જીકાર,
તુમ અમ એવી પ્રીતડીજી, જાણે છે કિરતાર ગુ૦૨૮

[2]સાત પાચને તેરમાજી, મેળવજ્યો દોઈ ચાર,
તેહના પાસે તુમે વસ્યાજી, સ્નેહ નહિય લગાર ગુ૦૨૯

એ ચારે સમસ્યા તણોજી, કરજ્યો અર્થ વિચાર,
પ્રીતિદશા જિમ ઉલ્લાસેજી, પ્રકટે હર્ષ અપાર ગુ૦૩૦

કાગળ વાચી એહનોજી, લખજો તુરત જવાબ,
સાસુને ન જણાવશોજી, જો હોય ડહાપણ આપ ગુ૦૩૧

વળી હલકારા મુખથકીજી, સહુ જાણજો અવદાત,
કાગળથી અધિકી ઘણીજી, કહેશે મુખથી વાત ગુ૦૩૨

ઇણિ પરે ચદ નરેસરેજી, લખિયો લેખ શ્રીકાર,
દીપવિજય કહે સાભળોજી, આગળ વાત રસાળ ગુ૦૩૩

## ૯૩ દ્વિતીય ગુણાવલી રાણી લિખિત પત્ર

( દોહા )

શ્રીવરદા જગદબિકા, શારદા માતા દયાળ,
સુરનર જસ સેવા કરે, વાણી જાસ રસાળ ૧

ત્રિભુવનમે કીરતિ સદા, વાહન હસ સુવાર,
જડ બુદ્ધિ પલ્લવ કિયા, બહુ પડિત કવિરાય ૨

પુસ્તક વિણા કર ધરે, રૂી અબજરી ખાસ,
કાશમીર બડઅન્ચમે, તેહનો ઠામ નિવાસ ૩

---

૧ મઠ ૨ એન્ત્રીશ માસન

એ જગદંબા પદ નમી, વરણવું બીજો લેખ;
શ્રોતાને સુણતાં થકાં, પ્રગટે હર્ષ વિશેષ. ૪

ચંદ લેખ વાંચી કરી, ગુણાવળી નિજ નાર;
ઉત્તર પાછો કંથને, લેખ લખે શ્રીકાર. ૫

---

( ધવળ શેઠ લેઇ ભેટણું—એ દેશી. )

સ્વસ્તિશ્રી વિમળાપુરે, વીરસેન કુળચંદ રે;
રાજ રાજેશ્વર રાજિયા, સાહિબ ચંદ નરંદ રે,
વાંચજો લેખ મુજ વાલહા. એ આંકણી૦ ૧

શ્રી આભાંપુર નગરથી, હુકમી દાસી સકાસ રે;
લખિતંગ રાણી ગુણાવળી, વાંચજો મ્હારી સલામ રે. વાં૦ ૨

સાહિબ પુણ્ય પસાયથી, ઈહા છે કુશળ કલ્યાણ રે;
વ્હાલાના ખેમ કુશળ તણા, કાગળ લખજો સુજાણ રે. વાં૦ ૩

સમાચાર એક પીછજો, ક્ષત્રી વંશ વજીર રે;
મુજ દાસીની ઉપરે, કૃપા કરી વડવીર રે. વાં૦ ૪

વ્હાલા એ જે લેખ મોકલ્યો, સેવક ગિરધર સાથે રે;
ખેમે કુશળે આવીયો, પહોત્યો છે હાથો હાથ રે. વાં૦ ૫

વ્હાલાનો કાગળ દેખીને, ટળીયા દુઃખના વૃંદ રે;
પિયુને મળવા જેટલો, ઉપન્યો છે આણંદ રે. વાં૦ ૬

સુરજ કુંડની મહેરથી, સફળ થયો અવતાર રે;
તે સહુ કુશળ કલ્યાણના, આવ્યા છે સમાચાર રે. વાં૦ ૭

સોળ વરસના વિયોગનું, પ્રગટયું દુઃખ અપાર રે;
કાગળ વાંચતાં વાંચતાં, ચાલી છે આંસુની ધાર રે. વાં૦ ૮

જે વ્હાલાએ લેખમા, લખિયા ઓલભા જેહ રે,
મુજ અવગુણુ જોતા થકા, થોડા લખિયા છે એહ રે વા ૯

સાહિબ લખવા જોગ છો, હુ સાભળવા જોગ રે,
જેહવા દેવ તેવી પાતરી, સાચી કહેવત લોક રે વા૦ ૧૦

સમસ્યા ચાર લખી તુમે, તે સમજી છુ સ્વામ રે,
મનમા અર્થ વિચારતા, હરખે છે આતમ રામ રે. વા૦ ૧૧

હુ તો અવગુણની ભરી, અવગુણ ગાડા લાખ રે,
જિમ કોઇ વાયુના જોગથી, બગડી આણા સાખ રે વા૦ ૧૨

મુજ અવગુણુ જોતા થકા, નાવે તમને મહેર રે,
પણ ગિરૂઆ ગભીર છો, જેવી સાયર લહેર રે વા૦ ૧૩

ગિરૂઆ સહેજે ગુણ કરે, કતમ કારણ જાણ રે (જાણ રે,)
જળ સીચી સરોવર ભરે, મેઘ ન માગે દાણ રે વા૦ ૧૪

પત્થર મારે છે તેહને, ફળ આપે છે અબ રે,
તિમ તુમ સરિખા સાહિબા, ગિરૂઆ ગુણ નીલુબ રે વા ૧૫

કાપે ચદન તેહને આપે છે, સુગધ અપાર રે,
મુજ અવગુણ નાણ્યા હિયે, ધન્ય ધન્ય તુમ અવતાર રે વા૦ ૧૬

મુજ સરિખી કોઇ પાપિણી, દીસે નહી સસાર રે,
માન્યુ સાસુનુ કહ્યુ, છેતરીયો ભરથાર રે વા૦ ૧૭

મે જાણ્યુ નહી એહવુ, હુ તો ભોળી નાર રે,
સાસુ ને કાને ચઢી, સમઝી નહી લગાર રે વા૦ ૧૮

મે આગળવી લહી નહી, સાસુ એહવી નાવ રે;
આપી ગાઠની ખીચડી, જાવુ ઘેલાની સાથ રે વા૦ ૧૯

કાંઈક કાચા પુણ્યથી, સદ્બુદ્ધિ પણ પલટાય રે;
જિમ રાણીને ખોળનું, ખાધાનું મન થાય રે. વાં૦ ૨૦

કરી પ્રપંચ ઇણ સાસુયે, ઘણો દેખાડયો રાગ રે;
પછે તો વાત વધી ગઈ, થયો પીંછનો કાગ રે. વાં૦ ૨૧

કિહાં આભા વિમળાપુરી, જોયા જેહ તમાસરે;
હાંસીથી ખાંસી થઈ, કરવા પડિયા વિમાસ રે. વાં૦ ૨૨

પરણ્યાની સહુ વાતડી, મુજને કહી પ્રભાતરે;
જો તે ઠેકાણે દાટડી, તો એવડું નવિ થાત રે. વાં૦ ૨૩

મિંઢળની સહુ વાતડી, મેં કહી સાસુને કાન રે;
પછે તો ઝાલ્યું નવિ રહ્યું, પ્રગટયું ત્રીજું તાન રે. વાં૦ ૨૪

મ્હારૂં કર્યું મુજને નડયું, આડું આવ્યું કોઇ રે;
ચોરની માતા કોઠીમાં, મુખ ઘાલી જિમ રોય રે. વાં૦ ૨૫

પસ્તાવો શો કરવો હવે, કહ્યું કાંઇ ન જાય રે;
પાણી પી ઘર પૂછતાં, લોકોમાં હાંશી થાય રે. વાં૦ ૨૬

જે કાંઇ ભાવી ભાવમાં, જે વિધિ લખિયા લેખ રે,
તે સવિ ભોગવવા પડે, તિહાં નહી મીનને મેખ રે. વાં૦ ૨૭

સાસુના જાયા વિના, સોળ વરસ ગયાં જેહ રે;
મુજ અવગુણની વાતડી, જાણે કેવળી તેહ રે. વાં૦ ૨૮

પણ કુર્કટથી જે નર થયા, તે વિસ્તરશે વાત રે;
સાસુ સાંભળશે કદા, વળી કરશે ઉતપાત રે. વાં૦ ૨૯

તે માટે સાવધાનથી, રહેજો ધરિય ઉલ્લાસ રે;
જેહવા તેહવા લોકનો, કરશો નહિ વિશ્વાસ રે. વાં૦ ૩૦

સાસુને કહેવરાવજો, ઇહા આવ્યાનો ભાવ રે,
પછે જેહવા પાસા પડે, તેવા ખેલજો દાવ રે વા૦ ૩૧

મુજ અવગુણની ગાઠડી, નાખજો ખારે નીર રે,
નિજદાસી કરી જાણજો, મુજ નણદીના વીર રે વા૦ ૩૨

કાગળ લખજો ફરી ફરી, કૃપા કરી એકમન રે,
વ્હેલા દરિસણ આપજો, શરીરના કરજો જતન રે વા૦ ૩૩

તુજ બહેની વ્હાલી ઘણુ, પ્રેમલા લચ્છી જેહ રે,
તેહને બહુ હેતે કરી, બોલાવજો ધરી નેહ રે વા૦ ૩૪

**સમસ્યા**–રાધા પતિ કે કર વસે, પચ જ અક્ષર લેજો રે,
પ્રથમ અક્ષર દૂરે કરી, વધે તે મુજને દેજો રે વા૦ ૩૫

જો હવે સુરજ કુડથી, વિઘન થયા વિશરાળ રે,
તો સહુ પુણ્ય પસાયથી, ફળશે મગળ માલ રે વા૦ ૩૬

ઈમ લેખ લખી ગુણાવળી, પ્રેષ્યો પ્રીતમ પાસ રે,
**દીપવિજય** કહે ચદની, હવે ફળશે સહુ આશ રે વા૦ ૩૭

---

## ૯૪ શ્રી પૃથ્વીચંદ્ર અને ગુણસાગરનું ત્રિઢાળીઉં.

( દોહા )

શાસન નાયક સુખકરૂ, વદી વીર જીણદ,
પૃથ્વીચદ્ર મુનિ ગાયશુ, ગુણસાગર સુખકદ ૧

ઉત્તમતા ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અગ,
વાત ઘણી વૈરાગ્યની, સાભળજો મન રંગ. ૨

શંખ કલાવતી ભવથકી, ભવ એકવીશ સંબંધ;
ઉત્તરોત્તર સુખ ભોગવી, એકવીશમે ભવે સિદ્ધ. ૩

પણ એકવીશમા ભવતણો, અલ્પ કહું અધિકાર;
સાંભળજો સનમુખ થઇ, આતમને અહિતકાર. ૪

---

## ઢાળ ૧ લી.

( કંત તમાકુ પરિહરો—એ દેશી. )

નગરી અયોધ્યા અતિ ભલી, રાજ્ય કરે હરિસિંહ; મેરે લાલ;
પ્રિયા પદ્માવતી તેહને, સુખ વિલસે ગુણગેહ, મે૦ લાલ.
ચતુર સ્નેહી સાંભળો. ૧ ( એ આંકણી )

સર્વારથથી સુર ચવી, તસ કુખે અવતાર; મે૦ લાલ;
રૂપકળા ગુણ આગળો, પૃથ્વીચંદ્ર કુમાર. મે૦ લાલ.
ચતુર સ્નેહી સાંભળો. ૨

સમ પરિણામી મુનિ સમો, નિરાગી નિરધાર; મે૦ લાલ;
પિતા પરણાવે આગ્રહે, કન્યા આઠ ઉદાર. મે૦ લાલ.
ચતુર સ્નેહી સાંભળો. ૩

ગીત વિલાપની સમગણે, નાટક કાય કલેશ; મે૦ લાલ;
આભુષણ તનુ ભાર છે, ભોગને રોગ ગણેશ, મે. લા૦ ચ૦ ૪

હું નિજ તાતને આગ્રહે, સંકટ પડિયો જેમ; મે૦ લાલ;
પણ પ્રતિબોધું એ પ્રિયા, માતપિતા પણ એમ. મે. લા૦ ચ૦ ૫

જો સવિ સંયમ આદરે, તો થાયે ઉપકાર; મે૦ લાલ૦
એમ શુભ ધ્યાને ગુણ નિલો, પહોત્યો ભવન મઝાર. મે. ચ. ૬

નારી આઠને ઇમ કહે, સાંભળો ગુણની ખાણ; મે૦ લાલ૦
ભોગવતાં સુખ ભોગ છે, વિપાક કડુંવા જાણ. મે૦ લા૦ ચ૦ ૭

કિંપાક ફલ અતિ મધુર છે, ખાધે છડે પ્રાણ, મેં૦ લાલ૦
તેમ વિષયસુખ જાણજો, એહવી જિનની વાણ મેં૦ લા૦ ચ૦ ૮

ભવ ભવ ભમતા જીવડે, જેહ આરોગ્યા ધાન, મેં૦ લાલ૦
તે સવિ એકઠા જો કરે, તો સવિ ગિરિવર માન મેં૦ લા૦ ચ૦ ૯

અગ્નિ જો તૃપ્તિ ઇંધણે, નદીએ જલધિ પુરાય, મેં૦ લા૦
તો વિષય સુખ ભોગવી, જીવ તૃપ્ત થાય મેં૦ લા૦ ચ૦ ૧૦

વિષય સુખ પરલોકમે, ભોગવીયા ઇણ જીવ, મેં૦ લાલ૦
તોપણ તૃપ્ત જ નવિ થયો, કાલ અસખ્ય અતીવ મેં૦ ચ૦ ૧૧

ચતુરા સમજો સુદરી, મુઝો મત વિષયને કાજ, મેં૦ લાલ૦
સસાર અટવી ઊતરી, લહિયે શિવપુર રાજ મેં૦ લા૦ ચ૦ ૧૨

કુમરની વાણી સાભળી, બુઝી ચતુર સુજાણ, મેં૦ લાલ૦
લઘુ કર્મી કહે સાહિબા, ઉપાય કહો ગુણખાણ મેં૦ ચ૦ ૧૩

કુમર કહે સયમ ગ્રહો, અદ્ભુત એહ ઉપાય, મેં૦ લાલ૦
નારી કહે એમ વિસરજો, સયમે વાર ન થાય મેં૦ ચ૦ ૧૪

કુમર કહે પડખો તુમે, હમણા નહિ ગુરૂ જોગ, મેં૦ લાલ૦
સદગુરૂ જોગે સાધશુ, સયમ છાંડી ભોગ મેં૦ લા૦ ચ૦ ૧૫

માતપિતા મન ચિંતવે, નારીને વસ નહિ થાય, મેં૦ લાલ૦
ઉલટી નારી વશ કરી, કુમરનુ ગાયુ ગાય મેં૦ લા૦ ચ૦ ૧૬

જો હવે રાજા કીજીએ, તો ભળશે રાજ્યને કાજ, મેં૦ લાલ૦
નરપતિ ઇમ મન ચિંતવી, થાપે કુમરે રાજ. મેં૦ લા૦ ચ૦ ૧૭

પિતા ઉપરોધ આદરે, ચિંતે મોહના ઘાટ, મેં૦ લાલ૦
પાળે રાજ્ય વૈરાગીયો, જોતો ગુરૂની વાટ મેં૦ લા૦ ચ૦ ૧૮

રાજસભાએ અન્યદા, પૃથ્વીચંદ્ર સોહંત; મે૦ લાલ૦
ઈણ અવસર વ્યવહારીયો, સુધન નામ આવંત. મે૦ ચ૦ ૧૯

રાજા પુછે તેહને, કોણ કોણ જોયા દેશ; મે૦ લાલ૦
આશ્ચર્ય દીઠું જે તમે, ભાંખો તેહ વિશેષ. મે૦ લા૦ ચ૦ ૨૦

શેઠ કહે સુણ સાહીબા, એક વિનોદની વાત; મે૦ લાલ૦
સાંભળતાં સુખ ઉપજે, ભાંખુ તે અવદાત. મે૦ લા૦ ચ૦ ૨૧

---

દોહા.

કૌતુક જોતાં બહુ ગયો, કાળ અનાદિ અનંત;
પણ તે કૌતુક જગ વડું, સુણંતા આતમશાંત. ૧

કૌતુક સુણતાં જે હુવે, આતમનો ઉપકાર;
વક્તા શ્રોતા મન ગહગહે; કૌતુક તેહ ઉદાર. ૨

---

ઢાળ ૨ ૭.

( ગિરિ વૈતાઢયની ઉપરે—એ દેશી. )

આવ્યા ગજપુર નયરથી, તિહાં વસે વ્યવહારીરે, લો.
અહો તિહાં વસે વ્યવહારીરે; લો.

રત્ન સંચય તસ નામ છે, સુમંગળા તસ નારીરે, લો.
સુમંગળા તસ નારીરે. લો. ૧

ગુણસાગર તસ નંદનો, વિદ્યાગુણનો દરિયોરે; લો. અ. વિ.
ગોખે બેઠા અન્યદા, જુએ તે સુખ ભરિયોરે. લો. અ. જુ. ૨

રાજપંથે મુનિ મલપતો, દીઠો સમ ભરિયોરે; લો. અ. દી.
તે દેખી શુભ ચિંતવે, પુરવ ચરણ સાંભરિયોરે. લો. અ. પુ. ૩

માતાપિતાને એમ કહે, સુખીયો મુજ કીજેરે, લો અ સુ
સંયમ લેશુ હુ મહી, આજ્ઞા મુજ દીજેરે લો અ આ ૪

માતપિતા કહે નાનડા, સંયમે ઉમાહ્યોરે, લો અ મ
તો પણ પરણો પદમણી, અમ મન હરખાવોરે. લો અ અ ૫

સંયમ લેજો તે પછી, અતરાય ન કરશુ રે, લો અ અ.
વિનયી વાત અગી કરી, પછી સંયમ વરશુ રે, લો અ પ ૬

આઠ કન્યાના તાતને, ઇમ ભાંખે વ્યવહારીરે લો અ ઈ
અમ સુત પરણુવા માત્રથી, થાશે સંયમ ધારીરે, લો અ થા ૭

ઈમ સુણી મત ચમકિયા, વર બીજો કરશુ રે, લો અ વ
કન્યા કહે નિજ તાતને, આ ભવ અવર ન વરશુરે લો અ આ ૮

જે કરશે એ ગુણુનિધિ, અમો તેહ આદરશુ રે, લો અ અ
રાગ વૈરાગી દોપમે, તસ આણુ શિરે ધરશુ રે લો અ ત ૯

કન્યા આઠના વચનથી, હરખ્યા તે વ્યવહારીરે, લો અ હ
વિવાહ મહોત્સવ તમ માડીયા, ધવલ ગાવે નારીરે લો અ ધ ૧૦

ગુણુસાગર ગિરૂઓ હવે, વરઘોડે વર મોહેરે, લો અ વ
ચોરીમાહે આવીયા, કન્યાના મન મોહેરે લો અ ક ૧૧

હાથ મેળાવો હર્ષશુ, માજન જન મહુ મળિયારે, લો અ મા
હવે કુમર શુભ ચિતમે, ધર્મધ્યાન સાભરીયારે લો અ ધ ૧૨

સંયમ લેઇ સુગુરૂ કને, શ્રુત ભણુશુ સુખકારીરે, લો અ શ્રુ
સમતારસમા ઝીલશુ, કામ કપાયને વારીરે લો અ કા ૧૩

ગુરૂ વિનય નિત્ય સેવશુ, તપ તપશુ મનોહારી લો અ ત
દોષ બેતાળીશ ટાળશુ, માયા લોભ નિવારીરે લો અ મા ૧૪

જીવિત મરણે સમપણું, સમ તૃણ મણિ ગુણશું રે; લો. અ. સ.
સંયમયોગે થિર થઈ, મોહ રિપુને હણશું રે. લો. અ. મો. ૧૫

ગુણસાગર ગુણ શ્રેણિયે, થયા કેવળ નાણીરે; લો. અ. થ.
નારી પણ મન ચિંતવે, વરિયે અમ ગુણખાણીરે. લો. અ. વ. ૧૬

અમે પણ સંયમ સાધશું, નાથ નગીના સાથે રે; લો. અ૦ ના૦
એમ આઠે થઇ કેવળી, કર પિયુડા હાથે રે. લો. અ૦ ક૦ ૧૭

અંબર ગાજે દુંદુભી, જયજય રવ કરતારે; લો. અ૦ જ૦
સાધુ વેષ તે સુરવરા, સેવાને અનુસરતા રે. લો. અ૦ સે૦ ૧૮

ગુણસાગર મુનિરાજના, માતપિતા તે દેખીરે; લો. અ૦ મા૦
શુભ સંવેગે કેવળી, ઘાતીચાર ઉવેખી રે. લો. અ૦ ઘા૦ ૧૯

નરપતિ આવે વાંદવા, મન આશ્ચર્ય આણી રે; લો. અ૦ મ૦
શંખ કળાવતી ભવ થકી, નિજ ચરિત્ર વખાણી રે. લો. અ૦નિ૦૨૦

ભવ એકવીશ તે સાંભળી, બુઝયા કેઈ પ્રાણી રે; લો. અ૦ બુ૦
સુધન કહે સુણો સાહેબા, અત્ર આવ્યો ઉમાહી રે. લો. અ૦ અ૦૨૧

પણ તે કૌતુક દેખવા, મનડો મુજ હરખાયો રે; લો. અ૦ મ૦
કેવળજ્ઞાની મુજ કહે, શું કૌતુક ઉલ્લાસે રે. લો. અ૦ શું૦ ૨૨

એહથી અધીકું દેખશો, અયોદ્ધા નામા ગ્રામે રે લો. અ૦ અ૦
તે નિસુણી મુનિ પયનમી, આવ્યો ઇણ ઠામે રે. લો. અ૦ આ૦ ૨૩

કૌતુક તુમ પ્રસાદથી, જોશું સુજશ કાસી રે; લો. અ૦ જો૦
એમ કહીને સુધન તિહાં, ઉભો શિર નામી રે. લો. અ૦ ઉ૦૨૪

દોહા.

પૃથ્વીચંદ્ર તે સાભળી, વાધ્યો મન વૈરાગ, ધન ધન તે ગુણ સાગરૂ
પામ્યો ભવ જલ તાગ ૧

હું નિજ તાતને દાક્ષિણે, પડિયો રાજ્ય મઝાર, પણ હવે નિસ-
રશું કદા, થાશું કબ અણગાર ૨

ઢાળ ૩ જી.

ધનધન જે મુનિવર ધ્યાને રમે, કરતા આતમ શુદ્ધ મુનીસર,
રાજા ચિંતે સદ્ગુરૂ સેવના, કરશુ નિર્મળ બુદ્ધ, ધન ધન
જે મુનિવર ધ્યાને રમે૦ ૧

કબહુ સમદમ સુમતિ સેવશુ, ધરશુ આતમ ધ્યાન, મુ૦ ઇમ
ચિંતવતા અપૂરવ ગુણ ચઢે, શ્રેણીએ શુકલ ધ્યાન મુનીસર,
ધનધન જે મુનિવર ધ્યાને રમે૦ ૨

ધ્યાન બળે સવિ આવરણ ક્ષય કરી, પામ્યા કેવળજ્ઞાન, મુનીસર,
હર્ષભરી સોહમપતિ આવિયા, વેશ વદે બહુમાન, મુનીસર
ધનધન જે મુનિવર ધ્યાને રમે૦ ૩

સાભળી માત પિતા મન સભ્રમે, આવ્યા પુત્રની પાસ, મુ૦
એશુ એશુ એણીપેરે બોલતા, હરિસિંહ હર્ષ ઉલ્લાસ મુ૦ ધ૦ ૪

દયિતા આઠ સુણી મન હર્ષથી, ઉલટ અગ ન માય, મુ૦
સવેગ રગ તરગ મે ઝીલતી, આઠે કેવળી થાય મુ૦ ધ૦ ૫

સારથ સુધન પણ મન ચિંતવે, કૌતુક અદ્ભુત દીઠ, મુ૦
નરપતિ પૂછે મુનિ ચરણો નમિ, સ્નેહનુ કારણ ઝિટ્ઠ મુ૦ ધ૦ ૬

કેવળી કહે પૂરવ ભવ સાંભળો, નયરી ચંપા જયરાય; સુ૦
સુંદરી પ્રિયતમી નામે તેહને, કુસુમાયુધ સુત થાય. સુ૦ ધ૦ ૭
સંપતિ સંયમ પાળી શુભ મના, વિજય વિમાન તે જાય; સુ૦
અનુત્તર સુખ વિલસી સુરતે ચવ્યાં, થયાં તુમે રાણી ને રાય. સુ૦ ધ૦ ૮
કુસુમાયુધ પણ સંયમ સુરચવી, થયો તુમ સુત તણે નેહ; સુ૦
માતપિતા પણ પૃથ્વીચંદ્રનાં, સુણી થયાં કેવળી તેહ. સુ૦ ધ૦ ૯
સારથ પૂછે પૃથ્વીચંદ્રને, ગુણસાગર તુમે કેમ; મુનીસર૦
મુનિ કહે પૂર્વભવ અમનંદનો, કુસુમકેતુ તસ નામ. સુ૦ ધ૦ ૧૦
એહિજ દયિતા દોયને તે ભવે, સંયમ પાળી તે સાર; સુ૦
સસ ધર્મે સવિ અનુત્તર ઉપન્યા, આભવ પણ થઇ નાર. સુ૦ ધ૦ ૧૧
સાંભળી સુધન શ્રાવક વ્રત લહે, બીજા પણ બહુ બોધ; સુ૦
પૃથ્વી વિગેરે પૃથ્વીચંદ્રજી, સાદિ અનંત થયા સિદ્ધ. સુ૦ ધ૦ ૧૨
નિત નિત ઉઠી હું તસ વંદન કરૂં, જેણે જગ જીત્યોરે મોહ; સુ૦
ચડતે રંગે હો સમસુખ સાગરૂં, કરતો શ્રેણી આરોહ. સુ૦ ધ૦ ૧૩
જગ ઉપગારી હો જગહેતુ વચ્છળુ, દીઠે પરમ કલ્યાણ. સુ૦
વિરહ મ પડશો હે એહવા મુનિ તણો, જાવ લહું નિરવાણ. સુ૦ ધ૦ ૧૪
મુનિવર ધ્યાને હો જન ઉત્તમ પદ વરે, રૂપકલા ગુણ જ્ઞાન; સુ૦
કીર્તિ કમળા હો વિમળા વિસ્તરે, જીવવિજય ધરે ધ્યાન. સુ૦ ધ૦ ૧૫

---

## ૯૫ શ્રી અન્યત્વ સંબંધની સજઝાય.

( ધન ધન સંપ્રતિ રાજા સાચો એ—દેશી. )

કેહનાં રે સગપણ કેહની માયા, કહેનાં સજ્જન સગાઇ રે;
સજ્જન વરગ કોઇ ન સાથ આવે, આપે આપ કમાઇરે. કેહનાં૦ ૧
એ આંકણી૦

મ્હારૂ મ્હારૂ મૈ કહે પ્રાણી, ત્હારૂ કોણુ સહાઇ રે,
આપ સવારથ સહુને વહાલો, કુણુ સજ્જન કુણુ માઇ રે કે૦ ૨

ચુલણી ઉદરે બ્રહ્મદત આયો, જુઓ માત સગાઈ રે,
પુત્ર મારણુને અગ્નિજ કીધી, લાખના ઘર નિપજાઇ રે કે૦ ૩

કાષ્ટ પજર ઘાલીને મારે, શસ્ત્ર ગ્રહી દોડે ધાઇ રે,
કોણિકે નિજ તાતજ હણિયો, તો કિહા રહી પુત્ર સગાઈ રે કે૦ ૪

ભરત બાહુબળ આપે 'લડીયા, આપ આપે સજ થઇ રે,
બાર વરસ સગ્રામજ કીધો, તે કિહા રહી ભ્રાત સગાઇ રે કે૦ ૫

ગુરૂ ઉપદેશથી ગય પ્રદેશી, સુધુ સમકિત પાઇ રે,
સ્વારથ વિણુ સુરિ કતા, નારી માર્યો પિયુ વિષ પાઇ રે કે૦ ૬

નિજ અગજના અગજ છેદે, જુઓ રાહુ કેતુ કમાઈ રે,
સહુ સહુને નિજ સ્વાગ્થ બ્હાલો, કુણુ ગુરૂને કુણુ ભાઇ રે કે૦ ૭

સુભુમ ફરશુ ગમજ દાઈ, મા હે માહે વઢે બનાઇ રે,
ક્રોધ કરીને નર્કે પહોત્યા, તો કિહા રહી તાત સગાઇ રે કે૦ ૮

ચાણુકયે તો પર્વત સાથે, કીધી મિત્ર ઠગાઇ રે,
મરણુ પામી તે મનમા હરખ્યો, તો કિહા રહી મિત્ર સગાઈ રે કે૦૮

આપ સ્વારથ સહુને વહાલો, કુણુ સજ્જન કુણુ માઇ રે,
જમ ગજાનો તેડો આયો, ટગમગ જાવે ભાઈ રે કે૦ ૧૦

સાચો થી જિનધર્મ સખાઈ, આગધો લયલાઇ રે,
દેવવિજયે કવિ શિષ્યનો ઇણિપરે, તત્વવિજય સુખદાઈ રે કે૦૧૧



# ૯૬ શ્રી સોળ સુપનની સજઝાય.

( દોહા )

શ્રી ગુરૂ પદ પ્રણમી કરી, સોળ સુપન સુવિચાર;
દુસમ સમય તણા કહું, શાસ્ત્ર તણે અનુસાર. ॥ ૧ ॥

## ઢાળ ૧ લી.

( શારદ બુધદાઇ એ—દેશી )

પાટલીપુર નયરે ચંદ્રગુપ્ત રાજન,
ચાણાયક નામે બુદ્ધિ નિધાન પ્રધાન;
એકદીન પોષધમાં સૂવા રયણી મઝાર,
તવ દેખે નરપતિ, સોળ સુપન સુખકાર. ॥ ૧ ॥

ત્રાટક—સુખકારક વારક દુઃખ કેરાં, નિરખે નૃપ વડ વખતે,
વાજિંત્ર તરે ઉગત સુરે, આવી બેઠા તખતે;
ચાણાયક નાયક મતિ કેરો, આવી પ્રણમે પાય,
સોળ સુપન રયણાંતરે લાધ્યાં, તેબોલે નરરાય. ॥ ૨ ॥

ચાલધુર સુહણે દેખે, સુરતરૂ ભાંગી ડાળ,
બીજે આથમિયો, સુરજ બિંબ અકાળ;
ત્રીજે ચંદ્રચાલણી, ચોગે નાંખ્યા ભુત,
પાંચમે બાર મણને, દીઠો આહ અદ્‌ભુત. ॥ ૩ ॥

ત્રાટક—અતિ અદ્‌ભુત વિમાન વળ્યું, તિમ છે સુહણે દેખે;
કમળ ઉકરડે સાતમે આઠમે, આગિયો અંધારે પેખે;
સુકો સરોવર નવમે દક્ષિણ, પાસે ભરીયો નીર;
દસમે સુહણે સોવન થાળે, કુતરો ખાયે ખીર. ॥ ૪ ॥

ચાલ—ગજ ઉપર ચઢીયા, વાનર દેખે ઈગ્યાર,
મર્યાદા લોપે, સાગર સુપાન એ બાર,
મોટે રથે જુતા, વાછડા તેરમે દેખે,
આખાતિમ રયણાં, ચૌદમે સુપને પેખે ॥ ૫ ॥

ત્રોટક—તીમ દેખે પન્નરમે વૃષભે, ચઢિયા રાજકુમાર,
કાળા ગજએહુ માહો માહે, વઢતા સોળ એ માર,
એહવા સોળ સુપન જે લાધ્યા સભારે નૃપ જામ,
એહવે આવી દીયે વધાઇ, વનપાળક અભિરામ ॥ ૬ ॥

ચાલ—સ્વામી તુમ વનમા, શ્રુત્તિસાગર ગુણ ખાણી,
ભદ્રબાહુ મુનીસર, ચૌદ પૂર્વધર જાણી,
આવ્યા નિસુણીને, વદન કાજે જાય,
ચાણાયક સાથે, નરપતિ પ્રણવે પાય ॥ ૭ ॥

ત્રોટક—પાય નમીને નૃપતિ પુછે, સોળ સુપન સુવિચાર,
કૃપા કરી ભગવત મુજ દાખો, એહ કરો ઉપકાર,
તવ ગિરૂઆ ગણુધર શ્રુતસાગર, બોલ્યા નરપતિ આગે,
દુસમ આરે એહ સુપનરો, હોશે બહુલો લાભ ॥ ૮ ॥

ચાલ—સુરત રાજા ભાવે, નહિ લીયે સચમ ભાગજી,
આથમ્યો સુરજ બિબ અકાળે, તે આથમ્યુ કેવળનાણુજી,
જાતિ સમગ્ત નિર્મળ ઓહી, નહિ મનપજ્જવનાણુજી ॥૯॥

ત્રીજે ચાલણી ચદ્ર થયો જે, જીનમત એણીપેરે હોશેજી,
વાપ ઉત્થાપ તે કરશે બહુલા, કપટી કુગુરૂ વિગોશેજી,
ભુતનાચ્યા જે ભુતળે ચોગે, તે કુગુરૂ કુદેવ માનશેજી,
દૃષ્ટિરાગે વ્યામોહ્યા શ્રાવક, તેહના ભક્તો વાશેજી ॥૧૦॥

બારફણો વિષધર જે દીઠો, તેહનું એહ ફળ જાણોજી;
બાર વરસ દુર્ભિક્ષ તે પડશે, હોશે ધર્મની હાણોજી;
વળ્યું વિમાન જે આવતું પાછું, તે ચારણ મુનિ નવિ હોશેજી,
સાતિચારી આચારી થોડા, ધર્મે અધર્મે જાશેજી. ॥૧૧॥

કમળ ઉકરડાનું ફળ એહી, નીચ ઉંચ કરી ગણિયેજી;
ક્ષત્રિય કુળ સુરા તેહી પણ, વિશ્વાસીને હણિયેજી;
આગીયા સુહણાનું ફળ જાણો, જિન ધર્મે દઢ થોડાજી;
મિથ્યાકરણી કરતા દીસે, શ્રાવક વાંકા ઘોડાજી. ॥૧૨॥

સુકા સરોવર દક્ષિણ પાસે, નિર ભરિયું સુવિલાસેજી;
આપ ઉગારણ કાજે મુનિવર, દક્ષિણ દિશામાં જાશેજી;
જિહાં જિહાં જિન કલ્યાણ તિહાં તિહાં, ધર્મનો વિચ્છેદ થાશેજી
સંત અસંતની પેરે મનાશે, ધરમી જન સીદાસેજી. ॥૧૩॥

સોવન થાળે ખીર ભખે જે, કુતરો દશમે સુહણેજી;
ઉત્તમની ઉપરજી લક્ષ્મી, મધ્યમ બહુ પરિમાણેજી;
ગજ ઉપર જે વાનર ચઢીયા, તે હોશે મિથ્યાત્વી રાજાજી,
જિન ધર્મ વળી સંશય કરતા, મિથ્યા મતમાં તાજાજી. ॥૧૪॥

મર્યાદા લોપે જે સાગર, તે ઠાકુર મુકશે ન્યાયજી;
જુઠા સાચા સાચા જુઠા, કરશે લાંચ પસાયજી;
જેહ વડેરા ન્યાય ચલાવે, તેહ કરે અન્યાયજી;
કુડ કપટ છળ છંદ ઘણેરાં, કરતાં જુઠા ઉપાયજી. ॥૧૫॥

મ્હોટે રથે જે વાછડા જુત્યા, તેરમે સુપને નરેશજી;
વડ પણે સંયમ નહિ લેવે કોઈ, લઘુપણે કોઈક લેશેજી;
ભુખે પીડ્યા દુઃખે ભીડ્યા, પણ વૈરાગ ન ધરશેજી;
ગુરૂવાદિક મુકીને શિષ્યો, આપમતિ થઈ ફરશેજી. ॥૧૬॥

આખા રત્ન તે ચૌદમે દીઠા, તે મુનીવર ગુણ હીણાજી,
આગમગત વ્યવહારને છ ડી, દ્રવ્યની વૃત્તિયે લીણાજી,
કહેણી રહેણી એક ન દીસે, હોશે ચિત્ત અનાચારજી,
શુદ્ધ પરપર વૃત્તિ ઉવેખે, ન વહે વ્રતનો ભારજી ॥૧૭॥

રાજકુમાર જે વૃષભે ચઢીયા છે, માહોમાહિ નવી મિળશેજી,
વિરૂઆ વૈર સમા સગાથે, પરસુ નેહ છે ધારશેજી,
કાળા ગજ બેહુ વઢતા દીઠા, ને મામ્યા મેહ ન વરમેજી,
વીણુજ વ્યાપારે કપટ ઘણેરા, તોહી પેટન ભરશેજી ॥૧૮॥

સોળ સુપનનો અર્થ સુણીને, ભદ્રબાહુ ગુરૂ પાસેજી,
દુસમ સમય તણા ફળ નિસુણી, રાજા હૈયે વિમાસેજી,
પુત્ર રાજ્ય ઠવી વ્રત લેઇ, સારે આતમ કાનજી,
ભવિક જીવ બહુલા પ્રતિ બોધ્યા, ભદ્રબાહુ ગુરૂરાજજી ॥૧૯॥

ગુણરાગી ઉપશમ ગુણરગી, વરતી પ્રસગ પ્રાણજી,
સાચી સધહણા શુ પાલે, મહાવ્રત પચ સહિનાણીજી,
નિદા ન કરે વદને કેહની, બોલે અમૃત વાણીજી,
અપરપરા ભવજળધિ તરેવા, સમતા નાવ સમાણીજી ॥૨૦॥

શ્રી જિનશાસન ભાસ નણદર, બોધિબીજ સુખકારજી,
જીવદયા મનમાહે ધારો, કરૂણા રસ ભડારજી,
એ સજ્ઝાય ભણીને સમજો, દુસમ સમય વિચારજી,
ધીરવિમલ કવિરાયપસારે, નયવિજય જયકારજી ॥ ૨૧ ॥



# રાસ તથા છંદો.

## ૧ શ્રી ગૌતમ સ્વામીનો રાસ.

### ઢાળ ૧ લી–ભાષા.

વીર જીણેસર ચરણ કમલ, કમલા કયવાસો,
પણમવિ પભણીશું સામિસાલ, ગોયમ ગુરૂ રાસો;
મણ તણું વયણ એકંત કરવી, નિસુણો ભો ભવિયા,
જિમ નિવસે તુમ્હ દેહગેહ, ગુણગણ ગહગહિયા. ૧

જંબૂદીવ સિરિભરહ ખિત્ત, ખોણીતલ મંડણ,
મગધદેશ સેણીયનરેસ, રિઉદલ બળ ખંડણ;
ધણુવર ગુવ્વર ગામ નામ, જીહાં ગુણગણ સજ્જા,
વિપ્પ વસે વસુભૂઇ તથ્થ, જસુ પુહવી ભજ્જા. ૨

તાણ પુત્ત સિરિ ઇંદભૂઈ, ભૂવલય પસિદ્ધો,
ચઉદહ વિજ્જા વિવિહ રૂવ, નારીરસ વિદ્ધો;
વિનય વિવેક વિચાર સાર, ગુણગણહ મનોહર,
સાત હાથ સુપ્રમાણ દેહ, રૂપે રંભાવર. ૩

નયણ વયણ કર ચરણ, જિણવિ પંકજ જલપાડિય,
તેજે તારા ચંદ સૂર, આકાશ ભમાડિય;
રૂવે મયણ અનંગ કરવી, મેહેલ્યો નિરધાડિય,
ધીરમે મેરૂ ગંભીર સિંધુ, ચંગમ ચય ચાડિય. ૪

પેખવિ નિરૂવમ રૂવ જાસ, જણ જંપે કિંચિય,
એકાકી કલિ ભીત્ત ઇથ્થ, ગુણ મેહલ્યા સંચિય;

અહવા નિશ્ચે પુવ્વ જમ્મ, જિણવર ઈણુ અચિય,
રભા પઉમા ગૌરી ગગા, રતિ હા વિધિ વચિય ૫

નહીં બુધ નહીં ગુરૂ કવિ ન કોઈ, જસુ આગળ રહિઓ,
પચસયા ગુણપાત્ર છાત્ર, હીડે પરવરિઓ,
કરે નિરતર યન્નકર્મ, મિથ્યામતિ મોહિય,
ઈણુ છલ હોશે ચરમ નાહ, દસણુહ વિમોહિય. ૬

વસ્તુ છદ

જબૂદીવહ જબૂદીવહ ભરહવાસમિ,
ખોણીતલ મડણુ મગધ, દેમ સેણીય નરેસ,
વરગુબ્બર ગામ તિહા, વિપ્પ વસે વસુભૂઈ સુદર,
તસુ ભજ્જા પુહવી સયલ, ગુણગણુ રૂવ નિહાણુ,
તાણુ પુત્ત વિજ્જા નિલઓ, ગોયમ અતિહિ સુજાણુ ૭

ઢાળ ૨ જી—ભાષા

ચરમ જીણેસર કેવળનાણી, ચઉવિહ સઘ પઇઠ્ઠા જાણી,
પાવાપુરી સ્વામી સપત્તો, ચઉવ્વિહ દેવનિકાયહિ જુત્તો ૮

દેવે સમવસરણુ તિહા કીજે, જિન દીઠે મિથ્યામતિ ખીજે,
ત્રિભુવનગુરૂ સિહાસણુ બઈઠ્ઠા, તતખિણુ મોહ દિગતે પઇઠ્ઠા ૯

ક્રોધ માન માયા મદપૂરા, જાએ નાઠા જિમ દિન ચોરા,
દેવદુદુભિ આકાશે વાજે, ધર્મ નરેસર આવિયા ગાજે ૧૦

કુસુમવૃષ્ટી વિરચે તિહા દેવા, ચોસઠ ઇદ્ર જસુ માગે સેવા,
ચામર છત્ર શિરોવરિ સોહે, રૂપેહિ જિણવર જગ મહુમોહે ૧૧

ઉવસમ રસભર ભરી વરસતા, જોજન વાણી વખાણુ કરતા,
જાણુવિ વર્દ્ધમાન જિણુ પાયા, સુરનર કિન્નર આવે રાયા ૧૨

કાતિ સમૂહે ઝલ ઝલકતા, ગયણુ વિમાણે રણુરણુકતા,
પેખવિ ઈદભૂઈ મનચિતે, સુર આવે અમ્હ યન્ન હોવતે ૧૩

તીર તરંડક જિમ તે વહુતા, સમવસરણ પુહતા ગહગહતા;
તો અભિમાને ગોયમ જંપે, ઈણ અવસર કોપે તણું કંપે. ૧૪

મુઢ લોક અજાણ્યું બોલે, સુર જાણંતા ઈમ કાંઈ ડોલે;
મુજ આગળ કોઇ જાણ ભણીજે, મેરૂ અવર કીમ ઉપમા દીજે. ૧૫

વસ્તુ છંદ

વીર જિણવર, વીર જિણવર, નાણ સંપન્ન,
પાવાપુરી સુરમહીય, પત્તનાહ સંસાર તારણ;
તિંહિં દેવેહિં નિમ્મવિય, સમવસરણ બહુ સુખકારણ,
જિણવર જગ ઉજ્જોય કરે, તેજે કરિ દિનકાર,
સિંહાસણ સામિય ઠવિયો, હુઓ સુજય જયકાર. ૧૬

ઢાળ ૩ જી–ભાષા.

તવ ચઢીઓ ઘણ માનગજે, ઈંદભૂઈ ભૂદેવતો,
હુંકારો કરી સંચરીઓ, કવણસુ જિણવર દેવતો;
જોજન ભૂમિ સમવસરણ, પેખવી પ્રથમારંભતો,
દહદિસી દેખે વિબુધ વહુ, આવંતી સુરરંભતો. ૧૭

મણિમય તોરણ દંડ ધજા, કોસીસે નવ ઘાટતો,
વેર વિવર્જિત જંતુગણ, પ્રતિહારજ આઠતો;
સુરનર કિન્નર અસુરવર, ઈંદ્ર ઈંદ્રાણી રાયતો,
ચિત્તે ચમક્કિય ચિંતવે એ, સેવંતા પ્રભુ પાયતો. ૧૮

સહસ કિરણ સમવીર જિણ, પેખવી રૂપ વિસાલતો,
એહ અસંભવ સંભવેએ, સાચો એ ઈંદ્રજાળતો;
તવ બોલાવે ત્રિજગ ગુરૂ, ઈંદભૂઇ નામેણ તો,
શ્રીમુખ સંશય સામિ સવે, ફેડે વેદપએણ તો. ૧૯

માન મેલી મદ ઠેલી કરી, ભગતે નામે સીસ તો,
પંચસયાશું વૃત લીઓ એ, ગોયમ પહેલો સીસ તો;

બધવ સજમ સુણુવિ કરી, અગ્નિભૂઈ આવેય તો,
નામ લેઈ આભાસ કરે, તે પણુ પ્રતિબોધેઇ તો ૨૦

ઇણુ અનુક્રમે ગણુહર રયણુ, થાપ્યા વીરે અગ્યારતો,
તો ઉપદેશે ભુવનગુરૂ, સજમ શુ વ્રત બાર તો,
બિહુ ઉપવાસે પારણુ એ, આપણુપે વિહરત તો,
ગોયમ સજમ જગ સયલ, જયજયકાર કરત તો ૨૧

વસ્તુ ૭૬

ઇદભૂઇઅ ઇદભૂઇઅ ચઢિય બહુમાન,
હુકારો કરી સચરિઓ, સમવસરણુ પુહતો તુરત,
ઇહ સસા સામિ સવે, ચરમ નાહ ફેડે ફુરત,
બોધીબીજ સજ્ઝાય મને, ગોયમ ભવહ-વિરત્ત,
દિખ્ખ લઇ સિખ્ખા સહિય, ગણુહર પય સપત્ત ૨૨

ઢાળ ૪ થી-ભાષા

આજ હુઓ સુવિહાણુ, આજ પચેલિમા પુણ્ણુભરો,
દીઠા ગોયમ સામિ, જો નિયનયણે અમિયભરો,
સિરિ ગોયમ ગણુહાર, પચસયા મુનિ પરવરિય,
ભૂમિય કરય વિહાર, ભવિયાજન પડિબોહ કરે,
સમવસરણુ મઝાર, જે જે શસા ઉપજે એ,
તે તે પર ઉપગાર, કારણુ પૂછે મુનિપવરો ૨૩

જિહા જિહા દીજે દીખ્ખ, તિહા તિહા કેવળ ઉપજે એ,
આપ કન્હે અણુહુત, ગોયમ દીજે દાન ઇમ,
ગુરૂ ઉપર ગુરૂભક્તિ, સામીય ગોયમ ઉપનીય,
ઇણુ છળે કેવળ નાણુ, રાગજ રાખે રગભરે, ૨૪

જો અષ્ટાપદ શૈલ, વદે ચઢીય ચઉવીસ જિણુ,
આતમ લબ્ધિ વસેણુ, ચરમસરીરી સોઇ મુનિ,

ઇઅ દેસણ નિસુણેઇ, ગોયમ ગણહર સંચલિયો;
તાપસ પન્નરસએણ, તો મુનિ દીઠો આવતો એ; ૨૫

તવ સોસિય નિય અંગ, અમ્હ શક્તિ નવિ ઉપજે એ;
કિમ ચઢશે દ્દઢ કાય, ગજ જિમ દીસે ગાજતો એ;
ગિરૂઓ એણે અભિમાન, તાપસ જો મન ચિંતવે એ;
તો મુનિ ચઢિઓ વેગ, આલંબી દિનકર કિરણ. ૨૬

કંચનમણિ નિષ્પન્ન, દંડ કળશ ધ્વજ વડ સહિય;
પેખવી પરમાણંદ, જિણહર ભરહેસર મહિય;
નિય નિય કાય પ્રમાણ, ચઉદિસિ સંઠિય જિણહબિંબ;
પણમવિ મન ઉલ્લાસે, ગોયમ ગણહર તિહાં વસિય. ૨૭

વયર સામીનો જીવ, તિર્યંક જાંભક દેવ તિહાં;
પ્રતિબોધે પુંડરીક, કંડરીક અધ્યયન ભણી;
વળતા ગોયમ સામી, સવિ તાપસ પ્રતિબોધ કરે;
લેઇ આપણે સાથ, ચાલે જિમ જૂથાધિપતિ. ૨૮

ખીર ખંડ ઘૃત આણી, અમિય વુઠ અંગુઠ ઠવે;
ગોયમ એકણ પાત્ર, કરાવે પારણું સવે;
પંચસયા શુભ ભાવ, ઉજ્જવળ ભરિઓ ખીરમીસી;
સાચા ગુરૂસંજોગ, કેવળ તે કેવળ રૂપ હુઆ. ૨૯

પંચસયા જિણનાહ, સમવસરણ પ્રાકાર ત્રય;
પેખવિ કેવળનાણ, ઉપન્નુ ઉજ્જોય કરે;
જાણે જિણહ પીયૂષ, ગાજંતી ઘણ મેઘ જિમ,
જિણવાણી નિસુણેઇ, નાણી હુઆ પંચસયા. ૩૦

વસ્તુ ૭૬.

ઇણે અનુક્રમે ઇણે અનુક્રમે, નાણ સંપન્ન;
પન્નરહસય પરવરિય, હરિય દુરિય જિણનાહ વંદઇ;

જાણુવિ જગગુરૂ વયણ, તિહ નાણ અપ્પાણ નિંદઈ,
ચરમ જિણેસર ઇમ ભણઈ, ગોયમ મ કરિસ ખેઉ,
છેહ જઈ આપણ સહી, હોસા તુલ્લા બેઉ ૩૧

ઢાળ ૫ મી-ભાષા

સામિઓએ વીર જિણંદ, પુનિમ ચંદ જિમ ઉલ્લસીએ,
વિહરિઓએ ભરહવાસમિ, વરિસ બહુત્તર સંવસિઅ,
ઠવતો એ, કણય પઉમેસુ, પાયકમળ સંઘહિ સહિઅ,
આવિઓ એ નયણાનંદ, નયર પાવાપુરિ સુરમહિઅ ૩૨

પેખિયો એ ગોયમસામી, દેવશર્મા પ્રતિબોધ કરે,
આપણા એ ત્રિશલાદેવી, નંદન પહોતો પરમપએ,
વળતા એ દેવઆકાશે, પેખવિ જાણિયા જિણસમે એ,
તો મુનિએ મનવિખવાદ, નાદભેદ જિમ ઉપનોએ ૩૩

કુણ સમો એ સામિય દેખી, આપ કન્હે હુ ટાળીઓ એ,
જાણે તો એ તિહુ અણનાહ, લોક વિવહાર ન પાળીઓ એ,
અતિ ભલુ એ કીધેલુ સામી, જાણ્યુ કેવળ માગશે એ,
ચિંતવિઉં એ બાળક જેમ, અહવા કેડે લાગશે એ ૩૪

હું કિમ એ વીર જિણંદ, ભગતે ભોળો ભોલવ્યોએ,
આપણો એ અવિહડ નેહ, નાહ ન સંપે સાચવ્યોએ,
સાચો એ તુહીં વીતરાગ, નેહ ન જેણે લાલીઓએ,
ઇણ સમે એ ગોયમ ચિત્ત, રાગ વેરાગે વાલિઓએ ૩૫

આવતુ એ જે ઉલટ, રહેતુ રાગે માહિઉએ,
કેવલ એ નાણ ઉપ્પન્ન, ગોયમ સહેજે ઉમાહિઓ એ,
તિહુઅણ એ જય જયકાર, કેવલ મહિમા સુર કરે એ,
ગણહર એ કરેઇ વખાણ, ભવિયણ ભવ ઇમ નિસ્તરે એ ૩૬

વસ્તુ છંદ.

પઢમ ગણુહર પઢમ ગણુહર વરસ પચાસ,
ગિહિવાસે સંવસિય, તીસ વરસ સંજમ વિભૂસિઅ;
સિરિ કેવલનાણ પુણ, બાર વરિસ તિહુયણ નમંસિય,
રાયગિહિ નયરિંહિં ઠવિઅ, બાણુવઇ વરિસાઉ,
સામી ગોયમ ગુણ નિલો, હોશે શિવપુર ઠાઉ. ૩૭

ઢાળ ૬ ઠ્ઠી—ભાષા.

જિમ સહકારે કોયલ ટહુકે, જિમ કુસુમહ વને પરિમલ મહકે,
જિમ ચંદન સુગંધનિધિ, જિમ ગંગાજળ લહરે લહકે;
જિમ કણયાચલ તેજે ઝલકે, તિમ ગોયમ સાૈભાગ્ય નિધિ. ૩૮

જિમ માન સરોવર નિવસે હંસા, જિમ સુરવર કણયવતંસા;
જિમ મહુયર રાજીવ વને, જિમ રયણાયર રયણે વિલસે;
જિમ અંબર તારાગણ વિકસે, તિમ ગોયમ ગુણ કેલિવને. ૩૯

પૂનમનિસિજિમ શશીહર સોહે, સુરતરૂમહિમા જિમ જગમોહે,
પૂરવ દિસિજિમ સહસકરો, પંચાનન જિમ ગિરિવર રાજે;
નરવઇ ઘર જિમ મયગલ ગાજે, તિમ જિન શાસન સુનિપવરો. ૪૦

જિમ સુરતરૂપર સોહે શાખા, જિમ ઉત્તમ મુખ મધુરી ભાખા,
જિમ વન કેતકી મહમહેએ, જિમ ભૂમિપતિ ભૂયબલ ચમકે;
જિમ જિન મંદિર ઘંટા રણકે, તિમ ગોયમ લબ્ધે ગહગહેએ. ૪૧

ચિંતામણિ કર ચઢિઓ આજ, સુરતરૂ સારે વંછિયકાજ,
કામકુંભ સવિ વશ હુઆએ, કામ ગવી પૂરે મનકામિય;
અષ્ટ મહાસિદ્ધિ આવે ધામિય, સામિય ગોયમ અણુસરોએ. ૪૨

પણ વખ્ખર પહેલો પભણીજે, માયા બીજ શ્રવણ નિસુણીજે,
શ્રીમતી શોભા સંભવેએ, દેવહધુરિ અરિહંત નમીજે;
વિનય પહુ ઉવજ્ઝાય થુણીજે, ઇણ મંત્રે ગોયમ નમોએ. ૪૩

પુર પુર વસતા કાંઇ કરીજે, દેશદેશાતર કાંઇ ભમીજે,
ક્વણુ કાજ આયાસ કરો, પ્રહઉઠી ગોયમ સમરીજે,
કાજ સમગ્ગહ તતખિણુ સિઝે, નવ નિધિવિલસે તાસ ઘરે ૪૪

ચઉદહ સયબારોત્તર વરસે, ગોયમ ગણુહર કેવલદિવસે,
કિઉવિત્ત ઉપગાર પરો, આદેહિ મગળ એહ પભણીજે,
પરવ મહોચ્છવ પહિલો લીજે, ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણુ કરો ૪૫

ધન્યમાતા જિણે ઉદરે ધરિયા, ધન્યપિતા જિણુ કુલ અવતરિયા,
ધન્ય સહગુરૂ જિણે દિખ્ખિયાએ, વિનય વત વિદ્યાભડાર,
જસુગુણુ કોઇ ન લબ્ભે પાર, વિદ્યાવત ગુરૂ વિનવેએ,
ગૌતમસ્વામીનો રાસ ભણીજે, ચઉવ્વિહ સઘ રલિયાયત કીજે
ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણુ કરો ૪૬

## શ્રી ગૌતમસ્વામીનો રાસ સપૂર્ણ.

---

## ૨ શ્રી ગૌતમાષ્ટક છંદ.

વીર જીનેશ્વર કેરો શીષ્ય, ગૌતમ નામ જપો નીશદીશ,
જો કીજે ગૌતમનુ ધ્યાન, તો ઘર નિવશે નવે નીધાન ૧

ગૌતમ નામે ગીરીવર ચઢે, મનો વાછિત હેલા સપજે,
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નાવે સર્વ મજોગ ૨

જે વૈરી વીરૂઆ વકડા, તસ નામે નાવે ઢુકડા,
ભૂત પ્રેત નવીમડે પ્રાણુ, તે ગૌતમના કરૂ વખાણુ ૩

ગૌતમ નામે નીરમળ કાય, ગૌતમ નામે વાધેઆય,
ગૌતમ જીન શાસન શણુગાર, ગૌતમ નામે જયજયકાર ૪

શાળ દાળ સુરહા ઘૃત ગોળ, મનવંછીત કાપડ તંબોળ,
ઘરે સુઘરણી નીરમલ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત. ૫

ગૌતમ ઉદયો અવીચળ ભાણ, ગૌતમ નામ જપો જગજાણ;
મોટા મંદીર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ. ૬

ઘર મયગળ ઘોડાની જોડ, વારૂ પહોંચે વંછીત કોડ;
મહીયલ માને મહોટા રાય, જો તુઠે ગૌતમના પાય. ૭

ગૌતમ પ્રણમ્યા પાતક ટળે, ઉત્તમ નરની સંગત મળે;
ગૌતમ નામે નિર્મળ જ્ઞાન, ગૌતમ નામે વાઘે વાન; ૮

પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ;
કહે લાવણ્ય સમય કર જોડ, ગૌતમ તુઠે સંપત્તિ કોડ. ૯

---

## ૩ ગૌતમસ્વામીનો છંદ સંસ્કૃત.

શ્રી ઈંદ્રભૂતિં વસુભૂતિપુત્રં, પૃથ્વીભવં ગૌતમગોત્રરત્નમ્;
સ્તુવન્તિ દેવાઃ સુરમાનવેન્દ્રાઃ સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૧

શ્રીવર્ધ્દમાનાત્ ત્રિપદીમવાપ્ય, મુહૂર્ત્તમાત્રેણ કૃતાનિ યેન;
અંગાનિ પૂર્વાણિ ચતુર્દશાનિ, સ ગૌતમો૦ ૨

શ્રીવીરનાથેન પુરા પ્રણીતં, મંત્રં મહાનંદસુખાય યસ્ય;
ધ્યાયન્ત્યમી સૂરિવરાઃ, સમગ્રાઃ, સ ગૌતમો૦ ૩

યસ્યાભિધાનં મુનયોઽપિ સર્વે, ગૃહ્ણન્તિ ભિક્ષાભ્રમણસ્ય કાલે;
મિષ્ટાનપાનામ્બરપૂર્ણકામાઃ, સ ગૌતમો૦ ૪

અષ્ટાપદાદ્રૌ ગગને સ્વશક્ત્યા, યયૌ જિનાનાં પદવંદનાય;
નિશમ્ય તીર્થાતિશયં સુરેભ્યઃ, સ ગૌતમો૦ ૫

ત્રિપચસખ્યાશતતાપસાનાં, તપ કૃશાના પુનર્ભવાય,
અક્ષીણલબ્ધ્યયા પરમાન્નદાતા, સ ગૌતમો ૬

સદક્ષિણ ભોજનમેવ દેય, સાધર્મિક સઘસપર્યયેવ,
કૈવલ્યવસ્ત્ર પ્રદદો મુનીના, સ ગૌતમો૦ ૭

શિવગતે ભર્તરિ વીરનાથે, યુગપ્રધાનત્વમિહૈવ મત્વા,
પટ્ટાભિષેકો વિદધે સુરેન્દ્રૈ, સ ગૌતમો૦ ૮

ત્રૈલોકયબીજ ત્રિજ્ઞાન બીજ, પરમાત્માબીજ પરમેષ્ઠીબીજમ્,
યન્નામ મત્ર વિદધે સુરેન્દ્રૈ, સ ગૌતમો ૯

શ્રીગૌતમસ્યાષ્ટકમાદરેણ, પ્રબોધકાલે મુનિપુગવા યે,
પઠન્તિ તે સૂરિપદ સદૈવા-નદ લભન્તે સુતગ ક્રમેણ ૧૦

---

## ૪ શ્રી નવકાર મત્રનો છદ.

વછિત પૂરે વિવિધ પરે, શ્રી જિન શાસન સાર,
નિશ્ચે શ્રી નવકાર નિત્ય, જપતા જય જયકાર ૧

અડસઠ અક્ષર અધિક ફલ, નવપદ નવે નિધાન,
વીતરાગ સ્વય મુખ વદે, પચ પરમેષ્ઠિ પ્રધાન ૨

એકજ અક્ષર એક ચિત્ત, સમર્યો સપત્તિ થાય,
સચિત સાગર સાતના, પાતક દૂર પલાય ૩

સકલ મત્ર શિર મુગટમણિ, સદ્ગુરૂ ભાષિત સાર,
સોભવિયા મન શુદ્ધ શુ, નિત્ય જપીએ નવકાર ૪

છદ

નવકાર થકી શ્રીપાલ નરેશ્વર, પામ્યા રાજ્ય પ્રસિદ્ધ,
શ્મશાન વિષે શિવનામ કુમરને, સોવન પુરિસો સિદ્ધ,

નવ લાખ જપંતાં નરક નિવારે, પામે ભવનો પાર,
સો ભવિયાં ભક્તે ચોકખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર. ૫

બાંધી વડશાખા શિંકે બેસી, હેઠળ કુંડ હુતાસ,
તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકે, ઉડ્યો તે આકાશ;
વિધિ રીતે જપતાં વિષધર વિષ ટાલે, ઢાલે અમૃતધાર. સો૦૬

બીજોરા કારણ રાય મહાબલ, વ્યંતર દુષ્ટ વિરોધ,
જેણે નવકારે હત્યા ટાલી, પામ્યો યક્ષ પ્રતિબોધ;
નવલાખ જપતાં થાયે જિનવર, ઇસ્યો છે અધિકાર. સો૦૭

પલ્લીપતિ શીખ્યો મુનિવર પાસે, મહામંત્ર મન શુદ્ધ,
પરભવ તે રાજસિંહ પૃથિવીપતી, પામ્યો પરિગલ રિદ્ધ;
એ મંત્ર થકી અમરાપુર પહોતો, ચારૂદત્ત સુવિચાર. સો૦૮

સંન્યાસી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પરજાલે,
દીઠો શ્રી પાસકુમારે પન્નગ, અધબળતો તે ટાલે;
સંભળાવ્યો શ્રી નવકાર સ્વયંમુખ, ઇંદ્રભુવન અવતાર. સો૦૯

મન શુદ્ધે જપતાં મયણાસુંદરી, પામી પ્રિય સંયોગ,
ઇણે ધ્યાન થકી કુષ્ટ ટળ્યો ઉંબરનો, રક્ત પિત્તનો રોગ;
નિશ્ચે શું જપતાં નવનિધિ થાયે, ધર્મ તણો આધાર. સો૦૧૦

ઘટમાંહી કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ઘરણી કરવા ઘાત,
પરમેષ્ટિ પ્રભાવે હાર ફુલનો, વસુધા માંહિ વિખ્યાત;
કમલાવતીએ (કલાવતીએ) પિંગલ કીધો, પાપતણો પરિહાર. સો૦૧૧

ગયણાંગણ જાતિ રાખી ગ્રહીને, પાડી બાણ પ્રહાર,
પદ પંચ સુણંતાં પાંડુપતિ ઘર, તે થઇ કુંતા નાર;
એ મંત્ર અમુલખ મહિમા મંદિર, ભવદુઃખ ભંજનહાર. સો૦ ૧૨

કંબલ સંબલે કાદવ કાઢ્યા, શકટ પાચમે માન,
દીધે નવકારે ગયા દેવલોકે, વિલસે અમર વિમાન,
એ મંત્ર થકી સંપત્તિ વસુધા લહી, વિલસે જૈન વિહાર સો૦ ૧૩

આગે ચોવીશી હુઇ અનંતી, હોશે વાર અનંત,
નવકાર તણી કોઇ આદિ ન જાણે, એમ ભાખે અરિહંત,
પૂરવ દિશી ચારે આદિ પ્રપંચે, સમર્યો સંપત્તિ સાર સો૦ ૧૪

પરમેષ્ઠિ સુરપદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર,
પુંડરગિરિ ઉપર પ્રત્યક્ષ પેખો, મણિધરને એક મોર,
સહગુરૂ સન્મુખ વિધિયે સમરતાં, સફળ જન્મ સંસાર સો૦ ૧૫

શુલિકારોપણ તસ્કર કીધો, લોહખરો પરસિદ્ધ,
તિહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની રિદ્ધ,
શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યાં સુરે કરી મનોહાર સો૦ ૧૬

પંચ પરમેષ્ઠિ જ્ઞાનજ પંચહ, પંચ દાન ચારિત્ર,
પંચ સજ્ઝાય મહાવ્રત પંચહ, પંચ સમિતિ સમકિત,
પંચ પ્રમાદ વિષય તજો પંચહ, પાલો પંચાચાર સો૦ ૧૭

કલશ-છપ્પય.

નિત્ય જપીયે નવકાર, સાર સંપત્તિ સુખદાયક,
સિદ્ધ મંત્ર એ શાશ્વતો, એમ જપે શ્રી જગનાયક,
શ્રી અરિહંત સુસિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણીજે,
શ્રી ઉવજ્ઝાય સુ સાધુ, પંચ પરમેષ્ઠિ થુણીજે
નવકાર સાર સંસાર છે, કુશલ લાભ વાચક કહે,
એક ચિત્તે આરાધતાં, વિવિધ રીદ્ધી વાંછિત લહે. સો૦ ૧૮

# ૫ નવકાર મહિમા ફળ.

નવકાર મંત્ર આ લોક અને પરલોક એમ બન્ને લોકમાં અત્યંત ઉપકારી છે. મહાનિશીથ સૂત્રમાં કહેલું છે કેઃ—

नासइ चोर सावय, विसहर जल जलण वंधण भयाइं ॥
चिंतिज्जंतो रख्खस, रण राय भयाइं भावेण ॥ १ ॥

ભાવથી નવકાર ગણતાં ચોર, સર્પ, પાણી, અગ્નિ, બંધન, રાક્ષસ, સંગ્રામ, રાજ પ્રમુખ ભય જતાં રહે છે.

બીજા ગ્રંથોમાં પણ કહેલું છે કેઃ—" પુત્રાદિક જન્મ વખતે પણ નવકાર ગણવો કે જેથી તે નવકારના ફળથી રિદ્ધિ-વંત થાય, અને મરણ વખતે પણ નવકાર સંભળાવવો કે જેથી મરનાર જરૂર સદ્ગતિ જાય છે. આપદા વખતે પણ નવકાર ગણવો કે જેથી સેંકડો આપદાઓ ઉલ્લંઘન થાય છે ( જતી રહે છે ) ધનવંતે પણ નવકાર ગણવો કે જેથી તેની રિદ્ધિ વિસ્તાર પામે છે. નવકારના એક પદથી કરેલાં પાપનો ક્ષય થાય છે, અને આખો નવકાર ગણવાથી પાંચસે સાગરોપમનું પાપ નાશ પામે છે. વિધિપૂર્વક જિનેશ્વર ભગવંતની પૂજા કરીને જે ભવ્ય જીવ એક લાખ નવકાર ગણે તો તે પ્રાણી વગર શંકાએ તીર્થં-કર ગોત્ર બાંધે. આઠક્રોડ આઠ લાખ આઠ હજાર આઠસેં આઠ ( ૮૦૮૦૮૮૦૮ ) નવકાર ગણે તે પ્રાણી ખરેખર ત્રીજે ભવે મોક્ષ પદને પામે છે. "

## ૬ નવકારથી થતા આલોકના ફળ ઉપર શિવકુમારનો દૃષ્ટાંત.

જુગાર પ્રમુખ વ્યસનથી આસક્ત થયેલા શિવકુમારને તેના પિતાએ મરણ પામતી વખતે શિખામણ દીધી કે, " ખરેખરૂ કષ્ટ પડે ત્યારે નવકાર ગણજે " પછી પિતાના મરણ પામ્યા બાદ તે પોતાના દુર્વ્યસનથી નિર્ધન થયો થકો કોઇક ધનાર્થી દુષ્ટ પરીણામવાળા ત્રિદડી ( યોગી ) ના ભરમાવ્યાથી તેનો ઉત્તરસાધક બનીને કાળી ચૌદશની રાત્રે તેની સાથે સ્મશાનમા આવી હાથમા ખડ્ગ લેઈ ત્યા તે યોગીએ તૈયાર કરી રાખેલા શબ (મડદા ) ના પગને મસળતો હતો, તે વખતે પોતાના મનમા ભય લાગતા નવકારનુ સ્મરણ કરવા લાગ્યો બે ત્રણ વાર તે શબ ઉભુ થઈ તેને મારવા આવ્યુ, પણ નવકાર મત્રના પ્રભાવથી તેને મારી શકયુ નહી છેવટે ત્રીજી વારે તે શબે પેલા યોગીનો જ વધ કર્યો કે જેથી તે યોગી જ સુવર્ણ પુરૂષ બની ગયો, તેથી તેણે ઘણીક રિદ્ધિ મેળવી તે વડે તે ઘણા ધર્મકૃત્ય કરીને છેવટે સ્વર્ગે સીધાવ્યો એ પ્રકારે નવકારમત્રના પ્રભાવથી આ શિવકુમાર જીવતો રહ્યો, અને મોટો ધનવાન બનીને ઘણા દેરાસરપ્રમુખ શુભ કૃત્યો કરીને છેવટે સ્વર્ગે ગયો એમ જે પ્રાણી નવકારમત્રનું ધ્યાનસ્મરણ કરે તેને આ લોકમા ભય નડતા નથી.

---

## ૭ નવકારથી થતા પરલોકના ફળ ઉપર વડના સમળીનો દૃષ્ટાંત.

ભરૂઅચ નગરી ( ભરૂચ ) ની પાસે આવેલા વનમાં વડના ઝાડ ઉપર બેઠેલી કોઈક સમળીને પારધીએ બાણથી વીંધી નાખી હતી તેને પાસે રહેલા કોઇક સાધુએ નવકાર સંભળાવ્યો તેથી તે મરણ પામ્યા પછી સિંહળદેશના રાજાની માનવંતી પુત્રીપણે ઉત્પન્ન થઈ. તે તરૂણ અવસ્થા પામી. તે વખતે એકદા તેને છીંક આવતાં પાસે રહેલા કોઇકે "નમો અરિહંતાણં" એવો ઉચ્ચાર કર્યો. જેથી તે રાજકુમારીને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું. તેથી તેણીએ પોતાના પિતાને કહી પાંચસો વહાણ માલના ભરીને ભરૂઅચ નગરીની પાસે આવેલા વનમાં તે જ વડના ઝાડ આગળ ( જ્યાં પોતે મરણ પામી હતી ત્યાં જ ) "સમળીવિહારઉદ્ધાર" એવા નામનું મુનિ સુવ્રતસ્વામીનું મોટું દેવાલય કરાવ્યું. એમ જે પ્રાણી મરણ પામતી વખતે પણ નવકારનું સ્મરણ કરે છે તો તેને પરલોકમાં પણ સુખની ને ધર્મની પ્રાપ્તિ થાય છે.

તે માટે સુતાં, ઉઠીને તત્કાળ, નવકારમંત્રના ધ્યાન થકી આ ભવે અને પરભવ સુખી થવાય છે.



## ૮ અથ શ્રી વિશસ્થાનક વિધિ.

શ્રી વીશ સ્થાનક તપનુ આરાધન કરવા ઇચ્છનારે યથા-સ્થાને પ્રત્યેક પદે ખમાસમણુ દેઇ ઉપયોગ સહિત બોલવાના

દુહા ૧ અરિહંત પદ

પરમ પંચ પરમેષ્ઠીમા, પરમેશ્વર ભગવાન,
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો જિનભાણુ ॥ ૧ ॥

૨ સિદ્ધ પદ

ગુણુ અનંત નિર્મળ થયા, સહજ સ્વરૂપ ઉજાશ,
અષ્ટ કર્મ મળ ક્ષય કરી, સિદ્ધ ભયે નમો તાસ ॥ ૨ ॥

૩ પ્રવચન પદ

ભાવામય ઔષધ સમી, પ્રવચન અમૃત વૃષ્ટિ
ત્રિભુવન જીવને સુખ કરી, જય જય પ્રવચન દષ્ટિ ॥ ૩ ॥

૪ આચાર્ય પદ

છત્રીશ છત્રીશી ગુણે, યુગ પ્રધાન મુણીંદ,
જિનમત પરમત જાણુતા, નમો નમો તેહ સુરીંદ ॥ ૪ ॥

૫ સ્થવીર પદ

તજી પર પરિણુતી રમણુતા, લહે નિજભાવ સ્વરૂપ,
સ્થિર કરતા ભવિ લોકને, જય જય સ્થવિર અનૂપ ॥ ૫ ॥

૬ ઉપાધ્યાય પદ

બોધ સૂક્ષ્મ વિણુ જીવને, ન હોય તત્વ પ્રતીત,
ભણે ભણાવે સુત્રને, જય જય પાઠક ગીત. ॥ ૬ ॥

૭ સાધૂ પદ

સ્યાદવાદ ગુણ પરિણમ્યો, રમતા સમતા સંગ;
સાધે શુદ્ધાનંદતા, નમો સાધુ શુભ રંગ. ॥ ૭ ॥

૮ જ્ઞાન પદ

અધ્યાત્મ જ્ઞાને કરી, વિઘટે ભવભ્રમ ભીત;
સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીત. ॥ ૮ ॥

૯ દર્શન પદ

લોકાલોકના ભાવજે, કેવલિ ભાષિત જેહ;
સત્ય કરી અવધારતો, નમો નમો દર્શન તેહ. ॥ ૯ ॥

૧૦ વિનય પદ

શૌચ મૂળથી મહાગુણી, સર્વ ધર્મનો આધાર;
ગુણ અનંતનો કંદ એ, નમો નમો વિનય આચાર. ॥૧૦॥

૧૧ ચારિત્ર પદ

રત્ન ત્રય વિણ સાધના, નિષ્ફળ કહી સદીવ;
ભાવ રયણનું નિધાન છે. જય જય ચારિત્ર જીવ. ॥ ૧૧ ॥

૧૨ બ્રહ્મચર્ય પદ

જીન પ્રતિમા જીન મંદીરા, કંચનના કરે જેહ;
બ્રહ્મચર્યથી બહુ ફળ લહે, નમો નમો શિયળ સુદેહ. ॥૧૨॥

૧૩ ક્રીયા પદ

આત્મ બોધ વિણ જે ક્રિયા, તે તો બાળક ચાલ;
તત્વારથથી ધારીયે, નમો નમો ક્રિયા સુવિશાળ. ॥ ૧૩ ॥

### ૧૪ તપ પદ

કર્મ ખપાવે ચીકણા, ભાવ મગળ તપ જાણ,
પચ્ચાસ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણ ખાણ ॥ ૧૪ ॥

### ૧૫ ગૌતમ પદ

છઠ્ઠ છઠ્ઠ તપ કરે પારણું, ચઉનાણી ગુણ ધામ,
એ સમ શુભ પાત્ર કો નહીં, નમો નમો ગોયમ સ્વામ ॥૧૫॥

### ૧૬ જીન પદ

દોષ અઢારે ક્ષય થયા, ઉપન્યા ગુણ જસ અગ,
વૈયાવચ્ચ કરીયે મુદા, નમો નમો જિનપદ સગ ॥ ૧૬ ॥

### ૧૭ સયમ પદ

શુદ્ધાતમ ગુણમે રમે, તજી ઇંદ્રિય આશસ
થિર સમાધિ સતોષમા, જય જય સયમ વશ ॥ ૧૭ ॥

### ૧૮ અભિનવજ્ઞાન પદ

અભિનવ જ્ઞાન ભેવો ભવિક, ચારિત્ર સમકીત મૂળ,
અજર અમર પદ ફળ લહો, જિનવર પદવી ફૂલ ॥ ૧૮ ॥

### ૧૯ શ્રૂત પદ

વકતા શ્રોતા યોગથી, શ્રૂત અનુભવ રસ પીત,
ધ્યાતા ધ્યેયની એકતા, જય જય શ્રૂત સુખલીન ॥ ૧૯ ॥

### ૨૦ તીર્થ પદ

તીર્થ યાત્રા પ્રભાવ છે શાસન ઉન્નતિ કાજ,
પરમાનદ વિલાસતા, જય જય તિર્થ જહાજ ॥ ૨૦ ॥

નોટ—તપસ્યા કરનારે પદના કાઉસગ્ગ પ્રમાણે દરેક વખતે દુહા બોલી બોલી ખમાસમણ આપવા

# ૯ વીશસ્થાનક પદના જાપ કાઉસગ્ગ ખમાસમણા વિગેરેનું યંત્ર.

| | જાપ | માળા | કાઉસગ્ગ | ખમાસમણ |
|---|---|---|---|---|
| ૧ | ૐ હ્રીઁ નમો અરિહંતાણં | ૨૦ | ૨૪ | ૨૪ |
| ૨ | ૐ હ્રીઁ નમો સિદ્ધાણં | ૨૦ | ૧૫ | ૧૫ |
| ૩ | ૐ હ્રીઁ નમો પવયણસ્સ | ૨૦ | ૪૫ | ૪૫ |
| ૪ | ૐ હ્રીઁ નમો આયરિયાણં | ૨૦ | ૩૬ | ૩૬ |
| ૫ | ૐ હ્રીઁ નમો થેરાણં | ૨૦ | ૧૦ | ૧૦ |
| ૬ | ૐ હ્રીઁ નમો ઉવજ્ઝાયાણં | ૨૦ | ૨૫ | ૨૫ |
| ૭ | ૐ હ્રીઁ નમો લોએ સવ્વસાહૂણં | ૨૦ | ૨૭ | ૨૭ |
| ૮ | ૐ હ્રીઁ નમો નાણસ્સ | ૨૦ | ૫ | ૫ |
| ૯ | ૐ હ્રીઁ નમો દંસણસ્સ | ૨૦ | ૬૭ | ૬૭ |
| ૧૦ | ૐ હ્રીઁ નમો વિણયસ્સ | ૨૦ | ૧૦ | ૧૦ |
| ૧૧ | ૐ હ્રીઁ નમો ચરિત્તસ્સ | ૨૦ | ૭૦ | ૭૦ |
| ૧૨ | ૐ હ્રીઁ નમો બંભવયધારિણં | ૨૦ | ૯ | ૯ |
| ૧૩ | ૐ હ્રીઁ નમો કિરિયાણં | ૨૦ | ૨૫ | ૨૫ |
| ૧૪ | ૐ હ્રીઁ નમો તવસ્સ | ૨૦ | ૧૨ | ૧૨ |
| ૧૫ | ૐ હ્રીઁ નમો ગોયમસ્સ | ૨૦ | ૨૮ | ૨૮ |
| ૧૬ | ૐ હ્રીઁ નમો જિણાણં | ૨૦ | ૨૦ | ૨૦ |
| ૧૭ | ૐ હ્રીઁ નમો સંયમધારિણં | ૨૦ | ૧૭ | ૧૭ |
| ૧૮ | ૐ હ્રીઁ નમો અભિનવ નાણસ્સ | ૨૦ | ૫૧ | ૫૧ |

| | | | |
|---|---|---|---|
| ૧૯ ॐ હ્રીઁ નમો સુયસ્સ | ૨૦ | ૧૨ | ૧૨ |
| ૨૦ ॐ હ્રીઁ નમો તિથ્થસ્સ | ૨૦ | ૫ | ૫ |

૧ નોટઃ—દરેક કાઉસગ્ગ ચંદેસુ નિમ્મલયરા સુધી કરવા

૨ ખમાસમણુ આપી ઈરિયાવહી કહી ઈચ્છાકારેણ સંદિસહ ભગવન "અમુક પદ" આરાધન નિમિત્ત કાઉસગ્ગ કરૂં ઇચ્છ "અમુક પદ" આરાધના નિમિત્ત કરેમિ કાઉસગ્ગ ? વંદણવત્તિઆ અન્નથ્થ૦ કહી લોગસ્સનો કાઉસગ્ગ

૩ દેવવંદન કરવાની યોગ્યતા ન મળે તો ત્રણ વખત નાના ચૈત્યવંદન કરી લેવા.

૪ પ્રતિક્રમણ ન આવડતા હોય તો સવાર અને સાંઝ એક એક સામાયિક કરી દેવી.

૫ કારણને લીધે રહેલી ક્રીયા સ્ત્રિઓએ શુદ્ધ થયા પછી પણ પુરી કરી દેવી

૬ વિધિ—એકાસણા, આયબીલ, અથવા ઉપવાસથી ઓળી શરૂ કરી, છ મહીનામાં એક અને દશ વર્ષે ૨૦ એમ પુરી કરવી આ મર્યાદા Utkrus છે શક્તિ હોય તો જલદી પણ પુરી થઈ શકે છે

૭ તપસ્યાને દિવસે ત્રણ વખત દેવવંદન, બે વખત પ્રતિક્રમણ, કાઉસગ્ગ, ખમાસમણા, ૨૦ માળા વીગેરે ગણવી

ઇતિ સમાપ્ત

---

## ૧૦ દેવની આશાતના.

દેવની જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ, એમ ત્રણ પ્રકારની આશાતના છે. જઘન્ય આશાતના તે વાસખેપની, બરાસની, અને કેસરની ડબી તથા રકાબી, કળશ પ્રમુખ ભગવંતને અફાળવાં અથવા નાશિકા, મુખને ફરસેલાં વસ્ત્ર પ્રભુને અડકાડવાં. મધ્યમ આશાના તે મુખકોશ બાંધ્યા વિના કે ઉત્તમ નિર્મળ ધોતીયાં પહેરયા વિના પ્રભુની પૂજા કરવી, પ્રભુની પ્રતિમા જમીન ઉપર પાડવી, અશુદ્ધ પૂજનદ્રવ્ય પ્રભુને ચડાવવાં, પૂજાની વિધિનો અનુક્રમ ઉલ્લંઘન કરવો. ઉત્કૃષ્ટ આશાતના તે પ્રભુની પ્રતિમાને પગ લગાડવો; શલેખમ, ખળખો, થુંક વિગેરેનો છાંટો ઉડાડવો; નાશિકાના સલેખમથી મલીન થયેલા હાથ પ્રભુને લગાડવા; પ્રતિમા પોતાના હાથેથી ભાંગવી, ચોરવી, ચોરાવવી; વચનથી પ્રતિમાના અવર્ણવાદ બોલવા વિગેરે.

બીજી રીતે દેરાસરતી જઘન્યથી ૧૦ ભેદે, મધ્યમથી ૪૦ ભેદ, અને ઉત્કૃષ્ટથી ૮૪ ભેદે આશાતના વર્જવી તે બતાવે છે.

### ( દેવની જઘન્ય ૧૦ આશાતના. )

દેરાસરમાં તંબોળ ( પાન સોપારી ) ખાવું, પાણી પીવું, ભોજન કરવું, જોડા બુટ પહેરીને જવું, સ્ત્રીભોગ કરવો, શયન કરવું, થુંકવું, પેશાબ કરવો, વડીનીતિ કરવી, જુગાર વિગેરે રમત કરવી. એ પ્રકારે દેરાસરની અંદર દશ જઘન્ય આશાતના વર્જવી.

### ( દેવની મધ્યમ ૪૦ આશાતના. )

૧ દેરાસરમાં પેશાબ કરવો, ૨ વડીનીતિ ( ઠલ્લો ) કરવી, ૩ જોડા કે બુટ પહેરવા, ૪ પાણી પીવું, ૫ ભોજન કરવું, ૬ શયન કરવું, :૭ સ્ત્રી સંભોગ કરવો, ૮ તંબોળ ખાવું, ૯

થુક્વુ, ૧૦ જુગાર રમવુ, ૧૧ જુ માકડ જોવા વીણવા, ૧૨ વિકથા કરવી, ૧૩ પલાંઠી બાધીને બેસવું, ૧૪ જુદા જુદા પગ લાબા કરીને બેસવુ, ૧૫ પરસ્પર વિવાહ કરવો (બડાઇ કરવી,) ૧૬ કોઇની હાસી (મશ્કરી) કરવી, ૧૭ કોઇ પર ઇર્ષા કરવી, ૧૮ સિંહાસન, પાટ, બાજોઠ વિગેરે ઉંચા આસન ઉપર બેસવુ, ૧૯ કેશ શરીરની વિભૂષા (શોભા કરવી), ૨૦ છત્ર ધારવુ, ૨૧ ખડગનુ ધરવુ (કોઈપણ જાતના શસ્ત્ર રાખવા), ૨૨ મુગટ રાખવો, ચામર ધરાવવા, ૨૪ ધરણુ નાખવુ (કોઇની પાસે માગતા હોઇએ તેને દેરાસરમા પકડવો), ૨૫ સ્ત્રીઓની સાથે કામ વિકાર તથા હાશ્ય વિનોદ કરવા (માત્ર વચનથી હાસ્ય કરવો) ૨૬ કોઈ પણ જાતિની ક્રીડા કરવી, (પાના, ગજીફા વિગેરે રમવા), ૨૭ મુખકોશ બાધ્યા વિના પૂજા કરવી, ૨૮ મલીન વસ્ત્ર કે શરીરે પૂજા કરવી, ૨૯ ભગવતની પૂજા વખતે પણ ચિત્તને ચપળ રાખવુ, ૩૦ દેરામા પ્રવેશ કરતી વખતે સચિત વસ્તુને દૂર છાડે નહી, ૩૧ અચિત્ત પદાર્થ શોભાકારી હોય તેને દૂર મૂકવા (નિરતર પહેરવાના દાગીના ઉતારી નાખવા), ૩૨ એક સાટિક (અખડ વસ્ત્ર) નુ ઉત્તરાસગણુ કર્યા વિના દેરામા જવુ, ૩૩ પ્રભુની પ્રતિમા દીઠે થકે પણ બે હાથ ન જોડવા, ૩૪ છતી શક્તિએ પ્રભુની પૂજા ન કરે, ૩૫ પ્રભુને ચઢાવવા યોગ્ય ન હોય એવા પદાર્થ પ્રભુને ચઢાવવા, ૩૬ પૂજા કરે તેમા અનાદરપણુ રાખે, ભક્તિ બહુ માન ન રાખવા, ૩૭ ભગવતની નિંદા કરનાર પુરૂષોને અટકાવે નહીં, દેવ દ્રવ્યનો વિનાશ થતો દેખી ઉવેખે, ૩૯ છતી શક્તિએ દેરે જતા વાહન ઉપર બેસે, ૪૦ દેરામા વડેરાથી પહેલા ચૈત્યવદન કે પૂજા કરે, જિન ભવનમા રહેતા ઉપર લખેલા કારણુમાથી હરકોઈ પણ કારણને સેવે તે મધ્યમ આશાતના થાય છે તે વર્જવી

## ૧૧ દેવની ઉત્કૃષ્ટ ૮૪ આશાતના.

૧ ખેલ તે નાશિકાનું લીંટ દેરાસરમાં નાખે, ૨ જુગાર, ગંજીફો, શેત્રંજ, ચોપાટ વિગેરેની રમત દેરામાં કરે, ૩ દેરામાં લડાઇ કરે, ૪ કળા તે ધનુષ વિગેરેની ( કળા ) દેરામાં શીખે, ૫ કોગળા કરે, ૬ તંબોળ ખાય, ૭ તંબોળ ખાઇને કુચો દેરામાં નાખે, ૮ દેરામાં કોઇને ગાળ આપે ( દે ), ૯ દેરામાં લઘુનીતિ વડી નીતિ કરે, ૧૦ હાથ પગ મુખ શરીર દેરામાં ધુવે, ૧૧ કેશ સમારે, ૧૨ નખ ઉતારે, ૧૩ લોહી પાડે, ૧૪ સુખડી વિગેરે દેરાસરમાં ખાય, ૧૫ ગુમડાં ચાઠાં વિગેરેની છાલ ચામડી ઉખેડી દેરામાં નાંખે, ૧૬ પિત્ત ને મુખમાંથી નિકળેલું પિત્ત ( ધાતુ ) દેરામાં નાંખે, ૧૭ દેરામાં ઉલટી કરે, ૧૮ દાંત પડી જાય તે દેરામાં પડવા દે, ૧૯ દેરામાં વિશ્રામ કરે (વિસામો લે), ૨૦ દાંતનો મેલ પાડે, ૨૨ આંખનો મેલ પાડે, ૨૩ નખ પાડે, ૨૪ ગાલ વગાડે, ૨૫ નાશિકાનો મેલ નાખે ૨૯ મંત્રને ભૂતાદિક નિગ્રહના મંત્ર સાધન દેરામાં કરે અથવા રાજ્ય પ્રમુખના કાર્યનો વિચાર કરવા દેરાસરમાં પંચ ભેળા થઇ બેસે, ૩૦ વિવાહ વિગેરેનાં સંસારીક કાર્ય માટે દેરાસરમાં પંચ મળે, ૩૧ દેરાસરમાં બેસીને પોતાના સગાં વહાલાંઓને આપવા યોગ્ય વિભાગની વેહેંચણી દેરાસરમાં કરે, ૩૩ પોતાના ઘરનો દ્રવ્ય દેરાસરમાં મુકે અથવા દેરાસરના ભંડારમાં પોતાનો દ્રવ્ય સાથે રાખે, ૩૪ પગ ઉપર પગ રાખી ( ચડાવી ) દેરાસરમાં બેસે, ૩૫ દેરાસરની ભીંત, ઓટલા, જમીન ઉપર છાણાં થાપે સુકાવે, ૩૬ પોતાનાં વસ્ત્ર દેરાસરમાં સુકાવે, ૩૭ મગ, ચણા, મઠ, તુવેરની દાળ કરવા દેરાસરમાં સુકાવે, ૩૮ પાપડ, ૩૯ વડી, ખેરો, શાક અથાણા વિગેરે કરવા હરકોઇ.

પણ પદાર્થ સુકાવે, ૪૦ ગજા વિગેરેના ભયથી દેરાસરના ગભારા, ભોંયરા, ભંડાર વિગેરેમા સંતાવુ, ૪૧ દેરાસરમા બેઠા થકા પોતાના કોઇપણ સંબંધીનુ સાભળી રૂદન કરવુ, ૪૨ સ્ત્રી કથા, રાજકથા, દેશ કથા, ભોજન કથા વિકથા દેરાસરમા કરવી, ૪૩ પોતાના ઘર કામ સારૂ કોઇ પ્રકારના યંત્ર ઘાણી, વિગેરે શસ્ત્ર અસ્તરા વિગેરે દેરાસરમા ઘડાવવા તૈયાર કરાવવા, ૪૪ ગો, ભેસ, બળદ, ઘોડા, ઉંટ, વિગેરે દેરાસરમા ( રાખવ ) બાધવા, ૪૫ ટાઢ પ્રમુખના કારણથી દેરાસરમા બેસી તાપણી પ્રમુખનુ સેવન કરવુ, ૪૬ દેરાસરમા પોતાના સંસારીક કાર્ય માટે રંધન કરવુ, ૪૭ દેરાસરમા બેસી રૂપીયા, મોહોર, ચાદી, સોનુ, રત્ન વિગેરેની પરીક્ષા કરવી, ૪૮ દેરાસરમા પેસતા નિકળતા નિસ્રીહિ આવસહિ કહેવુ ભુલી જવુ, ૪૯ છત્ર, ૫૦ પગરખા, ૫૧ શસ્ત્ર ચામર એ વસ્તુઓ દેરાસરમા લાવવી, ૫૨ મનને એકાગ્ર ન રાખવુ, ૫૩ તેલ પ્રમુખનુ દેરાસરમા ચોળાવવુ, ૫૪ સચિત ફ્લ ફુલ વિગેરે જે કાઈ હોય તે દેરાસરથી બહાર ન કાઢી નાખવા, ૫૫ દરરોજ પહેરવાના દાગીના દેરે જતા ન પહેરવા, જેથી આશાતના થાય કેમકે લોકમા પણ નિંદા થાય કે જુઓ આ કેવો ધર્મ કે દરરોજ પહેરવાના દાગીના પણ દેરે જતા પહેરવાની જેમા મનાઇ છે, ૫૬ જિન પ્રતિમા દેખીને બે હાથ ન જોડવા, એક પનાવાળુ ઉત્તમ વસ્ત્રનુ ઉતરાસણ કીધા વિના દેરામા જાય, ૫૮ મુકુટ મસ્તકે બાધી રાખે, ૫૯ માથા ઉપર મોલી વીંટી રાખે ( વસ્ત્ર વીંટી રાખે ), ૬૦ માથામા પાઘડી વિગેરે ઉપર ઘાલેલુ ફુલ કાઢી ન નાખે, ૬૧ હોડ પાડે ( શરત કરે ) જેમ કે એક મુઠીએ નાળીએર ભાગી આપે તો અમુક આપુ, ૬૨ દેરાસરમા દડાગેડીથી રમત રમવી, ૬૩ દેરાસરમા કોઈ

પણ મોટા માણસને જુહાર ( સલામ ) કરવી, ૬૪ દેરાસરમાં જેમ લોક હસી પડે એવી કોઇ પણ જાતની ભાંડ ચેષ્ટ કરવી, જેમ કે આંખો મચકોડવી કે કાખ વગાડવી કે હાથના આમતેમ લેંહેકા કરવા, ૬૫ કોઇને તિરસ્કારવચન બોલવું જેમકે અરે! અલ્યા, દુષ્ટ ચોમ એમ બોલવું, ૬૬ કોઇની પાસે લેહેણું હોય તેને દેરાસર વિગેરેમાં પકડવો અથવા દેરાસરમાં બંધન કરી તેની પાસેથી દ્રવ્ય લેવું, ૬૭ દેરાસરે રણસંગ્રામ કરવો, ૬૮ દેરાસરમાં ચોટલીવાળ ઓળવા, ૬૯ દેરાસરમાં પલાંઠી બાંધીને બેસવું, ૭૦ પગ સાફ રાખવા માટે દેરાસરમાં કાષ્ટની પાવડી પહેરવી, ૭૧ દેરાસરમાં બીજા લોકોની અડચણની અવગણના કરીને પગ લાંબા કરી બેસવું, ૭૨ શરીરના સુખ માટે પગે પડપડી દેવરાવે ( પગચંપી કરાવે ), ૭૩ હાથપગ ધોવા વિગેરે કારણથી દેરાસરમાં ઘણું પાણી ઢોળી દેરામાં જતાં જવાના માર્ગમાં કીચડ કરે, ૭૪ ધુળવાળા પગથી આવી દેરાસરમાં પગ ઝાટકે જેથી દેરામાં ધુળ ધુળ કરે–ધુળ ઉડાડે, ૭૫ દેરાસમાં મૈથુન સેવે–કામકેલી કરે, ૭૬ માથા ઉપર પહેરેલી પાઘડીમાંથી કે લુગડામાંથી માંકણ જુ પ્રમુખ વીણીને દેરામાં નાખે અથવા વીણે, ૭૭ દેરાસરમાં બેસી ભોજન કરે, ૭૮ ગુહ્ય સ્થાન બરોબર ઢાંક્યા વિના જેમતેમ બેસી લોકને ( ગુહ્ય સ્થાન ) દેખાડે તથા દેરામાં દૃષ્ટિયુદ્ધ તથા બાહુયુદ્ધ કરે, ૭૯ દેરામાં બેસી વૈદુ કરે ( ઔષધ વિગેરે દેરામાં કોઇને બતાવે ), ૮૦ દેરાસરમાં વેચવુંસાટવું કરે, ૮૧ દેરામાં શય્યા કરી:સુવે; ૮૨ દેરાસરમાં પાણી પીયે અથવા દેરાસરની અગાશી યા પરનાળથી પડતાં પાણી ઝીલે, ૮૩ દેરાસરમાં સ્નાન કરે, ૮૪ દેરાસરમાં સ્થિતી કરે ( રહે ).

---

ૐ

" नमो नम श्रीगौतमस्वामिने "

# શ્રી ગુરૂમહારાજની વર્જવા યોગ્ય તેત્રીશ આશાતના.

૧ ( पुरोगमन ) આશાતના ગુરૂની ( पुर ) આગળઆગળ કારણ વિના ( गमन ) ચાલે તે ( માર્ગ દેખાડવો ઇત્યાદિ કારણથી આગળ ચાલવામા આશાતના ન ગણવી )

૨ ( पक्षगमन ) આશાતના ગુરૂની ( पक्ष ) પડખે પડખે ( બરાબરીમા દેખાય એવી રીતે ) નજીકમા ચાલવુ તે ( નજીકમા ચાલવાથી શ્વાસ ખાસી છીંક ઇત્યાદિ થના ગુરૂને શ્લેષ્મ વિગેરે ઉડે છે માટે તેવી આશાતના ન થાય તેટલે દૂર ચાલવુ )

૩ ( पृष्ठ ( आसन्न ) गमन ) ગુરૂની पृष्टे=પાછળ નજીકમા ચાલે તે આશાતના

૪ ( पुर स्थ ) ગુરૂની पुर આગળ ( स्थ ) ઉભા રહેવુ તે આશાતના

૫ ( पक्षस्थ ) ગુરૂની પડખે નજીકમા ઉભા રહેવુ તે આશાતના

૬ ( पृष्ठ ( आसन्न ) स्थ ) ગુરૂની પાછળ પગ તુ નજીકમા ઉભા રહેવુ તે આશાતના

૭ (पुरोनिषीदन) ગુરૂની આગળ (निषीदन) બેસવુ તે આશાતના

૮ ( पक्षनिषीदन ) ગુરૂની પડખે નજીકમા બેસવું તે આશાતના

૯ ( पृष्ठ ( आसन्न ) निषीदन ) ગુરૂની પાછળ પરંતુ નજીકમાં બેસવું તે આશાતના.

૧૦ ( आचमन ) ગુરૂની સાથે ઉચ્ચારભૂમિએ ( વડી નીતિ માટે ) ગયેલ શિષ્ય ગુરૂના પહેલાં આચમન=( હાથ-પગની શુદ્ધિ ) કરે તો આશાતના. આહારાદિક વખતે પણ પહેલી મુખાદિ શુદ્ધિ કરવાથી પણ એ જ આશાતના લાગે છે.

૧૧ ( आलोचन ) બહારથી ઉપાશ્રયે ગુરૂની સાથે આવ્યા છતાં ગુરૂથી પહેલાં ગમનાગમન આલોવવું તે આશાતના.

૧૨ ( अप्रतिश्रवण ) કોણ ઉંઘે છે ? કોણ જાગે છે ? એ પ્રમાણે રાત્રે ગુરૂ પૂછે ત્યારે શિષ્ય જાગતો હોય તો પણ જાણે अप्रतिश्रवण=સાંભળતો ન હોય તેમ જવાબ ન આપે તો આશાતના.

૧૩ ( पूर्वालापन ) કોઈ આવેલ ગૃહસ્થાદિકને ગુરૂએ બોલાવ્યા પહેલાં પોતે બોલાવે તે આશાતના. ( પૂર્વ=પ્રથમ આલાપન=બોલાવવું એ શબ્દાર્થ છે. )

૧૪ ( पूर्वालोचन ) ગોચરી–આહારાદિ લાવીને પ્રથમ બીજા કોઈ સાધુ આગળ તે ગોચરી આલોચે, અને ત્યારબાદ ગુરૂ આગળ આલોચે તો આશાતના. ( અહિં ગોચરી સંબંધિ ગમનાગમનની ઇરિયાવહિ પડિક્કમવી તે ગોચરી આલોવવી અથવા આલોચવી કહેવાય ) ( ૧૧ મી અને ૧૪ મી આશાતના નામથી તુલ્ય છે. પરંતુ અર્થથી ભિન્ન છે. )

૧૫ ( पूर्वोपदर्शन ) લાવેલી ગોચરી ગુરૂને દેખાડ્યા પહેલા બીજા કોઇ સાધુને દેખાડે તો આશાતના ( અહિં પૂર્વ =પહેલા ઉપદર્શન–દેખાડવુ એ શબ્દાર્થ છે )

૧૬ ( पूर्वनिमन्त्रण ) લાવેલા આહારપાણી વાપરવા માટે પહેલા બીજા સાધુઓને નિમન્ત્રણ કરે (બોલાવે) અને ત્યારબાદ ગુરૂને નિમન્ત્રણ કરે તો આશાતના

૧૭ ( खद्धदान ) આહાર લાવીને ગુરૂની આજ્ઞા વિના પોતે જ બીજા સાધુઓને જેમ ઘટે તેમ મધુર સ્નિગ્ધ આદિ ખદ્ધ=ખાદ્ય આહાર યથાયોગ્ય દાન=વહેચી આપે તો આશાતના ( ખદ્ધ ) એટલે પ્રચુર=ઘણુ ઘણુ આપવુ એવો પણ અર્થ છે

૧૮ ( खद्धादन ) આહાર લાવીને ગુરૂને કાંઈક થોડો આપીને જે સ્નિગ્ધ અને મધુર આહાર ઉત્તમ દ્રવ્યોનો બનેલો હોય તે પોતે વાપરે તો આશાતના ( અહિં ખદ્ધ એટલે ખાદ્ય–મધુર આહારનુ અદન=ખાવુ એ શબ્દાર્થ છે )

૧૯ ( अप्रतिश्रवण ) ગુરૂ બોલાવે ત્યારે ન બોલવુ તે આશાતના ( બારમી આશાતના પણ એ જ નામવાળી છે, પણ તેમા અને આમા તફાવત એ છે કે બારમી આશાતના રાત્રે નિદ્રાના સમયની છે, અને આ ૧૯ મી આશાતના દિવસે બોલાવવા સબંધિ છે )

૨૦ ( खद्ध भाषण ) કઠિન કર્કશ અને મોટા ઘાંટા પાડીને ગુરૂસાથે ( ખદ્ધ એટલે પ્રચુર–ઘણુ ) બોલવુ તે આશાતના

૨૧ ( तत्रगत भाषण ) ગુરૂ બોલાવે ત્યારે શિષ્ય "मत्थएण वंदामि" ઈત્યાદિ બોલી તુર્ત ઉઠી ગુરૂ પાસે જઇને

નમ્રતાથી ગુરૂ શું કહે છે તે સાંભળવું જોઇએ, તેને બદલે પોતાના આસને બેઠો છતો જ જવાબ આપે તો આશાતના. ( વર્તમાનમાં એ વચન પ્રચલિત નથી, તો પણ તુર્ત જી કહીને ઉઠવું તે ( પ્રચલિત ) રીવાજ પણ વિનયભર્યો છે. )

૨૨ ( कि भाषण ) ગુરૂ બોલાવે ત્યારે 'કેમ ? શું છે ? શું કહો છો ?' ઇત્યાદિ બોલે તે આશાતના. કારણ કે ગુરૂ બોલાવે ત્યારે શિષ્યે શીઘ્ર "મત્થએણ વંદામિ" કહેવું ( અને તુર્ત ગુરૂ પાસે જઇને "આજ્ઞા ફરમાવો" ઇત્યાદિ નમ્ર વચનો બોલવાં જોઇએ. )

૨૩ ( तुं भाषण ) ગુરૂને "ભગવંત, શ્રી પૂજ્ય, આપ," ઇત્યાદિ મોટા માનવાળા ( બહુવચનવાળા ) શબ્દોથી બોલાવવા જોઇએ, તેને બદલે "તું, તને, ત્હારા," ઈત્યાદિ તોછડાઇવાળા" ( એકવચનવાળા ) શબ્દોથી તુંકારીને બોલાવે તો આશાતના.

૨૪ ( तज्जाति भाषण ) ગુરૂ શિષ્યને કહે કે "આ ગ્લાન ( માંદા ) સાધુની વૈયાવચ્ચ કેમ કરતો નથી ? તું બહુ આળસુ થઇ ગયો છે." ત્યારે શિષ્ય કહે કે તમે પોતે જ કેમ વૈયાવચ્ચ કરતા નથી ? તમે પોતે જ આળસુ થઈ ગયા છો" ઇત્યાદિ રીતે ગુરૂ જે શિખામણનું વચન કહે તે જ વાક્ય–વચન પ્રમાણે ગુરૂને પ્રત્યુત્તર ( સામો–ઉલટો જવાબ ) આપે તે તજ્જાત ભાષણ અથવા તજ્જાત વચન આશાતના કહેવાય. ( અહિં તજ્જાત એટલે તે જ જાતિનાં અર્થાત્ તે સરખા વચનો ( વડે ઉલટો જવાબ એ શબ્દાર્થ છે. )

२५ (नोसुमन) ગુરૂ (અથવા રત્નાધિક) કથા કહેતા હોય ત્યારે "અહો આપે આ વચન ઉત્તમ કહ્યુ" ઇત્યાદિ પ્રશંસાવચનો ન કહે તેમ જ કથાથી પોતાને સારી અસર થઇ છે એવો આશ્ચર્યભાવ અથવા હર્ષભાવ પણ ન દર્શાવે પરંતુ મનમા (શુ મારાથી પણ એમની અધિક વ્યાખ્યાનકળા છે? એવી ઇર્ષ્યાથી જ જાણે દુભાતો હોય તેમ વર્તે તો આશાતના (અહિં ગુરૂ પ્રત્યે કથાદિ પ્રસંગે શિષ્યનુ સુમન=સારૂ મન નો =નહિં તે નોસુમન એ શબ્દાર્થ છે)

२६ (नोस्मरण) ગુરૂ ધર્મ કથા કહેતા હોય ત્યારે "તમને આ અર્થ સ્મરણમા યાદ નથી, એ અર્થ એ પ્રમાણે ન હોય" ઇત્યાદિ કહે તો આશાતના

२७ (कथाछेद) ગુરૂ ધર્મ કથા કહેતા હોય ત્યારે "એ કથા હુ તમને (સભાજનોને) પછીથી સારી રીતે સમજાવીશ" ઇત્યાદિ કહીને અથવા તે કથા પુનઃ સમજાવીને ચાલતી કથામા વ્યાઘાત ભંગ કરે તો આશાતના.

२८ (परिषद्भेद) ગુરૂ કથા કહેતા હોય, અને સભા પણ કથાના રસમા એકતાન થઈ રહી હોય, તેટલામા શિષ્ય આવીને કહે કે "હવે ક્યાં સુધી કથા લંબાવવી છે? આહાર પાણીનો અવસર થઇ ગયો અથવા પોરસી વેળા પણ થઇ ગઇ" ઇત્યાદિ કહી પરિષદ-સભા (જનના ચિત્તનો) ભંગ કરે (તેમજ સભા જનો પણ કેટલાક ઉઠી ઉઠીને ચાલતા થાય) તો આશાતના અથવા એવુ કંઇ કરે કે જેથી સભા પણ ભેગી ન થાય તે પણ આશાતના

૨૯ ( अनुत्थितकथा ) ગુરૂ કથા કહી રહ્યા બાદ પર્ષદા—સભા હજી ઉઠી ગઈ ન હોય તેટલામાં પોતાની ચતુરાઇ દર્શાવવા ગુરૂએ વ્યાખ્યાનમાં કહેલી કથાનો અથવા અર્થનો વિસ્તાર કહી બતાવે તો આશાતના.

૩૦ ( संसारमादघट्टन ) ગુરૂની શય્યાને અને સંથારા વિગેરેને પોતાનો પગ લગાડવો, તેમજ આજ્ઞા વિના હાથ લગાડવો, તથા તેમ કરીને પણ ગુરૂને તે દોષ ખમાવે નહિં તો આશાતના જાણવી. કારણ કે ગુરૂની પેઠે ગુરૂનાં ઉપકરણ પણ પૂજ્ય છે માટે શિષ્યનો ધર્મ છે કે ગુરૂનાં ઉપકરણને પણ પગ વિગેરે લગાડવો નહિં અને આજ્ઞાવિના સ્પર્શ પણ કરવો નહિં, અને જો સ્પર્શ થઇ જાય તો " ફરીથી એમ નહિ કરૂં એમ બોલી અપરાધ ખમાવવો ( અહિં શરીર પ્રમાણની ( ૩ાા હાથની ) શય્યા અને અઢી હાથનો સંથારો જાણવો. )

૩૧ ( संथारावस्थान ) ગુરૂની શય્યા તથા સંથારા વિગેરે ઉપર અવસ્થાન ઉભા રહેવું ( તથા ઉપલક્ષણથી બેસવું, સૂવું, તે આશાતના.

૩૨ ( उच्चासन ) ગુરૂથી અથવા ગુરૂની આગળ તેમના કરતાં ઉંચા આસન ઉપર બેસે તો આશાતના. ( ઉપલક્ષણથી ગુરૂનાં વસ્ત્રાદિકથી અધિક મૂલ્યવાળા વસ્ત્રાદિક વાપરવાં તે પણ આશાતના એમાં અંતર્ગત સંભવે છે. )

૩૩ ( समासन ) ગુરૂથી અથવા ગુરૂની આગળ સરખા આસને બેસે તો આશાતના. ઉત્તમ શિષ્યે એ ૩૩ આશાતનાઓ વર્જવી. કારણ કે ગુરૂની આશાતના ( અવિનય ) નહિ કરનાર શિષ્ય ઉપર ગુરૂની પરમ કૃપા સ્વાભાવિક હોય

છે, અને તેથી જ્ઞાનાદિકની પ્રાપ્તિ સુગમ થાય છે એ આશાતનાઓ સાધુની મુખ્યતાએ કહી છે, છતા શ્રાવકને પણ એ આશાતનાઓ યથા યોગ્ય (જેટલી શ્રાવકને અંગે ઘટે તેટલી) ટાળવા યોગ્ય જાણવી

---

## ગુરૂ જઘન્યાદિ ભેદથી ૩ આશાતના.

ગુરૂને પગ વિગેરે લગાડવો ઇત્યાદિ જઘન્યઆશાતના, શુંક વિગેરે લગાડવુ ઇત્યાદિ મધ્યમ આશાતના, અને ગુરૂની આજ્ઞા ન માનવી, અથવા આજ્ઞાથી વિપરીત કરવુ, આજ્ઞા સાભળવી નહિ, અને કઠોર ભાષણ કરવુ વિગેરે ઉત્કૃષ્ટ આશાતના જાણવી. એ પ્રમાણે સાક્ષાત ગુરૂની આશાતના ૩૩ પ્રકારે અથવા ૩ પ્રકારે જાણવી ( શ્રાદ્ધવિધિ વૃત્તિ )

---

## ગુરૂની સ્થાપનાની ૩ આશાતના.

સ્થાપનાને પગ લગાડવો વિગેરે, અથવા આમ તેમ ચલવિચલ કરવી તે જઘન્ય, ભૂમિ ઉપર પાડી નાખવી અને અવજ્ઞાથી જેમ તેમ મૂકવી-ગોઠવવી તે મધ્યમ, તથા નાશ કરવો અથવા ભાગી નાખવી વિગેરે ઉત્કૃષ્ટ આશાતના જાણવી. ( શ્રાદ્ધવિધિ વૃત્તિ )



# પુણ્ય પ્રકાશનું સ્તવન.

( દુહા. )

સકળ સિદ્ધિદાયક સદા, ચોવીશે જિનરાય; સહગુરૂ સ્વામિની સરસ્વતી, પ્રેમે પ્રણમું પાય. ।। ૧ ।। ત્રિભુવનપતિ ત્રિશલા તણો, નંદન ગુણ ગંભીર; શાસન નાયક જગ જયો, વર્ધમાન વડ વીર. ।। ૨ ।। એકદિન વીર જિણંદને, ચરણે કરી પ્રણામ; ભવિક જીવના હિત ભણી, પૂછે ગૌતમ સ્વામ. ।। ૩ ।। મુક્તિ માર્ગ આરાધીએ, કહો કિણ પદે અરિહંત; સુધા સરસ તવ વચન રસ, ભાખે શ્રી ભગવંત. ।। ૪ ।। [1]અતિચાર આળોઇએ, [2]વ્રત ધરીએ ગુરૂ શાખ; [3]જીવ ખમાવો સયળ જે, યોનિ ચોરાશી લાખ. ।। ૫ ।। [4]વિધિશું વળી વોસરાવીએ, પાપસ્થાનક અઢાર; ચાર [5]શરણ નિત્ય અનુસરો, [6]નિંદો દુરિત આચાર. ।। ૬ ।। [7]શુભકરણી અનુમોદીએ, [8]ભાવ ભલો મન આણ; [9]અણસણ અવસર આદરી, નવપદ જપો સુજાણ. ।। ૭ ।। શુભ ગતિ આરાધન તણા, એ છે દસ અધિકાર; ચિત્ત આણીને આદરો, જેમ પામો ભવ પાર. ।। ૮ ।।

## ઢાળ ૧ લી.

( કુમતિએ છિંડી કીહાં રાખી, એ દેશી. )

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વીરજ, એ પાંચે આચાર; એહ તણા ઈહ ભવ પરભવના, આલોઇએ અતિચાર રે; પ્રાણી. જ્ઞાન ભણો ગુણખાણી; વીર વદે એમ વાણી રે પ્રાણી० ।। ૧ ।। એ આંકણી. ।। ગુરૂ ઓળવીએ નહીં ગુરૂ વિનય, કાળે ધરી બહુ

---

૧ વીખેરી, દૂર કરી.

માન, સૂત્ર અરથ તદુભય કરી સૂધાં, ભણીએ વહી ઉપધાન રે પ્રાણી૦ ॥ ૨ ॥ જ્ઞાનોપગરણ પાટી પોથી, ઠવણી નોકારવાલી, તેહ તણી કીધી આશાતના, જ્ઞાનભક્તિ ન સભાલી રે પ્રા૦ જ્ઞા૦ ॥ ૩ ॥ ઈત્યાદિક વિપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યુ જેહ, આ ભવ પરભવ વળી રે ભવોભવ, મિચ્છામિ દુક્કડ તેહ રે પ્રા૦ જ્ઞા૦ ॥ ૪ ॥ સમકિત લ્યો શુદ્ધ જાણી, વીર વદે એમ વાણી રે, પ્રાણી સમકિત લ્યો શુદ્ધ જાણી જિન વચને શકા નવિ કીજે, નવિ પરમત અભિલાષ, સાધુ તણી નિંદા પરિહરજો, ફળ સદેહ મ રાખો રે પ્રા૦ સ૦ ॥ ૫ ॥ મૂઢપણું છડો પરશસા, ગુણવતને આદરીએ, સામીને ધરમે કરી થિરતા, ભક્તિ પરભાવના કરીએ રે, પ્રા૦ સ૦ ॥ ૬ ॥ સઘ ચૈત્ય પ્રાસાદ તણો જે, અવર્ણવાદ મન લેખ્યો, દ્રવ્ય દેવકો જે વિણસાડ્યો, વિણસતો ઉવેખ્યો રે પ્રા૦ સ૦ ॥ ૭ ॥ ઈત્યાદિક વિપરીતપણાથી, સમકિત ખડયુ જેહ, આ ભવ પરભવ વળી રે ભવોભવ, મિચ્છામિ દુક્કડ તેહ રે પ્રા૦ સ૦ ॥ ૮ ॥ ચારિત્ર લ્યો ચિત્ત આણી, પચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવચન માય, સાધુ તણે ધરમે પરમાદે, અશુદ્ધ વચન મન કાય રે પ્રા૦ ચા૦ ॥ ૯ ॥ શ્રાવકને ધર્મે સામાયિક, પોસહમા મન વાળી, જે જયણાપૂર્વક એ આઠે, પ્રવચન માય ન પાળી રે પ્રા૦ ચા૦ ॥ ૧૦ ॥ ઈત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડોહોળ્યુ જેહ, આ ભવ પરભવ વળી રે ભવો ભવ, મિચ્છામિ દુક્કડ તેહ રે પ્રા૦ ચા૦ ॥ ૧૧ ॥ બારે ભેદે તપ નવિ કીધો, છતે જોગે નિજ શક્તે, ધર્મે મન વચ કાયા વીરજ, નવિ ફોરવીયુ ભગતે રે પ્રા૦ ચા૦ ॥ ૧૨ ॥ તપ વીરજ આચારે એણી પરે, વિવિધ વિરાધ્યા જેહ, આ ભવ પરભવ વળી રે ભવોભવ, મિચ્છામિ દુક્કડ તેહ રે, પ્રા૦ ચા૦ ॥ ૧૩ ॥ વળીય વિશેષે ચારિત્ર કેરા,

અતિચાર આલોઈએ; વીર જિણેસર વયણ સુણીને, પાપ મેલ સવિ ધોઇયે રે પ્રા૦ ચા૦ ॥ ૧૪ ॥

## ઢાળ ૨ જી.

( પામી સુગુરૂ પસાય, એ દેશી. )

પૃથ્વી પાણી તેઉ, વાયુ વનસ્પતિ; એ પાંચે થાવર કહ્યાં એ. ॥ ૧ ॥ કરી કરસણ આરંભ, ખેત્ર જે ખેડીયાં; કૂવા તળાવ ખણાવીયા એ. ॥ ૨ ॥ ઘર આરંભ અનેક, ટાંકાં ભોંયરાં; મેડી માળ ચણાવીયા એ. ॥ ૩ ॥ લીંપણ ગુંપણ કાજ, એણીપરે પરપરે; પૃથ્વીકાય વિરાધીયા રે. ॥ ૪ ॥ ધોયણ નાહણ પાણી, ઝીલણ અપકાય; છોતિ ધોતિ કરી દુહવ્યા એ. ॥ ૫ ॥ ભાઠીગર કુંભાર, લોહ સુવનગરા; ભાડભુંજા લીહાળાગરા એ. ॥ ૬ ॥ તાપણ શેકણ કાજ, વસ્ત્ર નિખારણ; રંગણ રાંધણ રસવતી એ. ॥ ૭ ॥ એણી પરે કર્માદાન, પરે પરે કેળવી; તેઉ વાયુ વિરાધીયા એ. ॥ ૮ ॥ વાડી વન આરામ, વાવી વનસ્પતિ; પાન ફૂલ ફળ ચુંટીયાં એ. ॥ ૯ ॥ પુંખ પાપડી શાક, શેકયાં સૂકવ્યાં; છેદ્યાં છુંદ્યાં આથીયાં એ. ॥ ૧૦ ॥ અળશી ને એરંડ, ઘાણી ઘાલીને; ઘણા તિલાદિક પીલીયા એ. ॥ ૧૧ ॥ ઘાલી કોલુ માંહે, પીલી સેલડી; કંદમૂળ ફળ વેચીયાં એ. ॥ ૧૨ ॥ એમ એકેંદ્રી જીવ, હણ્યા હણાવીયા; હણતાં જે અનુમોદિયા એ. ॥ ૧૩ ॥ આ ભવ પરભવ જેહ, વળીય ભવોભવે; તે મુજ મિચ્છામિ દુક્કડં એ. ॥ ૧૪ ॥ કૃમિ ચરમીઆ કીડા, ગાડર ગંડોલા; ઇયળ પૂરા ને અળશીયાં એ. ॥ ૧૫ ॥ વાળા જળો ચૂડેલ, વિચલિત રસ તણાં; વળી અથાણાં પ્રમુખનાં એ. ॥ ૧૬ ॥ એમ બેઇંદ્રી જીવ, જેહ મેં દુહવ્યા; તે મુજ મિચ્છામિ દુક્કડં એ. ॥ ૧૭ ॥ ઉધેહી જૂ લીખ, માકડ મંકોડા; ચાંચડ કીડી કંથુઆ એ. ॥ ૧૮ ॥

ગદ્ધીઆ ઘીમેલ, કાનખજુરીઆ, ગીંગોડા ધનેરીયા એ ॥ ૧૯ ॥ એમ તેઈંદ્રી જીવ, જેહ મે દુહવ્યા, તે મુજ મિચ્છામિ દુક્કડ એ ॥ ૨૦ ॥ માખી મચ્છર ડાંસ,મસા પતગીયા, કસારી કોલિયાવડા એ ॥ ૨૧ ॥ ઢીકણુ વિછુ તીડ, ભમરા ભમરીયો, કોતાબગ ખડમાકડી એ, ॥ ૨૨ ॥ એમ ચઉરિંદ્રી જીવ, જેહ મે દુહવ્યા, તે મુજ મિચ્છામિ દુક્કડ એ ॥ ૨૩ ॥ જળમા નાખી જાળ, જળચર દુહવ્યા, વનમા મૃગ સતાપીયા એ ॥ ૨૪ ॥ પીડ્યા પખી જીવ, પાડી પાશમા, પોપટ ઘાલ્યા પાંજરે એ ॥ ૨૫ ॥ એમ પચેદ્રી જીવ, જે મે દુહવ્યા, તે મુજ મિચ્છામિ દુક્કડ એ ॥ ૨૬ ॥

## ઢાળ ૩ જી.

( વાણી વાણી હિતકારી જી, એ દેશી )

ક્રોધ લોભ ભય હાસ્યથી જી, બોલ્યા વચન અસત્ય, કુડ કરી ધન પારકા જી, લીધા જેહ અદત્ત રે, જિનજી, મિચ્છામિ દુક્કડ આજ તુમ શાખે મહારાજ રે જિનજી, દેઇ સારૂ કાજ રે જિનજી, મિચ્છામિ દુક્કડ આજ ॥ ૧ ॥ એ આંકણી ॥ દેવ મનુષ્ય તિર્યંચના જી, મૈથુન સેવ્યા જેહ, વિષયારસ લપટપણે જી, ઘણુ વિડબ્યો દેહ રે, જિનજી૦ ॥ ૨ ॥ પરિગ્રહની મમતા કરી જી, ભવે ભવે મેલી આથ, જે જિહા તે તિહા રહ્યુ જી, કોઇ ન આવે સાથ રે જિનજી૦ ॥ ૩ ॥ રયણી ભોજન જે કર્યાં જી, કીધા ભક્ષ અભક્ષ, રસના રસની લાલચે જી, પાપ કર્યા પ્રત્યક્ષ રે જિનજી૦ ॥ ૪ ॥વ્રત લેઈ વિસારીયાં જી, વળી ભાગ્યા પચ્ચખાણ, કપટ હેતુ કિરિયા કરી જી, કીધા આપ વખાણ રે. જિનજી૦ ॥ ૫ ॥ ત્રણ ઢાળ આઠે દુહે જી, આલોયા અતિચાર, શિવ ગતિ આરાધન તણો જી, એ પહેલો અધિકાર રે જિનજી, મિચ્છામિ દુક્કડ આજ ॥ ૬ ॥

## ઢાળ ૪ થી.

( સાહેલડીની. એ દેશી. )

પંચ મહાવ્રત આદરો સાહેલડી રે, અથવા લ્યો વ્રત બાર તો; યથાશક્તિ વ્રત આદરી સાહેલડી રે, પાળો નિરતિચાર તો. ॥ ૧ ॥ વ્રત લીધાં સંભારીએ સા૦, હૈડે ધરીય વિચાર તો; શિવ ગતિ આરાધન તણો સા૦, એ બીજો અધિકાર તો. ॥ ૨ ॥ જીવ સવે ખમાવીએ સા૦, યોનિ ચોરાશી લાખ તો; મન શુદ્ધે કરી ખામણાં સા૦, કોઇશું રોષ ન રાખ તો. ॥ ૩ ॥ સર્વ મિત્ર કરી ચિંતવો સા૦, કોઈ ન જાણો શત્રુ તો; રાગ દ્વેષ એમ પરિહરો સા૦, કીજે જન્મ પવિત્ર તો. ॥ ૪ ॥ સ્વામિ સંઘ ખમાવીએ સા૦, જે ઉપની અપ્રીત તો; સ્વજન કુટુંબ કરી ખામણાં સા૦, એ જિનશાસન રીતિ તો. ॥ ૫ ॥ ખમીએ ને ખમાવીએ સા૦, એહજ ધર્મનો સાર તો; શિવ ગતિ આરાધન તણો સા૦, એ ત્રીજો અધિકાર તો. ॥ ૬ ॥ મૃષાવાદ હિંસા ચોરી સા૦, ધનમૂર્ચ્છા મૈથુન તો; ક્રોધ માન માયા તૃષ્ણા સા૦, પ્રેમ દ્વેષ પૈશુન્ય તો. ॥ ૭ ॥ નિંદા કલહ ન કીજીએ સા૦, કૂડાં ન દીજે આળ તો; રતિ અરતિ મિથ્યા તજો સા૦, માયા મોહ જંજાળ તો. ॥ ૮ ॥ ત્રિવિધ ત્રિવિધ વોસરાવિએ સા૦, પાપસ્થાન અઢાર તો; શિવગતિ આરાધન તણો સા૦, એ ચોથો અધિકાર તો. ॥ ૯ ॥

## ઢાળ ૫ મી.

( હવે નિસુણો ઇહાં આવીયા, એ દેશી. )

જનમ જરા મરણે કરી એ, આ સંસાર અસાર તો; કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણહાર તો. ॥ ૧ ॥ શરણ

એક અરિહંતનું એ, શરણુ સિદ્ધ ભગવંત તો, શરણુ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણુ ગુણવંત તો ॥૨॥ અવર મોહ સવિ પરિહરી એ, ચાર શરણુ ચિત્ત ધાર તો, શિવ ગતિ આરાધન તણો એ, એ પાચમો અધિકાર તો ॥ ૩ ॥ આ ભવ પરભવ જે કર્યા એ, પાપ કર્મ કેઈ લાખ તો, આત્મ શાખે તે નિંદીએ એ, પડિક્કમીએ ગુરૂ શાખ તો ॥ ૪ ॥ મિથ્યા મતિ વર્તાવિયા એ, જે ભાખ્યા ઉત્સૂત્ર તો, કુમતિ કદાગ્રહને વશે એ, જે ઉત્થાપ્યા સૂત્ર તો ॥ ૫ ॥ ઘડ્યા ઘડાવ્યા જે ઘણાએ, ઘટી હળ હથીયાર તો, ભવ ભવ મેલી મૂકીયા એ, કરતા જીવ સંહાર તો ॥ ૬ ॥ પાપ કરીને પોષીયા એ, જનમ જનમ પરિવાર તો, જનમાતર પોહોત્યા પછી એ, કોણે ન કીધી સાર તો ॥ ૭ ॥ આ ભવ પરભવ જે કર્યા એ, એમ અધિકરણ અનેક તો, ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ એ, આણી હૃદય વિવેક તો ॥ ૮ ॥ દુષ્કૃત નિંદા એમ કરી એ, પાપ કરો પરિહાર તો, શિવગતિ આરાધન તણો એ, એ છટ્ઠો અધિ કાર તો ॥૯॥

## ઢાળ ૬ ઠ્ઠી

( આધે તુ જોઇને જીનડા, એ દેશી )

ધન ધન તે દિન માહરો, જીહા કીધો ધર્મ, દાન શીયળ તપ ભાવના, ટાળ્યા દુષ્કૃત કર્મ ધન ધન ॥ ૧ ॥ શત્રુંજયાદિક તીર્થની, જે કીધી જાત્ર, જુગતે જિનવર પૂજીયા, વળી પોષ્યા પાત્ર ધન૦ ॥ ૨ ॥ પુસ્તક જ્ઞાન લખાવીયા, જીર્ણ હર જિન ચૈત્ય, સંઘ ચતુર્વિધ સાચવ્યા, એ સાતે ખેત્ર ધન૦ ॥ ૩ ॥ પડિક્કમણા સુપરે કર્યા, અનુકંપા દાન, સાધુ સૂરિ ઉવઝાયને, દીધા બહુ માન ધન૦ ॥ ૪ ॥ ધર્મ કાજ અનુમોદીયે, એમ વારોવાર, શિવગતિ આરાધન તણો, એ સાતમો અધિ

ધન૦ ॥ ૫ ॥ ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠામ; સમતા ભાવે ભાવીયે એ, આતમરામ. ધન૦ ॥ ૬ ॥ સુખદુઃખ કારણ જીવને, કોઇ અવર ન હોય; કર્મ આપ જે આચર્યાં ભોગવીયે સોય. ધન૦ ॥ ૭ ॥ સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુણ્ય કામ; છાર ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ. ધન૦॥ ૮ ॥ ભાવ ભલી પરે ભાવીયે, એ ધર્મનો સાર; શિવગતિ આરાધન તણો, એ આઠમો અધિકાર. ધન૦ ॥ ૯ ॥

## ઢાળ ૭ મી.

( રૈવતગિરિ હુઆ, પ્રભુનાં ત્રણ કલ્યાણ, એ દેશી. )

હવે અવસર જાણી, કરી સંલેખણ સાર; અણસણ આદરીયે, પચ્ચખી ચારે આહાર; લલુતા સવિ મૂકી, છાંડી મમતા અંગ; એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ. ॥ ૧ ॥ ગતિ ચારે કીધાં, આહાર અનંત નિઃશંક; પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીયો રંક; દુલહો એ વળી વળી, અણસણનો પરિણામ, એહથી પામીજે, શિવપદ સુરપદ ઠામ. ॥ ૨ ॥ ધન ધનો શાલિભદ્ર, ખંધો મેઘકુમાર; અણસણ આરાધી, પામ્યા ભવનો પાર; શિવ મંદિર જાશે, કરી એક અવતાર; આરાધન કેરો એ, નવમો અધિકાર. ॥ ૩ ॥ દશમે અધિકારે, મહામંત્ર નવકાર; મનથી નવિ મૂકો શિવસુખ ફલ સહકાર; એહ જપતાં જાયે, દુર્ગતિ દોષ વિકાર; સુપરે એ સમરો, ચૌદ પૂરવનો સાર. ॥ ૪ ॥ જનમાંતર જાતાં, જો પામે નવકાર; તો પાતિક ગાળી, પામે સુર અવતાર; એ નવપદ સરિખો, મંત્ર ન કોઇ સાર; એહ ભવ ને પરભવે, સુખ સંપત્તિ દાતાર. ॥ ૫ ॥ જ્યું ભીલ ભીલડી, રાજા રાણી થાય; નવપદ મહિમાથી, રાજસિંહ મહા-રાય; રાણી રતનાવતી, બેહુ પામ્યા છે સુરભોગ; એક ભવ

પછી લેશે, શિવ વધૂ મ જોગ ॥ ૬ ॥ શ્રીમતીને એ વળી, મત્ર ફળ્યો તત્કાલ, ફણિધર ફીટીને, પ્રગટ થઇ ફુલમાળ, શિવકુમારે જોગી, સોવન પુરુષ કીધ, એમ એણે મત્રે, કાજ ઘણાના સિદ્ધ ॥ ૭ ॥ એ દશ અધિકારે, વીર જિણેસર ભાખ્યો, આરાધન કેરો વિધિ, જેણે ચિત્ત માંહી રાખ્યો, તેણે પાપ પખાળી, ભવભય દૂરે નાખ્યો, જિન વિનય કરતા, સુમતિ અમૃતરસ ચાખ્યો ॥ ૮ ॥

## ઢાળ ૮ મી.

( નમો ભવિ ભાવશુ, એ દેશી )

સિદ્ધારથ રાજા કુળ તિલો એ, ત્રિશલા માત મલ્હાર તો, અવનિતલ તમે અવતર્યા એ, કરવા અમ ઉપકાર તો, જયો જિન વીરજી એ ॥ ૧ ॥ મે અપરાધ કર્યા ઘણા એ, કહેતા ન લહુ પાર તો, તુમ ચરણે આવ્યા ભણી એ, જો તારે તો તાર તો, જયો૦ ॥ ૨ ॥ આશ કરીને આવીયો એ, તુમ ચરણે મહારાજ તો, આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજ તો, જયો૦ ॥ ૩ ॥ કરમ અલુજણ આકરા એ, જન્મ મરણ જજાલ તો, હુ છુ એહથી ઉભગો એ, છોડવ દેવ દયાળ તો જયો૦ ॥ ૪ ॥ આજ મનોરથ મુજ ફળ્યા એ, નાઠા દુ ખ દદોલ તો, તુઠો જિન ચોવીશમો એ, પ્રગટયા પુણ્ય કલ્લોલ તો જયો૦ ॥ ૫ ॥ ભવે ભવે વિનય તુમારડો એ, ભાવ ભક્તિ તુમ પાય તો, દેવ દયા કરી દીજીયે એ, બોધિ બીજ સુપસાય તો, જયો૦ ॥ ૬ ॥

## કળશ.

ઇહ તરણ તારણ સુગતિ કારણ, દુ ખ નિવારણ જગ જયો, શ્રી વીર જિનવર ચરણ શુણતા, અધિક મન ઉલટ થયો

॥ ૧ ॥ શ્રી વિજય દેવ સૂરિંદ પટધર, તીરથ જંગમ એણી જગે; તપગચ્છપતિ શ્રી વિજયપ્રભ સૂરિ, સૂરિતેજે ઝગમગે. ॥ ૨ ॥ શ્રી હીરવિજયસૂરિ શિષ્ય વાચક, કીર્તિવિજય સુરગુરૂ સમો; તસ શિષ્ય વાચક વિનયવિજયે, થુણ્યો જિન ચોવીશમો. ॥ ૩ ॥ સય સત્તર સંવત ઓગણત્રીશે, રહી રાંદેર ચોમાસ એ; વિજય દશમી વિજય કારણ, કીયો ગુણ અભ્યાસ એ. ॥ ૪ ॥ નર ભવ આરાધન સિદ્ધિ સાધન, સુકૃત લીલ વિલાસ એ; નિર્જરા હેતે સ્તવન રચિયું, નામે પુણ્ય પ્રકાશ એ. ॥ ૫ ॥

શ્રી પુણ્ય પ્રકાશનું સ્તવન સંપૂર્ણ.

